# વિવિધ વિષય-માળા.

માનસાઇ વિચિત્રતાઓ અને સામાન્ય
સાહિત્યનો એક નાનો સંગ્રહ.

( ભાગ પેહેલો )

કર્તા
શ્યાવક્ષ અરદેશર પેમાસ્તર—("ઝફર")

મુંબઇ

મી૦ લખમીદાસ દામોદરનાં
"ધી ટોકરશી ગોવીંદજી પ્રીન્ટીંગ પ્રેસ" માં છાપ્યું છે.

ઈસ્વી સને ૧૯૧૨



( કિંમત રૂપિયો એક. )




મારાં હેતાલ, દિલસોઝ માતાજી

બાઈ પીરોજબાઈ

તથા

કાળજીવંત, ભલા પિતાજી

શેઠ અરદેશર બરજોરજી પેમાસ્તર

એ સુરંબીજીઓનાં લાખો હેશાંનોની પુરતી કદર
અને પિછાણ કરવાની તમામ અશક્તિ અને લાચા
રીમાં, તાબેદારી અને ભક્તિભાવના જુસ્સાઓ સાથ

ગુજરાતી સાહિત્યમાં આ મારો

પહેલો પ્રયાસ

તેઓનાં ચરણે ધર્યો છે.

કર્તા.

# સાંકળિયું.

# પ્રસ્તાવના.

યઝદેઝરદી શાહાનશાહી અને ૧૨૮૨ ના અખ્નાવર નરોઝની આ બામદાદે ગુજરાતી સાહિત્યના ગુલઝાર બાગમાં પાક પરવરદેગારનાં પવિત્ર અને બુલંદ નામ સાથ અને હઝરત જરથોસ્તની દયા અને પનાહની બરખતથી આ નાનો છોડવો છોડતાં દુવા ચહાવું છું કે દિલસોઝ અને દયાળુ માલીઓની પરવસી મેળવવા તે ભાગ્યશાળી થાય.

સાહિત્યના અમૃત ઝરાનો હું તમામ બાળપણથી આતુર તરસ્યો રહેતો આવ્યો છું અને એ અમર સુખમાં મારા ફુરસદના તમામ કલાકો પસાર થયાછે. પરદેશથી આવીને પવિત્ર ગુર્જરમાતાને આપણી બાપીકી માતજબાન બનાવ્યા પછી આપણા પારસીઓએ ગુજરાતી સાહિત્યને પોતાનુ ધારી—ગણી—માની લઇ ખેડવા અને વધારવા સદા એક ફર્જ વિચારી છે અને તેથી એ કોમી વાર સાને અનુસરીને તેનાં ચરણે પડવામાં મેં પણ સદા મોજ જાણી છે. સાહિત્ય તરફની મારી બચપણથીજ વળાણને સબબે મને પોતાને કલમ ધરવાનું મન થયું. આપણાં સાહિત્યમાં વાર્તા અને કીસ્સાઓનો જબરો રોહ ફેલાઇ ગયો છે અને વાંચનારી આલમનો એ બાબેનો શોખ જયાદા અને જયાદા વધ્યોજ જાયછે. પશ્ચિમની સુધરેલી પ્રજાઓ બીજી જુદી જુદી સંગીન બાબદો વિષે પણ જાણવા મરી ફીટે છે. મહાન નરોની જીંદગીની બારીક વિગતો જાણવા, નામવર કારકીર્દીઓમાં પણ કેવાં કેવાં વિચિત્ર અને બાઝે વખને વિલક્ષણ નખરાંઓ નસીબદેવી કરી બતાવે છે તે જોવા, આ દુનિયાંને ઝલકાવી જનારા અમર જીવો પણ પોતાની હસ્તી દરમિયાંન કેવી કેવી લીલી—સુકકીઓ અનુભવે છે તેની વિગત વાંચવા, કાળા માથાનું આ માનવી કોઇ કોઇ વાર કેવું કેવું ચક્રમપણું બતાવે છે તેનો ખ્યાલ મેળવવા ત્યાંની વાંચનારી આલમ ગેલા દીવાની બને છે. ડીઝરેલીનાં "Curiosities of Literature' અને ન્યુન્સનાં Eccentricities upto date" જેવાં એ જાતના ખરાં અને આ સંસારી

દુનિયાના તખ્તા પર ભજવાઈ ગયલાં દાસ્તાનો અને વિગતોવાળાં પુસ્તકોની લંબો નકલો અને હજનગધ આવૃત્તીઓ બોલબોલતામાં ચટણી થઇ ગઇ છે. Social, Literary and Romantic Biographies નાં એવાં વાંચણો અજે ત્યાં પ્રજાને કાંઇ અજબ ભાવે છે! આપણા વાંચકોમાં પણ એ જાતનો શોખ ફેલાય અને આપણા કેટલાક કાબેલ લેખકો આપણા સાહિત્યમાં એવો વિભાગ પણ વધારે તે નેમથી આજે વર્ષો થયાં આપણાં જુદાં જુદાં સાધણોમાં હું એવા વિષયો રજુ કરતો રહ્યો છું અને મારા ખેરખાહ વાંચકોની વખાણ અને પસંદગી મેળવવાને તે દાદારની દયાથી નસીબવંત નિવડયોછું. પશ્ચિમનાં એવાં દાસ્તાનો સાથ પુર્વના નર–નારીઓને પણ સામેલ કરવાનુ મેં મારા વિષયોમા વાજબી ધાર્યું છે, કારણ એ જાતની મેળવણીથી આપણા વાચકોની તે જાસ્તી ઉલટ ઉસ્કેરે છે. મારા દિલસોઝ અને ભલા ખેરખાહોની સુચના અને સલ્લાહથી એક નાના આ પુસ્તકમા એ વિષયોમાથી ચુટી કાઢેલો આ સંગ્રહ આજે હુ ખુશાલીથી જાહેર આલમ સનમુખ રજુ કરૂં છું અને તે જે નેમથી રજુ થયો છે તે જો પાર પડશે તો મારી સર્વે મેહેનતનો પુરતો બદલો થઇ પડશે.

જીંદગીની ફર્જ અને જંજાળો અદા કરતાં બાકી વધતા પુરસદ ના થોડા વખતનું આ અલ્પ પરિણામ તમારે ચરણે ધર્યું છે. જાહેર પુસ્તકથી આ મારો પેહેલોજ દેખાવછે, એમાંના ઘણા વિષયો તમામ બચપણમાં લખાયા હતા, એ દયાથી મારાં દિલસોઝ વાંચકો અને કાબેલ નુકતેચીનો યાદ રાખશે.

હવે મારા સાહિત્યના તમામ સ્વાર્થ વિનાના શોખ, લાભ વિનાના લોભ અને દામ વિનાના કામમાં પોતાનો દિલસોઝ હાથ લંબાવનારા મારા ખેરખાહોનો જાહેરમાં ઉપકાર માનવાની આ પેહેલીજ ટક લેવાની મારી પવિત્ર અને આઇન ફર્જ છે. એ માટે હું મારા ખરા ખેરખાહો અને દિલસોઝ શુભેચ્છકો–તે ગુજરાતી વર્તમાન-પત્રો અને મહાવરીઓના અધિપતિરાજો–નો આભારી છું, કે જેઓએ મારાં લખાણોને સુધારી-વધારી–ચટાકી પોતાનાં વાજીંત્રોમાં દાખલ કરી

મને મદદ અને ઉત્તેજન આપ્યાં છે. આ સબંધમાં મારી મોટી દિલગીરી એજ છે કે મારા પેહેલા પ્રયાસને પોતાના દીબાચા સાથે બહાર પાડવાની સદાની હોંશ અને ઉલટ રાખનારા મારા એક ખરા પિતાતૂલ્ય, દિલસોઝ ખેરખાહ **મરહુમ સોરાબ પાલમકોટ** આજે હયાત નથી. આ પરમાર્થી, ભલા, રાંક હાતમ અને દિલસોઝ કલમકશના મરણથી નવા લેખકોએ પોતાનો એક ખરો શુભેચ્છક ગુમાવ્યો છે અને એ આફતકારક, અકાળ મોહોતથી મેં તો મારો એક અંગત મુરબ્બી ખોહયો છે. ખોદા એ મારા ભલા ખેરખાહને સદા બેહેસ્તનું સુખ મળો! "**જ્ઞાનવર્ધક**" વાળા **મરહુમ મી. મોહન, ગુરૂ સાહેબ કાબરાજી** અને હમણાજ આખેરીની શાંત ઉંઘમાં પડેલા **મહાન દેશભક્ત મલબારી**ના મરણમાં પણ મેં મારા ઉમદા સુભેચ્છકો ગુમાવ્યા છે. મરહુમ **મી. મલબારીએ** આ થોડાક આગળા વિષયો વાંચ્યા હતા અને સલ્લાહ આપી હતી પણ તે અમલમાં મેળાયલી જોય તે પેહેલા તો જમરાજ અદેખા પડી ગયોછે

"**જામે જમશેદ**, "**સાંજ-વર્તમાન**," "**ધી પારસી**," "**રાસ્ત-ગોફતાર**" વગેરે વગેરે છાપાવાળા માનવંત ખેરખાહો, તેમજ "**માસિક-મજાહ**," "**માસિક હિંદી ગ્રાફીક**" ના મરહુમ **મી. સોરાબ**, "**જ્ઞાન વર્ધક**" વાળા **મરહુમ મી. મોહન**, "**ફુરસદ**" ના ભલા ને દિલસોઝ શુભેચ્છક **મી. બહમનજી કાબરાજી**, "**ગીરદોશ-નવરોઝ**" વાળા મારા હેતાળ ને માયાળુ બિરાદર "**મશરેક**," "**ગુલશને ઇલ્મ**" વાળા **મી. ભાગળ્યા**, "**નૂર-એલમ**" ના અધિપતિ વગેરે વગેરે સઘળા ખેરખાહો ને શુભેચ્છકોનો હું ઉેશાનમંદછું.

મારા આ પેહેલા પ્રયાસને ઘણી કિંમતી સલ્લાહો અને સુચનાઓથી નવાજી એક કાબેળ દીબાચાથી મને પ્રજા હજુર રજુ કરનારા આપણા **નામાંકિત 'સ્કોલર'** અને ઉચ્ચ દરજાના **કસાયલા કલમકશ મી. રૂસ્તમજી પેસ્તનજી કરકરીયા, B. A., F. R. H. S., M. R. A. S.** ની ઉપયોગી મદદ અને સામેલ-

ગીરી મેળવવા ભાગ્યશાળી થયોછું એ એક ખરાં શુભાગ્યની વાત છે. એવણે જે માયા અને કાળજીથી મારી અર્જ સ્વિકારી છે તે માટે બેશક હું એ એકાંત, શરમાળ ને કાબેલ વિદ્વાનનો આભારી છું.

છેવટે, મને સદા ઉત્તેજન આપનારા મારા બોહોળા વાંચક વર્ગનો ખરો ઉપકાર માનતાં, આજનું આ બેસ્તું જરથોસ્તી સાલ સારી પારસી કોમને આબાદ, જાહોજલાલી અને ફતેહ-મંદીઓથી ભરેલું ઇચ્છું છું

ગ્રાંટ રોડ, મુંબાઈ.
તા. ૧૨ માં સપટેમ્બર ૧૯૧૨

શ્યાવક્ષ અરદેશર પેમાસ્તર.



# દીબાચો.

મારા જવાન મિત્રનાં આ "વિવિધ વિષય-માળા"ના પુસ્તકને માટે થોડીક દીબાચાની લીટીઓ લખવાનું આમંત્રણ મેં ખુશીથી સ્વીકાર્યું છે, કારણ કે આ એવણનું પહેલુંજ પુસ્તક છે અને એક ગ્રંથકર્તા તરીકે આ એવણનો પહેલોજ દેખાવ છે. આપણા ઉધરતા ચાલાક જવાન્યાઓને સાહીત્યના મેદાનમાં ઉતરી લેખક તરીકે કલમ કસવાની શુભ સરૂઆત કરતા જોઈ મને સદા આનંદજ થાય છે.

સાહીત્યની મોજ અજબ છે, અને જે પુરૂષ એકવાર તે મોજ બરાબર ચાખવાને ભાગ્યશાળી થયો તેને તેની મોહીની એટલી તો લાગે છે કે કદાચજ તે તેનાથી દુર જઇ શકે. સાહીત્યનો શોખ એક પુરૂષની ઉત્તમ શોભા છે અને તે ઘણું કરીને એક કુદરતી બક્ષેસ હોય છે; પણ જેમ બીજી એવી બક્ષેસોના બાબમાં થવું જોઈએ તેમ, આ બક્ષેસને પણ ખીલવવી જોઇએ છે. હું જોઇને બહુ ખુશી છું કે મારા મિત્ર પોતામાં આ કુદરતથી મેળાયલા શોખને ખીલવવા પોતાથી બનતો પ્રયત્ન કરે છે.

ઘણું કરીને આપણા જવાન્યાઓ સાહીત્યનો શોખ ફક્ત પોતે વાંચીનેજ પુરો કરે છે. અલબતાં એવી રીતે સાહીત્ય વાંચવામાં મોજ સમજવી એ પણ ઉમદા ગુણજ છે, જે, આપણા વચ્ચે જો ઓહોળા વીસતારમાં પંથરાયલો હોય તો આપણી કોમના સુભાગ્યનીજ વાત ગણાય. સાહીત્યનો ખરો શોખ જો સંભાળથી ખીલવ્યો હોય તો નિરમલ, સ્વચ્છ અને ઉમદા લખાણો તરફજ પોતાના શેવકને દોરવવા વિના તે રહેતો નથી. અને એવાં ઉત્તમ લખાણો જેણે વાંચવાની ટેવજ પડી, તો પછી તેનાં કરતાં બીજો કોણ વધારે ભાગ્યશાળી હોય તે મારાથી તો કહી નહી શકાય. ઉમદા લખાણો વાંચ્યા કર્યાથી તેઓનો વાંચનાર પોતે પણ રફ્તે રફ્તે ઉમદા વિચારવાલો થાય છે એમાં ઝાઝો શક નથી. એવાં લખાણોનેજ પોતાના સાથી કર્યાથી, તેનો વાંચનાર તેમના ઉત્તમ લખનારાઓનો ગોયા સાથી બને છે. શેકસપીયર કે કાલીદાસ, હોમર કે ફીરદોશી, હીરોડોટસ કે ગીબન, પ્લેટો કે કાંટ, એઓને જો એક વાર આપણા સાહીત્યના ખરેખરા સાથી બનાવ્યા અને આપણો પુરસદનો વખત એઓની સંગતમાં ગુજારવાની ટેવ

પાડી તો હું નહી જોઇ શકતો કે એથી વધુ ઉત્તમ સોબત માણુસ શું મેળવી શકે ?

પણુ ફકટ ઉત્તમ સાહીત્ય વાંચીનેજ બેસી રહેવું, એમાં હું લગાર એકલપેટાઇનો અંશ સમાયલો જોવું છુ. આપણે વાંચ્યું એટલે આપણું મન રાજી થયું, આપણું મગજ ખીલ્યું, અને ઉમદા વિચારો તેમાં આવતા થયા. એ સઘળુ ઠીકજ થયું. પણુ આતો સઘળુ આપણા પોતાનાં ભલાં માટે થયુ. પણુ આતો આપણી દેખઇતી ફરજ છે કે આપણા પોતાનાં ભલાં સાથ બીજાઓના લાભ માટે પણુ આપણે કાંઇ કરવું જોઇએ. આપણે જ્ઞાન મેળવ્યું તો આપણી ફરજ છે કે બીજાંઓ પણુ તે મેળવે તે માટે કાળજી રાખવી. એ ફરજ અદા કરવા માટે લખાણુ કરવાની શકતીની જરૂર છે. પણુ લખાણુ કરવાની શકતી કાંઇ બધાજ સાહીત્યના શોખીનોમાં આવતી નથી. સાહીત્યના શોખની માફક લખાણુ કરવાની શકતી પણુ કુદરતની બક્ષેશ છે, અને તે પેહેલા કરતાં વધારે કમયાબ છે. તેને જો ખીલવવામા આવે અને સાથે સાથે ઉત્તમ સાહીત્ય સંપાદન કરવાનો શોખ પણુ વધે, તો સંગીન જ્ઞાનના ફેલાવા માટે તે એક બહુ કિમતી અને બલવાન હથ્યાર થઇ પડયા વિના રહે નહીં.

આ પુસ્તકના જવાન કર્તામાં હું બહુ ખુશી સાથ જોવું છઉં કે એ બંને ગુણો જોડાયલા છે. એવણુમાં સાહીત્યના શોખ છે અને વળી સાથે લખાણુ કરવાની શકતી પણુ છે, અને એ બંનેને ખીલવવાની ઉલટ પણુ એમનામાં છે. પોતે ઇગ્રેજીમાં વાંચેલું બીજાં જેઓ ઇંગ્રેજી જાણુતા ન હોય તેઓ આગળ રજુ કરવા એઓની ઉલટ બહુ છે. આપણે ગુજરાતી છાપો, રોજીંદો, અઠવાડીક, તેમજ માહવારી, આપણા વચ્ચે જ્ઞાનનો ફેલાવો કરવા માટે જાણીતો છે, અને તે છાપામાં આપણા આ ગ્રંથકાર પોતાનાં ઉપ્યોગી લખાણો કરી જ્ઞાનના ફેલાવાનાં અતી ભલાં કામમાં પોતાનો ફાલો આપવા માટે અત્યાર આગમચના જણાઇ ચુકા છે. એ લખાણોમાંથી થોડાંકનો સંગ્રહ આ પુસ્તકમાં વાંચનાર સનમુખ રજુ કરવાની એવણુની ઉલટ તારીફલાયક છે. છાપામાં પ્રગટ થયલું લખાણુ એકવાર વાંચ્યાં પછી જાલવી રાખવું દેખઇતી રીતે બહુ કઠણુ છે, અને ઘણાં એવાં લખાણો જો આપણે ફરી વાંચવા માગ્યે તો

વર્તમાન પત્રોની ફાઇલો ઉથલાવવાની હાકવનારી મહેનત કરવી જોઇએ. નહી તો એ પત્રોમાંથી કાપી કહાડેલી કાપલીઓને જાલવી રાખવાની કાળજી રાખવી જોઈએ. એવી માથાકુટને લીધે વર્તમાનપત્રોમાં આવતા ઘણાક ઉપયોગી લેખો જ્ઞાન ફેલાવાની પોતાની નેમમાં બરાબર રીતે ફાવતા નથી. એવાં લખાણોના સંગ્રહ પુસ્તકના આકારમાં જો વધુ સંખ્યામાં બહાર પડે તો ખચીતજ મોટો ફાયદો થાય.

જે વિષયો **મી૦ શ્યાવક્ષે** વર્તમાન—પત્રોમાં હાથ ધર્યા હતા, તે એવા હતા કે તેઓ સંબંધનાં લખાણો વાંચનારને જાલવી રાખવાની કુદરતીજ ખાહેશ થાય. એ લખાણો સંગીન બાબદોથી ભરપુર હતાં, અને તેઓને માત્ર એકાદ વાર પત્રમાં વાંચી ફેંકી દેવા કોઈ કદાચજ રાજી થાય. માટે એવા સંગીન વિષયોનો સંગ્રહ હાથમાં સેહેલથી પકડાય એવાં પુસ્તકમાં કીધો એ બહુ ઠીકજ કીધું છે. એવાં પુસ્તકો ઈંગ્રેજીમાં સાધારણ છે, પણ આપણી ગુજરાતી ભાષામાં જવલેજ જોવામાં આવે છે. આવાં અનેક બાબદો ઉપરનાં લખાણોનો સંગ્રહ નામીચા **આઇઝેક ડીઝરેલીએ રચેલાં "ક્યુરીયોસીટીઝ ઑફ લીટરેચર"** જેવાં અતી લોકપ્રીય થયલાં પુસ્તકોની યાદ દેવારે છે, અને જો કર્તાને વાંચનાર આલમ તરફથી ઉત્તેજણ મળે, તો મારી ભલામણ છે કે બીજાં એવાંજ ઉપયોગી તેમજ મનોરંજક પુસ્તકે રફ્તે રફ્તે કહાડતા રહેવું.

આ પુસ્તકમાં જે જે બાબદો હાથ ધરવામાં આવી છે તે લગભગ દરેક એવી ઓહોલી છે કે તે પરજ ખાસ્સું એક આખું પુસ્તક રચવામાં આવે તો કાઇ ઘણું ન કહેવાય, અને ખરેજ એ માંહેલા કેટલાક વિષયો એવા છે કે તે ઉપર આખાં પુસ્તકો લખાયલાં જોવા દરેક ગુજરાતી સાહીત્યનો શુભેચ્છક ઇચ્છશે. પણ આપણા સાહીત્યની હાલની હાલત જોતાં, એવા વિષયો ટુંક રીતે પણ આ પુસ્તકમા ચરચાયલા જોઇ વાંચનાર જો રાજી થશે, તો હું ધારૂં છું કે ગ્રંથ-કર્તા પોતાની મેહેનતનો બદલો પુરતી રીતે વલી ચુકેલો સમજશે.

પુસ્તકો પ્રગટ કરી તેમાંથી કમાણી કરવાનો આપણા ગુજરાતી લેખકોનો હાલનો જમાનો તો નથીજ. "થોડાક ભૂખે મરેલા કલમકશો" વાળા આ પુસ્તકમાં લખાયલા વિષયમાં આપણા દેશ અને સાહિત્યમાંથી ઘણા દાખલા આપી શકાતે. કદાચ હવે પછીના જમાનામાં વાંચનારી આલમમાં પુસ્તકો ઓહોલી રીતે ખરીદ કરવાની ટેવ

પડે અને સારૂં સાહીત્ય પૈસા ખરચી મેળવવાની આદત આવે. ત વખતે આપણા વચ્ચે ગુજરાતી પુસ્તક રચનારાઓનો સ્વતંત્ર ધંધાદારી વર્ગ ઉભો થશે. હાલ તો પોતાના બીજા કામ ધંધામાંથી વખત જેમ તેમ ફાલતુ પાડી આપણા લગભગ સઘળા લખનારાઓ પોતાના ગ્રંથો રચે છે.

આ પુસ્તક પણ તેમજ રચવામાં આવ્યું છે, અને એના અતી જવાન કર્તાને ખરેખર સાબાસી ઘટે છે કે પોતાના વૈદક ધંધાના અભ્યાસની રોકાંણો અને જંજાળો વચ્ચે પણ એવણે એ રચ્યું છે. દરેક ચીજ પાછલ મેહેનત અને જંજાળ તો ફતેહ મેળવવા માટે કરવીજ જોઇએ એમ માણસ જાતની સરજતમાંજ લખાયલું છે. શોખ પાછળ પણ મેહેનત અને જંજાળ વટીક કાંઇ થોડી લાગતી નથી. તેમ મારા મિત્રે પોતાના સાહીત્યના શોખ પાછલ ખુબ મેહેનત લીધેલી દેખઇતી રીતે નજરે આવે છે. તોપણ આ પુસ્તક એવણની પેહેલી કોશેશ છે અને ગ્રંથકાર તરીકેનો આ દેખાવ એવણનો પેહેલોજ છે, અને વાંચનાર તેમજ નુકતેચીન એ વાત યાદ રાખીનેજ આ પુસ્તક વાંચશે એમ આપણે આશા રાખીશું.

મેં પોતે એ ઘણી ઉલટથી વાંચ્યુ છે, અને મને ગ્નાન સાથ મજાહ મળી છે. ઘણીક જુની વાતોની એ પુસ્તકે મને ફરી યાદ દેવાડી છે, તેમજ વળી કેટલુંક નવું જાણવાનું મળ્યું છે. ફુરસદને વખતે કલાક બે કલાક ઘણી ઉપયોગી તેમજ દીલખુશ રીતે એ પુસ્તકની સંગતમાં વાંચનાર પસાર કરી શકશે. એ માંહે આવેલી બાબદો બીજી ગુજરાતી ચોપડીઓમાં જવલેજ મલશે, એટલે એને ભવિષ્યના ઉપયોગ માટે તરેહવાર બાબદો વિષે ગ્નાન મેળવવા થકી જાળવી રાખવું પણ ફાયદાકારક થઇ પડશે. અલબતાં કેઠે કેઠે ખામીઓ તો દીસસેજ, પણ તે ખામીઓ સુધારવાની ટક અને જોગવાઈ આપવાનુ વાંચક વર્ગનાં પોતાનાંજ હાથમાં છે, કારણ કે તેઓએ જો આ આવૃતીનો સારી રીતે ઉઠાવ કર્યો અને બીજી આવૃતી માટે માંગણી દેખાડી તો ખચ્ચીતજ કર્તા ઘણી ઉલટ સાથ આ પુસ્તકને ફરી તપાસી જશે અને ખામીઓ જે નજર આવે તે દુર કરવા પોતાથી બનતો પ્રયત્ન કરશે. એવી ટક એઓને મળ એમ હું દીલોજાનથી ઇચ્છું છું!

સેવટે હું આશા રાખું છું કે વાંચનાર વર્ગ કર્તાને ઘટતો આવકાર દઈ તેવણુની આ પેહેલી કોશેશ ફ-તેહમંદ બનાવશે. ઉઘરતા લેખકોને એવાં ઉ-તેજણુની બહુ અગત છે, અને એવાં ઉ-તેજણુથીજ રફ્તે રફ્તે આગળ ચાલતા આપણામાં સારા કવિઓ અને નાટક લખનારાઓ, ઈતીહાસકર્તાઓ તેમજ ચરીત્ર રચનારા ઉભા થઈ શકે. સંગીન સાહીત્યને જેવું જોઈએ તેવું ઉ-તેજણ આપણી કોમમાં મળતું નથી એ આપણા ખરા કમનસીબની વાત છે. પણ આ યાદ રાખવું કે જયાં સુધી સાહીત્યના મેદાનમાં બહાર પડી કાંઈ જીવ જેવું આપણે કરી બતાવશું નહી. ત્યાં સુધી આપણો પ્રજા તરીકેનો દરજ્જો દુનિયાની પ્રજાઓ વચ્ચે ઝાઝો વધવાનો નથી. દરેક પોતાનાં સ્વમાન માટે દરકાર ધરાવતી પ્રજાએ જગત—સાહીત્યમાં કાંઈને કાંઈ પોતાનો ફાળો આપ્યોછે. ઈંગ્લાન્ડે **શેકસપીયર**, **જરમનીએ ગથ્થે**, **ઇટાલીએ ડાન્તે**. **ફ્રાન્સે રૂશો**, **સ્પેને સરવાનટેસ**, એ મીસાલ દરેક દેશના લોકોને સાહીત્યમાં મગરૂર થવાનું કારણ છે. આગળા જમાનાનાં **હિંદે** એક **કાલીદાસ** કે **વાલમીકી** પેદા કરી પોતાની ફરજ અદા કરી હતી. આજનું હિંદ એ બાબદમાં પોતાની ફરજ સમજે છે? આપણેભાર સાથ પુછીશુ કે એ બાબદમાં આજની **પારસી પ્રજાએ** શું કર્યું? એક **શેકસપીયર** કે **ગીબન** કે **એડીસન** કાંઇ એકદમ એકજ ઓલાદમાં ઉભો થતો નથી. સેંકડો નાના નાના લખનારાઓમાંથી એવા કોઈક વિરલા અને તુરરા પુરૂષો ઉગી નીકળે છે. એવા સેંકડો લેખકોને ઈંગ્રેજ પ્રજાએ ઉતેજણ આપ્યું તો આજે બીજી પ્રજાઓ વચ્ચે તે ઉંચે જોઇ શકે છે. આપણે એમ સુરખરૂ રહીયે એવીસરૂઆત પણ હાલતો કીધેલી લગતી નથી.

**રૂસ્તમજી પેસ્તનજી કરકરીયા.**



# વિવિધ વિષય-માળા.

## માત્ર એક ફોટો!

### હાલના જમાનાનો કાજી કરનાર!

ઘણીકવાર એક મરદ પોતાની સંસાર સાગરની ભાગ્યણુ વિચિત્ર સંજોગો હેઠળ મેળવે છે. તરેહવાર સંજોગો હેઠળ થયેલા ઘડીભર મેળાપ ઘણીવાર જન્મની ગાંઠ બાંધી આપે છે. રસ્તામાં યા મુસાફરીમાં ઘડીચપકાની ઓળખાણ લગ્નના ગાંઠમાં પુરી થતી આપણા સંસારમાં અનેકોવાર જણાય છે. જોડા સાધી આપવામાં સર્વેથી સેહેલું, હરરોજનું ને સસતું ખાત્રીપુરવક સાધન જો કોઇબી હસતી ધરાવતું હોય તો તે એક ફોટો છે—ચિત્ર છે. થોડા વખતની વાત ઉપર એક ચોપાનિયામાં એક સખીની સખી દેખી વર બેઠા આવેલા એક વરારજાના સમાગમમા આવતા એવા દાખલાઓ ગોતવાનો ખ્યાલ થયો અને તેના પરીણામમાં થોડાક દાસતાનો આ સાથ તમને અર્પણ કરયા છે. અત્રે ચિત્રોથી બંધાયલાં જોડાંઓનાજ વિભાગમાં આપણે ટાકયું કરીશું.

હાલ થોડુંકપર કોરનઓલના ત્રેગ્રેરણ ખાતે પોતાની ઓળખીતી પાંચ છ કુવારીકાઓના 'ગરૂપ' સાથનો એક ચીત્રો વાળો 'પોષ્ટ કાર્ડ' એક સબી પાડનારે બહાર પાડયો હતો, જેનીપર નવાં વરસની મુબારકબાદીની થોડીક લીટીઓ લખી એક **મીસીસ ફીલીપસ** નામની બાનુએ પોતાના બેટાપર બ્રીટીશ કોલબીયાની એક ખાણમા રવાના કરયો. તે કાર્ડ મજકુર બેટાના એક મિત્ર **એનટોનીયો મેટાસાના** જોવામાં આવયો. આ જવાન મજકુર 'ગરૂપ'માની એક **'મીસ હારપર'** નામની કુવારીકાની સબી સાથ પેલા નમારા લેખકો લખે તેમ 'પહેલીજ નજરના પ્યારમાં ગારદ થઇ સુધ ખોઇ બેઠો. પોતે ઘરબારે સુખી

હોવાથી બસ આ મજાહને હાથ કરવાના ખ્યાલોને તરતજ જીગરમાં દાખલ કરયા અને પછી પરિણામ એ આવ્યું કે આ 'પોરશીવા' વગર રીતે **મીસીસ આનટોનીયોમાં** ફેરવાઇ ગયા ને પેલા 'ડ્રાગોબાફર'ની બરકતે 'ખાધું પીધું ને મોજ કરી.'

**મીસીસ કેમરોન** નામની એક પ્રખ્યાત ચિત્રકારે મહા કવિ ટેનીસનનાં [illegible] માંહેલી નાયકાઓને [illegible] of the Kin[illegible]'નાં મથાળાં હેઠળ થોડુંકપર [illegible] મુકી આ ચિત્રો લેવા માટે એક ગરીબ ભિખારીની કન્યાને 'મોડલ' બનાવવામાં આવી અને જુદા જુદા પોશાકો તળે તેણીએ એલેઇનની પરીના જુદા જુદા અવતારો સજ્યા. આ પ્રતીમા થોડા વખતમાં તમામ આશકારા બની ગઇ અને સેંકડો માલેતે જાર જવાનયાઓ ખરા 'મોડલ' મેળવવા મીસીસ કેમરોન આસપાસ ભમતા થયા. આખરે **ડયુક ઓફ પોરટલીના** જોવામાં તે ચિતારો આવ્યા. ડયુક કાકા તો એવા ફકક થઇ ગયા કે જો તેણી ડચેસ નહી બને તો પોતે "ભગવી કથા લીલે ઓઢી ફકીરી લઇ ફરૂં છુ" વાળો ભાગ ભજવવાને પણ મનમાં ને મનમા 'વાઇન'ના ગલાસ સાથ કસમખાં લઇ લીધા. એવણ તો કસમ પાળતે જો. પણ પેલી ભાગ્યશાળી સુંદરીએ ડચેસના ઢગલાપર બેસવાનું કબુલ કીધું ને સંગત અંજામમાં "ભગવી કથા" ને બદલે એક ખુબસુરત ધણીયાણીની તેઓએ ગ્રહણ કીધી ૧૮૫૦ ના સાલમાં **રોયલ એકેડમીમાં** જાણીતા ચિતારા **જી. એફ. વોટસે મીસ વરજીનયા પેટલ** નામની એક અનુપમ સુંદરતા ધરાવતી નાજનીનો ચિતાર રજુ કરયો. આ ચિત્રો ઘણા જવાન્યાઓના જીગરોમાં શાદી રામસનીના ખ્યાલો ઉત્પન કરયા. **વાઇકાઉંટ એશટનર** જે પાછળથી **અરલ ઓફ સોમરલી** થયો તે પોતાના એક મિત્ર સાથ ત્યાં ઓચીંતા આવી ચઢયો હતો તેની નજર આ ચિતારે ચોરી. એવણ કાકા તો ઘાઘરા ગવરનમેંટના જાપતામાં કદી નહીં સપડાવાની આજ લગણ તરેહવાર ડીંગ મારતા રહયા હતા. પણ સબર! તેવણ એ ચિત્રપર નજર નાખવા એક પળ થોબયા, જરા બરાબર જોવા પા કલાક ઉભા, વખાણતા અરધો કલાક થયો ને આખરે પ્યારના દેવે તેઓમાં પહેલીવાર કદી નહિં છોડવા વાસો કરયો. ગમે તેવા મહા પુરૂષો એ લાગણીની સાંકળોમાં

વીટળાતા બચ્યા નથી તો તેવણુ બિચારા કયાં ટકે? એ તેવણુનો બચાવ હતો. તેવણુ સાહેબ એના ચિનારનારને મળયા ને પરીણામમાં પેલા "ઇંગ્લીશ પાવરો" ના "લેઓ સાહેબો, આય પરણતાં જોડાંની સલામતી" નો સુભાખીત સરોદ બહાર પડયો.

૭. **એ. સ્ટોરી** નામના બીજા એક ચિતારાનાં "**મીસત્રેસ ડોરોથી**" ની અસક્યાત એક ગરીબ દરજણ હતી, જે બિચારીને ચાર બાર બેહેનેનુ પુરૂ કરવુ પડતુ હતુ. આય ગીનીને ખાતર તેણીએ પોતાની [illegible] ગુમાવી હતી અને પરીણામમા તેણીની ઉંચી ખુબસુરતીએ [illegible] ભાસીકે કે ઉના [illegible] ને માટે તેની ને તેણીનાં [illegible] બેહેનો [illegible] હતા તે હુવે તરેહવાર મીશટાનો સહાના [illegible] ઉમાવા લાગી અંતે પરીણામમાં એડવોકેટ જનરલ ગાર્ડનર એક રીને પેલા નામાંકીત ચિત્રકારનાં 'સ્ટુડીઓ' ના [illegible] દાખલ થયા અને તેઓના ચિત્રે એક કેવુ ઉમદા કામ કીધું હતું તેના દાખલા તરીકે એક ખુબસુરતીને આગળ [illegible] જેણી તમામ લાલ થઇ જઇ ઉપકારના શબ્દો ઉચારતી ત્યાં ખડી રહી હતી. તે [illegible] હુનરમંદે પોતાના હુનરના આ બદલાથી સંતોશ પકડી તેઓને આશીરવાદ દીધા.

હેકની ખાતેના એક ધંધાદારાંની દીકરાની સબી એક 'ફોટોગ્રાફરે' પાડી હતી. આ સબી તે ખુબસુરત છોકરીને પોતાના તમામ ખરા બહારમાં રજુ કરતી હતી. થોડા વખતમાં પેલા ધંધાદારો માટે એનો ખરાબ વખત આવ્યો ને સઘળું વારા ફરતી ફુંકાઇ ગયું. આખરે તે બાપ–બેટીએ આંસુની રેલ સાથ તે સબીઓ એકાદ બે પાંઉ ખાતર કબજાથી દુર કીધી. તે તેઓના સારા વખતની એક ભાગ્યશાળી ઇધાણી હતી, જે છુટી પડી પણ નસીબવંતીજ નીવડી. એક જરીપુરાણાની દુકાને રાહદારીઓનાં વખાણ મેળવવાનું તે સાધન થઇ પડી. આ સબીના ખેંચાણે તે દુકાનપર આવનાર વધવા લાગી ને સબીની કિંમતબી વધતીજ ગઇ. અંતે આ દાસતાને દીલરૂબાના સંસારી ખરા તખ્તાપર એક નાયક હાજર થયો. ડાક્ટર કુક તબીબ સાહેબે સેંકડો વાર ફતેહમંદીથી નાડ જોઇ હતી, પણ તેઓ હવે પોતાની નાડ પકડી શકયા નહીં. 'હાર્ટ ડીઝીઝ' વિનાના તેઓનાં

'હાર્ટે' હવે ધપકારાના રેલાઓ વધારવાજ માંડયાં ને પરીણામમા દશ ગીની આપી પેલા ફોટોગ્રાફની અને બીજી એકાદ ગીનીએ તે કયાંથી આવ્યો હતો તે બતાવી આપ્યું. ને એક નામાકીત તબીબ હતો, જે પોતાના ફરેસતાઈ ધંધાની કુશળતાથી આ વેળાએ નામનામાં તમામ પેહેલી પાયરીએ ખડો હતો. તે આવ્યો હતો અત્રે ચાર દીવસની રજાપર, પણ થોભયો ચાર માસ અને જ્યારે લંડન પાછો ફરયો ત્યારે મીસીસ કુક અને સાથે એક ફોટોગ્રાફ વધારામાં લેતો ગયો.

હયો દજનબંધ દાસતાનોમાંથી આતો માત્ર ત્રણ ચાર સાદાજ ઉતારયાં છે. સભા અને ચિત્રે સાધારણ જોડાંજ સાંધ્યા એમ નથી. આ ભાગ્યશાળી સાંધનની ઓલબાલાએ શીર ઉપર તાજ પણ મેળવી આપ્યાં છે.

પેલો જગ મશહુર રાજા ઇગ્લંડનો હેનરી આઠમો જે ગણત્રીબંધ રાણીઓ ધરાવનારો એકલો બદબખત ક્રીશ્ચીયન રાજ્યકર્ત્તા થઈ ગયો છે અને જેની બદ્દનસીબીએ કેવા સુખના ભંડારો મેળવ્યા તેના રસીક દાસતાનથી અંગ્રેજી તવારીખ જાણનારો આપણો દરેક વિદ્યાર્થી માહીતગાર છે. તેને એક વાર તેના ચિતારા હોલબીને એક ચીતાર હાથમાં મેલ્યો. રાજાએ આ પ્રતીમાની અસલ્યાતને જોતાં વારજ વરવાનો કરાદ કરયો. પરીણામમાં ડચેસ ઓફ મીલન સવા પોહોરની પાદશાહી પામ્યાં. ચાર દીનની ચાંદરણી ભોગવીને પરીણામમાં તવારીખમા અમરતા પામ્યાં.

એન ઓફ કલીવસને એજ રાજા સાથે જોડનાર એક ચિતારજ હતો. આ કમનસીબ બાનુનાં સગાંવહાલાંઓએ લોભના આવેશમાં રાજચિતારાને એક મોટી લાંચથી આ બાનુના ચિતારને તમામ સુંદરતાજ આપવા લલચાવ્યો. પરીણામમાં આ વિચિત્ર રાજકર્ત્તા ચિતારપરથીજ આ બાનુને વરવા તઈયાર થયો. પેલા કેટલાક મોટા પેટવાળા ભાટીયા બિરાદરો જે રીતે ઢીંગલીઓ લાવે છે તેમ લગ્નના દીવસેજ તેણે પોતાની અલીને જોઇ. જોતાં—ચમકયો—પરણયો—પસતાયો દુર છાંડીને પછી એક જગ જાહેર કીસ્સાને આલમની હજુરમાં રજુ કરયો.

અબીએ જોડેલાં બાદશાહી જોડાંઓના અશ્હારનું એકજ દાસતાન અત્રે દાખલાવી હવે અટકીશું.

થોડા માસપરજ આખી દુનિયાની આલમને રડતી અને શોકમાં મેલી, ઉમદા અને સખાવતી જીંદગી ગુજારી, કરોડોનું ભલું કરવાનું ઇચ્છી. "સુલેહના શાહ"નો અનુપમ આદરભાવ મેળવી, સદાની સુલેહને શાંતીની હુમેશગીમાં પોઢેલા આપણા રાજ્યપિતા **સાતમા એડવર્ડ** પોતાની જુવાનીમાં એક વખત શેકાર પારટીએ નિકળ્યા હતા. એક ગામડાંમાં થોભ્યા ત્યાં એક મિત્રે તેઓને એક ફોટોગ્રાફ દેખાડયો. છક કરી નાખનારી ઉચી મનની અને તનની ખુબસુરતીનો ખ્યાલ આપનારો દુનિયામાં અમલ કરવાને સરજાયલો ભલાઇ અને લાયકી, અશોઇ અને નરમાશનો ઉમદા ભાસ આપતો તે એક દીલકશ આકાર હતો, જે તમામ સાદા ઉજળા પોશાકમાં સણગારાયલો હતો. હતી તો તે એક દુનિયાના સર્વે બડેખાં વર્ગમાંના એકની પ્રતીમા, પણ પોશાકની સાદાઇમાં તે એક નમુનેદાર નમુનોજ હતો. નામદાર શેહેનશાહપર તે ચેહેરાએ ઉમદા અસર કરી. "આ હાકમાઇ કરવા દાદારની દરગાહમાંથીજ સરજાઇ આવેલી કોઇ ફરેસતાઇ નાર છે અને તે કયુ ઉમદા નામ ધરાવે છે?" તે રાજપતિએ પુછયું. જવાબ મળયો "**એલેકઝાનડરા, ડેનમારકના પ્રીન્સની બેટી**" અને એ બેટીએ તેઓના જીગરમાં વાસો કરયો. તલાસો થઇ, સંદેશા ચાલ્યા અને તે "રાજ્ય કે જેપર કદી સુર્ય અસ્ત પામતો નથી" તેપર હાકમાઇ કરવાને, તેના માલીકના સુખ અને દુઃખમાં ભાગ લઇ હજારો અને લખોના ઘરમો નેકી ને અશોઈનો પમરાટ ફેલાવા આ નેકબખત રાણી ઇંગ્લંડની તવારીખમાં દાખલ થઇ.

હેવો વાંચકો, સર્બોથી સંધાયલાં જોડાઓમાના થોડાકોનો આ હેવાલ છે અને હવે મારી પારસી પીરોજા, નેઇંતર આલાને ખુબસુરત ખોરશેદ ને પરી સુરત પરી ચેહેર ને' બ્યુટીપુલ બાનુ. તમેબી ઇરાની ખુબસુરતીઓ હિંમત પકડો. તમારી દજનબંધ સભાઓ, ચોપાનિયાંઓમાં, વર્તમાનપત્રોમાં (બને તો જાહેરખબરનાબી પઇસા આપીને ઘેરની દીવાલોપર, ટ્રામવેના ટોપપર) છપાવો ને એમજ કોઇ આગેવાન બારીસ્ટર, ચુનંદો તબીબ, લાખના બાર હજાર કરનારો લાગવગવાળો વેપારી દોડતો કે તમારો હાથ મેળવવા ઘરનું બારણું ઠોકશે.

"જાયે જમશેદ"

# થોડીક પ્રસિધ પરમાર્થી પુત્રીઓ.

## તેઓની પ્રસિધ સેવાઓનો ટુંક રસિક હેવાલ.

દુઃખ અને વિપતિના મારામા સપડાયલા એક ઇનસાન તરફ એક સદગુણી દિલસોજ અને ભલી બાઇજાનુ દિલ સદા ખેંચાય છે. તેણીની ગમે તેવી જાતી નબળાઇઓ છતા એક ઓરત પોતાના દયાળુ જીગર અને પરમાર્થી સેવાના ગુણમાં બેશક મરદ કરતાં ચઢીયાતી છે. કવિ થૉમસ મુરના શબ્દો જે મારા મિત્ર કવિ "નાઝુક" એ નીચલી લાઇનોમાં સમાવ્યા છે.

"જીંદગી જ્યાર એકલી વાટ કટવા ધસેછ,
તો અંધકાર તે કાપનાર છે કીયો ચેરાગ ?
જ્યાર 'વખત' ના પર થાકી નીચાં પડેછ,
તો મંતર કીયુ કરે દુર તેની થાક ?
હાઃ સ્ત્રીના રે સ્ત્રીનાજ તે મીઠાસ-કીરણ
જે એ વેળા નાખે છે ચોપાસ ઉજાસ"

તેની સચ્ચાઇ કોણ તદન ના પાડી શકશે ! એક કાતેલ દરદથી હલાક થતી બોજા સમાન થઇ પડેલી જીંદગીના કંટાળા ભરેલા કલાકોમાં એક ઉમદા ને નર્મ માયાળુ સ્ત્રીની સેવા કેવી બેમુલ થઇ પડે છે ? આફ્ત અને આપદાના બુરા અઇયામમાં મદદ માટે આપેલો એક નાઝુક હાથ કેવો જીંદગીનું કલ્યાણ કરે છે ! અરે, જ્યારે એક ઓરત આવા ભલા કામમાં ઉલટથી ખડી રહે છે ત્યારે તે મહાજ્ઞાની બાપની સર્વેથી બેમુલ ને આશાવંતી બખ્શેશજ પુરવાર કરી આપે છે. એક માયાળુ મહીલા જે જે સેવાઓ કોઇવાર બજાવે છે, જે દુન્યાનું ભલું કરે છે તે મરદની મટોડી કલ્પી પણ શકતી નથી.

દરેક દેશની તવારીખ એવી ભલી અને અમર સ્ત્રીઓના સોનેરી દાખલાઓ પુરા પાડે છે, જે પેલા ઓરત જાતનેજ તમામ ખિજ્ઞાસ્નારા "ખા"ઓને મુગા બનાવવા પુરતા છે.

આજે આપણે થોડીક ભલી, પરમાર્થી, ફરેસ્તાઇ, ઈંગ્રેજ દયાની બ્હેનોની નમુનોદાર સેવાઓ યાદ કરીશું—તે ઉમદા બાનુંઓ કે જેઓ પોતાના આશીશવંતા ને ખુદા-પસંદ કામોથી આ જેહાનમાં અમર રહેશે.

આવી ભલી નારીઓમાં ફ્લોરંસ નાઇટીનગેલ આગેવાન જગ્યા લે છે. આજની આપણી કાબેલ ને કુશળ "નર્સો" ની માતા તરીકે આ ભલી સ્ત્રી સદા યાદગાર રેહેશે. ફ્લોરંસનું જીગર બચપણથીજ માયાળુ હતું. એક સુખવાસી અને પાંચ પૈસે સંતોશી ભલાં કુટુંબ અને શરીરની ખુબસુરતી વગેરે સારા સંજોગ અને વરણની બખ્શેશ તેણી ધરાવતી હતી અને મંડળીમાં ખીલી નિકળી સાધારણ આગેવાન બાનુંઓ જેવું ચળકતું ભવિષ્ય તેણીને માટે ઉઘાડું હતુ, પણ નહાનપણથીજ તેણીએ દેખાડી આપ્યુ કે તેણી એવી સાધારણ જીંદગી માટે સરજાઇ હતી નહિ. તેણી નો એક અસાધારણ મોટું કામ આરંભવાની ઇશ્વરી ફરજ લખાવી લાવી હતી દુઃખદરદ, દિલગીરી, ગરીબાઈ, હાજત, કંગાળીયત મટાડવાં-ઓછાં કરવા એજ તેણીની બચપણથી નેમ હતી—એજ તેણીની ફુરસદની મોજ હતી. ગરીઓના ઘરમાં તેણીની આમદ પોતા સાથે એક ફીરેસ્તાઇ રોશનીજ લઇ જતી. ગરીબ કુટુંબોમાં દરદીની માવજત કરવામાં, ગરીઓના બચ્ચાંઓને કેળવણી આપવામાં, ભુખ્યાંઓની ભુખ મટાડવામાં, હાજતમંદોની હાજત ટાળવામાં તેણી સદા મશગુળ રેહેતી.

ઇંગ્લાન્ડના એક ખુણામાં હેમ્પશાયરના એમબલી નામના ગામમાં તેણીની આ ફરેસ્તાઇ કારકીર્દીની શરૂઆત થઇ હતી. દિનપર દિન આ પણ્ણોતું નામ પંકાતું ગયું-આ પરમાર્થી સેવા લંબાતી ગઇ, નેકીનો પમરાટ ફેલાતો ગયો. નાઇટીનગેલને લાગ્યું કે દુઃખી-દરદીઓને પુરતી મદદ માટે ખાસ તાલીમ અને શીક્ષણની જરૂર હતી, એવો અભ્યાસ કરો પોતાની સેવા લંબાવાના રૂડા ખ્યાલથી તેણી હવે જરમની ખાને ગઇ. ત્યા જુદી જુદી મોટી ઇસ્પીટાલોમાં દરદીના માવજતનું અતિ પુખ્ત જ્ઞાન તેણીએ મેળવ્યું. રાત દિનની જીવતોડ મેહેનત અને ખંતીલા અભ્યાસથી તેણી પુખ્ત બની હવે

તેણી ઇંગ્લાન્ડ પાછી ફરી, પોતાની દુઃખી બ્હેનપણીઓને ચરણે પોતાની સેવા મેળી, ગરીબ સ્ત્રીઓ માટેની લંડનની હારલી સ્ટ્રીટ મધેની ઓસ્પીટાલમાં તેણી રાત-દિન સેવા બજાવતી. ભારે કામના બોજા તળે આ ભલી પરમાર્થી સ્ત્રીનો દેહ લડથડી પડી, તો પણ તેણીએ આરામ લેવા સાફ ના પાડી. પોતાના માનીતાં ખાતાને બિન હાંસલે વધારવામાં અને પગભર કરવામાંજ તેણી ખંતાલી ખડી રહી.

હવે મદદને માટેનો એક નવો પોકાર બહાર આવ્યો. ક્રીમીયન લડાઇ પુર જોરમાં ચાલી રહી હતી. ઘાયલ થયલા અને મરતા સીપાહીઓ માટે માયાળુ માવજતની તાકીદની જરૂરીયાતની માંગણી રોજ આવતી ગઇ. કોઇબી આનું બહાર આવી નહિ. ગરીબ સીપાહીઓ પોતાનાં બેશકબીલા ને ચાહતાં જીગરોથી હઝારો ગાઉ દુર પોતાની કાતીલ વેદનામાં કાપતાં કુપતાં ઓરતોની માયાળુ માવજતની બેમુલ મદદ વિના હલાક થતા ગયા. તેઓના દુખ ભર્યાં રૂદનોની કરૂણા રસિક કહાણી વિલાયતમાં ફેલાતી રહી. અતે ફલોરંસ નાઇટીનગેલ માયાળુ જીગર જલ્યું, ઇશ્વરે સોંપેલા મહાન કાર્યને સરંજામ ઉતારવાનો વખત આવી લાગ્યો, વહાલાંઓ વિના સબડતા તે દુખી લડવઇઆઓની મદદે જવા તે બહાર પડી. લડાઇના રણ ક્ષેત્રમાં હઝારો ગોળાઓના વંતોલ્યામાં ઉભી રહી તે દેશને માટે જાન આપનાર બહાદુર બેટાઓના કાતીલ જખમો પોતાના નરમ સુંવાળા, મોહક હાથોથી રૂઝાવવા, તેઓની માતાઓ, બ્હેનો ને પ્રિયાઓની ગેરહાજરીનો ગમ ભુલાવવાને ખંગ વાળવા, તે ભલી ઇંગ્લીશ છોડીએ કમર કસી. પોતાના જેવી થોડીક હિંમતવાન છોકરીઓના જીગર ઉપર તેણીની અસરકારક તકરારે જોઇતી અસર નિપજાવી. આવા મોતના ડાચામાં હાથે કરીને નહિ તણુવા તેણીના સર્વે ઓળખીતાંઓએ દબાણ ચલાવ્યું પણ તેણી મક્કમજ રહી. ખુદા તેણીનો નેગેહબાન હતો, ફર્જ તેણીની નેમ હતી, તો પછી ડરવાનું યા પાછા હઠવાનું શું કામ હતું? સ્કૃતા રીજના એક વહાણમાં જરૂર જોગા સર્વે અસબાબ, મદદ, ને ટોળી સાથ આ પેહેલવાન છોડીએ પોતાની જશવંતી કારકીર્દીની શરૂઆત કીધી. સર્વે જાતના હાંડેસા અને હાડમારીઓ, જોખમ ને રંજમાં તેણી દાખલ થઇ, પણ જ્યારે એક બહાદુર

જીગર પોતાનાં અંતઃકરણના અવાજને તાબે થઈ એક મહાન કાર્ય ઉઠાવે છે ત્યારે ગમે તેવા જોખમ યા જાનનીબી કયા દરકાર કરે છે? મીસ નાઈટીનગેલે હરેક ચીજ પોતાની સંભાળમાં લીધી. રાતદીન ઘાયલ થતા સિપાહો ને સેલરોની માવજતમા તેની ખડી રેહતી, તેઓના જખમો નાજુકાઈથી ધોતી, પોતાના હાથોથી મલમપટો કરતી, તેઓને પોતાની ગોદમાં લઈ દિલાસો દેતી, ખોળે બેસાડી દુધ ને ખોરાક ખવાડતી, મારે કળતર અને વેદના વેળા તેના આસુ સાથ પોતાના આંસુ ભેગતી, તેઓ આગળ રાહત આપનારાં વાંચણો વાંચતી. તેઓની મગર અંતર તેઓના ઇંગ્લાડ ખાતેનાં વહાલાઓપર લખતી. મ સ્ત, પઈના ટકાના હિસાબ ને સંભાળ રાખતી—તેઓની ને [illegible] ફેરેસ્તાજ હતી તેઓના સકટથી દુખી થઈ તે માયાળુ [illegible] અવતારમાં જાણે એક પેગામચીજ મોકલી આપ્યો હતો. હરેક દરદી તે ફેરેસ્તાઇ ચેહરા માટે આતુર ટગર કરતો હતો, તેણીની હાજરી તેનું સર્વે દુઃખ ભુળાવતી, તેણીનો બુલબુલ સમાન સુરીલો સરોદ તેને સુખ અને શાંતીના ભુવનમાં ખેંચી જતો હતો; તેણીનું એકજ મીઠું, માયાળુ. ફેરેસ્તાઈ હસવું તે બોસફરસ-પરની ઇસ્પીટાલને પરસ્તાનમાંજ ફેરવી નાંખતું, કોઈ કાતેલ વહાડ-કાપ વેળા તે દરદી બસ તેણીની હાજરી માગતો અને તે મળતાં ‘ક્લોરોફોર્મ’ આપ્યું હોય તેમ તરત બેશુદ્ધીમાં પડતો. તેની ખાતરી હતી કે તેણી ત્યાં હતી, ને તેણી તેને મરવા યા દુખી થવા કદીબી દેય નહિં! અરે એક સ્ત્રીની હાજરીની અસર, ને લાગવગ શું કરી શકે છે તેનો આ રસિક દાખલો નિહાળો, નમો ઓરત જાતને ઓ ધિક્કારનારા ફીલસુફો!

તેઓ તેણીનું નામબી નહિં જાણતા હતા, પણ “સાન્ટા” યાને “ફેરેસ્તા” અને “ફાણસ સાથની સ્ત્રી” (Lady of the Lamp) નાં વહાલભર્યાં નામ સાથ બોલાવતા. એક લેખક તેણીની રાતની ઇસ્પીટાલની સેવા માટે નીચલા અસરકારક શબ્દો ઉચ્ચારે છે.

“He sleeps' who o'er his placid slumber bend-'
His foes are gone, and here he hath no friends

Is it some seraph sent to grant thy grace?
No! 't is an earthly form with heavenly face."

હરરોજ રાત્રે હરેક દરદીને સુવાડવા તેણી એક ફાનુસ સાથે બિછાને બિછાને ફરી બે ચાર ઉત્તેજના અને સાન્ત્વનના શબ્દો કાનમાં રેડતી. "દીવા સાથની દેવી" નું હસવું જોઇ નીંદ્રા દેવીની શાંત ગોદમાં પડવા દરેક દરદી આતુરતાથી ટાંપી રહેતો. તે વેળા તેણીના ફિકરનાક ચેહરાપર ઇશ્વરી છાયા પ્રગટી રહેતી. ત્યાં બધે અંધકાર વ્યાપી રહી હતી, અશાંતી રાજ્ય કરી રહી હતી, ઊંહકારા અને આંસુઓનો ચાલુ વરસાદ વરસ્યો જતો હતો. હર પળે મોતનું ભયાનક જીગર તે દુઃખી દરદીઓની સંખ્યામાં ઉમેરાનું જતું હતું. પણ તે ફીકરનાક જીગરમાં શાંતી રાજ્ય કરી રહી હતી. તેણી તો પોતાની પવિત્ર ફરજ જાણે એક મોટાં શાંત શેહેરમાં હોય તેમ બજાવતી જતી હતી. કવિ લોંગફેલો આ "દીવા સાથની દેવી" માટે નીચેના સુંદર શબ્દો લલકારે છે.

1. "Lo! in that house of misery
A lady with a lamp I see
Pass through the glimmering gloom,
And flit from room to room.

2. And slow, as in a dream of bliss,
The speechless sufferer turns to kiss,
Her shadow, as it falls
Upon the darkening walls.

3. As if a door in heaven should be
Opened and then closed suddenly,
The vision came and went,
Shone the light and was spent.

4. On England's annals, through the long
Hereafter of her speech and song,
That light its rays shall cast
From portals of the past.

5. A Lady with a Lamp shall stand
In the great history of the land,
A noble type of good,
Heroic womanhood.

પોતાની દેહના ભોગે તેણીએ પોતાની પરમાર્થી સેવા અંતે પુરી કીધી. ઇંગ્લાંડે તેણી માટે વખાણુનો પોકાર ઉઠાવ્યો. ભારે માન-પાન અને આખી આલમ તેમાં મુખ્ય કરી દુઃખીઓ અને તેઓનાં સંબંધીઓનાં ઉપકાર અને આશીરવાદ સાથ તેણી સ્વદેશ પાછી ફરી. તેણીના દાખલાએ બીજી ઘણીક બેહેનપણીઓને એ રસ્તો સુઝાડયો, ત્યાર પછીની મહાન સેવાઓએ મીસ ફ્લોરંસ નાઇટીનગેલને હંમેશ માટે તવારીખના યાદગાર કરી મેલી છે. તેણીના હાલમાં થોડું કપરજ નિપજેલા મગનુ સ્વાર્થની યાદગાર સેવાઓ સારી દુનિયામાં મશહુર છે એટલે આ ઠેકાણે ઉપર જણની દબાણુ કરવું યોગ્ય થઇ પડશે નહિ. આજને. "નરસીંગ" ના હુન્નર એક વિદ્યાની પંકતીપર લાવી મેલી ખાસ તાલીમવાળી બાનુઓ સારી દુનિયાને પુરી પાડવાનું મહાભારત કામ તેણીએ એકલે હાથે પુરૂં પાડયું છે. પોતાની મહાન સેવાના શુભ પરીણામો તેણી લાંબો વખત જોવાને ભાગ્યશાળી નિવડી હતી. એક દેશની ચડતી અને આબાદી માટે નાઇટીનગેલની જરૂરીયાત છે. આપણી કોમમાં કયારે આવી નમુનેદાર નારીઓ પેદા થશે! "દીવા સાથની દેવી" તું હવે શાંતીમાં પોઢ! તારી ફરજ તેં પુરી કરી છે. તારા દીવાએ કરોડોની જીંદગી ઉજાળી બનાવી છે.!

મીસ ફ્લોરંસ નાઇટીનગેલની પેહેલ અને દાખલાથી હિંમત પકડી હવે એક બીજી દયાની બેહેન બહાર પડી. મીસ સ્ટેનલી પચાસ મહીલાઓની ટોળકી સાથ કૉનસ્ટનટીનોપલ જવા ઉપડી. ટરકી ખાતે થીરાપીયાની દરિયાઇ ઓસ્પીટાલમાં તેણીએ બિન હાંસલ સેવાઓ અર્પણ કરી. રાત અને દિવસ માંદાઓની માવજતમાં આ ભલી બાનુએ પોતાની જીંદગી અર્પણ કરી કુલાલી ખાતે માંદા ને ઘાયલ સિપાહો માટે તેણીએ લશ્કરી ઓસ્પીટાલ કાઢી. ઇંકરમાન ખાતેથી ઘાયલ થયલા સિપાહોની ફોજની ફોજ તેણીની માવજત

તળે આવી પડી. તેને લખેલી એક કેતાબમાં તે એક ઠેકાણે જણાવે છે:— "હમે આખી રાત અને દિવસ કામ કરતાં. હું તો ખુરસીપરજ બે ત્રણ કલાક ઉંઘી ઉઠતી. ગરીબ બિચારાઓની વેદના જોઈ ગમે તેવા કઠણ હૈયાંનેર્ખી લોહીનાંજ આંસુઓ આવે. કેવા ગુબરૂ જવાન્યાઓ પોતાના દેશને ખાતર જાનનું બળીદાન આપતા! હમારી પાસે સામગ્રી કશી હતી નહિ, બિછાનાઓને બદલે ઘાસ ને સાદરી વાપડતાં. ટુંકમાં તે હાડેસાઓના દિવસો હમે મરતાં સુધી ભૂલશું નહિં. એક દિન મારી સંભાળ તળે મેળાયલા અગીયાર "વાર્ડો" માંથી અગીયાર આશા આપનારા જવાન જનો પાંચ પાંચ મીનીટમાં આખેર થયા. સઘળાંઓ ઝપાઝપીમાં રોકાયલા હતા અને તેથી મેં ને એક સાથીએ રડતી આંખોથી ધર્મના થોડાક પવિત્ર કલામો સાથ તે વહાલી લાશોને વહાલાંઓથી દુર પર ભૂમીમાં ઠર પાડી. એકજ ખાડામાં તે વહાલા ઇંગ્લીશ શરીરને ગોઠવતાં અમે બે તજાયલી છોડીઓએ આંસુની ધારો છોડી. એવા દુઃખભર્યા અનેક સંજોગો તે વેળા અમોને દરરોજ અનુભવવા પડતા હતા." લડાઈની સમાપ્તી પછી મીસ સ્ટેનલી પોતાને સ્વદેશ પાછી ફરી. ગરીબ સિપાહીના બચ્ચાંઓ અને વિધવાઓનું ગુજરાનુ કરવાની તે ભલી બાનુંએ સેવા ઉપાડી લીધી. વેસ્ટમીનીસ્ટર ખાતે યોર્કસ્ટ્રીટમાં એક મોટું મકાન લઈ તેને પોતાનાં ખાતાંની શરૂઆત કીધી. લશ્કર માટે કપડાંઓ અને પોશાક પુરૂં પાડનારૂ 'કંટરાકટ' તેણીએ સરકાર પાસથી મેળવ્યું, જેથી તેણીને આસરે પડેલાં કમનસીબ નિરાધારોનું ગુજરાણ ચાલવા માંડયું. લંડનના ગરીબોમાં તેણી "સેંટ સ્ટેનલી" દાખલ પંકાઈ ગઈ છે. સહુવારથી મોડી રાત સુધી ગરીબોને ત્યાં મુલાકાત લઈ તેઓના દુઃખો ટાળી તે ભલી સ્ત્રી સંતોષ લેતી. તેઓનું સુખ તે તેણીનું સુખ હતું. ખરેજ, મીસ સ્ટેનલી જેવી બેટીઓ ઉત્પન કરવાને કોઈ પણ દેશ મગરૂરી લઈ શકે. ત્યારેજ આપણી ઉનંતી થશે જ્યારે આપણે એવી હજનબંધ સ્ટેનલીઓ બહાર પાડી શકશું. સારા દાખલાની નકલબી સારીજ થાય છે, આ બે ભલા સ્ત્રીઓનાં પગલાં પાછળ ચાલવાને બીજી હજનબંધ સ્ત્રીઓએ ઉલટ પકડી, જેમાં મીસ ફ્લોરંસ લીઝ ધ્યાન ખેંચે છે. આ ભલી બારણું ઉપર દરદીઓની

વેહના ઉપર વિચિત્ર સંજોગ વચ્ચે ખેંચાયું હતું. તેણીનો ભાઈ શેંગાઈ ખાતેની દરિયાઈ ઓસ્પીટાલમાં મરણ પામ્યો હતો. મરતી વેળા ત્યાંની "નર્સો" એ તેને માટે બજાવેલી કિંમતી સેવાઓની જાબલ પ્રસંસા પોતાની બેહેનપર લખી હતી. ફ્લોરંસે આ કાગળ લાગણી-થીજ વાંચ્યું. અરે પારકી બાઇઓએ વગર સ્વાર્થે, દયા અને અશક્ત-પણાથી દાઝી તેના માજાયા અઝીઝ ભાઈ માટે આટલું આટલું કર્યું હતું, તો તે પણ કાંઈ કોઈ બીજા કમનસીબને માટે કાં ન કરે? પોતાની ઇચ્છા તેને બીશપ ઑવ વિનચેસ્ટર આગળ જાહેર કીધી, જેને તેણીને મીસ નાઈટીનગેલ આગળ મોકલી, જે ભલી માતુશ્રીએ તેને જોઇતી મદદ ને સલ્લાહ તરત આપી. સેંટ થોમસ અને કીંગ્સ કૉલેજ ઓસ્પીટલમાં તેણીએ શરૂઆતની તાલીમ મેળવી, હોલેન્ડ, ડેનમાર્ક, જરમની, ફ્રાન્સ વગેરે મથકે જુદા જુદા જાત જાતનો અનુભવ મેળવી તેણી સ્વદેશ પાછી ફરી.

હવે ફ્રાન્સ અને જરમની વચ્ચે ખુનખાર લડાઇ ફાટી નિકળી, વર્તમાન પત્રો જુદી જુદી ઝપાઝપીની કરૂણારસિક વિગતોની હાર-માળાઓ પ્રગટ કર્યાં જતાં હતાં, જય પામેલું લશ્કર ઘાયલ થયલાઓને પગ તળે કચડતું જતું હતું, તે ગરીબ બિચારાઓ માવજત વિના સબ-રતા હતા. ફ્લોરંસ લીઝનું જીગર દયાથી જળી ગયું, તેના મા-જાયા ભાઇની સલ્લાહ યાદ આવી. તેણી કોનટીનંટ માટે ઉપડી ગઇ. બેલ્-જીયમ માર્ગે કોલોન આવતાં ઘાયલ થયલાં લશ્કરનાં ટોળાંઓની શરૂઆત થઇ. કોબલેન્ટઝ, ટ્રીવ્ઝ અને મેટઝમાં સઘળાઓની એજ હાલત હતી, મુસાફરીમાં તેણીએ સાથે લીધેલા અસબાબ અને પૈસા ગુમાઈ ગયાં, તેણી એકલી પડી ગઇ. તેણી મેટઝ આવી પોહોંચી, જ્યાં મારસલ મારસલ બેઝેન પ્રીન્સ ફ્રેડરીકના બવેરિયન અને જરમન લશ્કરથી ઘેરાઇ પડયો હતો. બેઝેનના લશ્કરમાં તેણીની નેમણુંક થઇ. એક અનાજ ભરી રાખવાના ભંડારમાં લડાઇની વચ્ચો વચમાં કામ ચલાઉ ઓસ્પીટાલ ખોળવામાં આવી હતી, ગરીબ ઘાયલ સિપાહો જમીન ઉપરજ સુતેલા હતા, ખોરાકી તેમજ દવાદારૂ નહિ જેવી હતી. કંગાળીયત અને ભુખમરા વચ્ચે લીઝે કામ ચલાવ્યું. નાના ભંડારમાં બસો અઢીસો દરદીઓની એકલે હાથેસુરકેલી અને જાનની

ધાસ્તી વચ્ચે આવજાત કરવી, એવું કામ કોઇજ કરી શકે છે. તરેહવાર હાંડેસા ખમ્મા પછી જવાન લીઝે મજબુત અનુભવ મેળવ્યો, પણ “ ફરજ ” એજ ઇંગ્રેજી મુદ્રા લેખને તેણી વળગીજ રહી. એક રાત્રે એક સિપાહે અસાવધપીની ઝુમમા તેણીને દુશ્મન ધારી લઇ એક હથ્યાર વડે કાતેલ જખમ કર્યો. ગરીબ બિચારી લીઝ રડતી ગઇ, જખમ સાફ કરતી ગઇ અને મરતી પટતીઓ પોતાની ફરજ બિન હાંસલે બજાવતી ગઇ, અરધા મુરડાઓ ને ધાવલો વચ્ચે તે વાગેન્તન ઓસ્પીટાલમાં તે એકલીજ હતી. અંતે આરસલ એંઝેન ... થયો. તેનું લશ્કર કેદ પકડાયું. મીસ લીઝને હેમબર્ગ મોકલવામા આવી અને ત્યાનાં ઘાયલ સિપાહોની ઓસ્પીટાલ હવાલામા આપી. ત્યાંથી પોતાની ફરજમાં તેણીએ તરેહવાર મુસીબતો ખેંચી, લાભ વિના, લોભ ને દામ વિનાના કામમાં તેણીની હેલ તમામજ ટકી ... પણ તેણી આ સ્વાર્થ વિનાના શોખનેજ વળગી રહી. પરમાર્થી જીવે ... એજ ખાસીયત હોય છે. જરમન લડાઇની સમાપ્તી પછી ... નામના સાથ તેણી ત્યાંથી નિકળી સુદાન અને ... પ્રસિદ્ધ એસ્પી-ટાલોની મુલાકાતે નિકળી અને ઇંગ્લાંડ પાછી આવતા પોતાને જુદાઇ ધંધાની લાલની સેવાઓમાં ... નાઇટીનગેલના જુદાઇ કાર્યને વિલાયતમાં સંપુર્ણ કરવામાં ... પણ અગત્ય સબંધ છે, પોતાની સેવા પરમાર્થને અર્પણ કરનારી વિલાયતની નામાંકીત બેટી-ઓમાં તેણી પણ એક આગેવાન જગ્યા લેય છે.

**મીસ વોકર, મીસ ઓક્ટેવીયા હીલ, મીસીસ વીકાર્સ** ની સેવાએ પણ આજની બાબદમાં નોંધી રાખવા લાયકજ છે. સખાવતી દેવીની એક માનીતી બેટી તરીકે આપણાં દેશની પણ જાણમાં આવેલી મેરી કારપેન્ટરનાં નામ કામથી પણ વાંચકો જાણીતાં છે. દેશે વિસારી મેલેલા ને તજી દીધેલાં કમનસીબોની હાલત સુધારનારી ઉમદા સુધારક તરીકે આ બાઇ તવારીખમાં જાણીતી રેહેશે. એવા વગને સુધારવાનું પેહેલું નમુનેદાર ખાતું બ્રીસ્ટલમાં કાઢી તેણીએ સજા અને મજાની પેહેલી હિકસોઓ ખેંચી. આ તેણીની ગીરા અને સેવાથી ચાલતું ખાતું ટુંક મુદતમાં પંકાઇ ગયું ને આશીયનું ધામ થઇ પડયું. દયાના હથ્યારથી આજ થઇ તેણી સર્વેથી

હલકા લટટાઓ કે જ્યાં એક ઘાડી છાતીનો મર્દ પણ પેસતાં અચકાય ત્યાં પોતાનું કાર્ય પાર પાડવા મુલાકાતો લેવા માંડી. માલેતુજાર, વિલાયતની કંગાળીયત, ગરીબાઈ, બદી ને મવાલીઓનો ખરો ચિતાર તેણીની આંખો આગળ ખડો થયો. આ દોજખમાંથી પોતાના ખાતાંઓ અને નિશાળોમાં તેને ફીણગાઓને એકઠાં કરવા માંડયા, તેણી "મધર મેરી" નો અવતાર લઈ આવી હોય તેમ લાગ્યું. પોતાનું મહાન કાર્ય ફતેહમંદીની ચઢતી સીડી ઉપર તેણી પહોંચી ગઇ, અંતે રાજા અને પ્રજાએ પોતાની મહાન ફરજ પિછાણી. તેઓ નીંદમાં પડી એ કમનસીબ વર્ગ તરફ કેટલા બેદરકાર બન્યા હતા તે માલમ પડયું. સરકારે એવાં સંરક્ષણ ખાતાંઓ નિભાવ્યાં અને મેરી કારપેન્ટરે ટકયાપર શાંતીથી મ્રુત્યુ મેળવ્યું કે દુનિયામાં એક મહાન કાર્ય પાર પાડી તેણીએ તે કીરતાર તરફની તેમજ આલમ તરફની ફરજ બજાવી હતી—સાથે તવારીખમાં પોતાનું પ્રખ્યાત નામ આશીશ સાથે અમર રાખ્યું હતું. આપણા દેશને પણ એ ભલી અંગ્રેજ બેટી ભુલી નથી, તેણીએ ચાર વાર હિંદની મુલાકાત લીધી છે અને આ દેશની બાનુઓની હાલત સુધારવા માટે ને સંગીન કેળવણી અને સુધારો ફેલાવવા કાજે બનતી કોશેશો કરી છે. આપણા એક સાચા સુધારક અને ખરા મહાન દેશ ભક્ત મી૦ બહેરામજી મલબારી જેઓએ પોતાની કિમતી સેવાઓથી આ દેશને આભારી કર્યો છે અને જેઓની છેલ્લામાં છેલ્લી સેવા "સેવાસદન" આપણી બહેનીઓનું ખચ્ચીતજ કલ્યાણ કરશે, તેઓનેબી આ ભલી બાઇએ તરેહવાર કિમતી મદદ અને સેવા આપી, આ દેશનાં ભલાં તરફની લાગણી દેખાડી આપી હતી. મેરી કારપેન્ટરનું નામ ત્યાં ત્યાં સદા યાદગાર રેહેશે, જ્યાં જ્યાં સંગીન સુધારો ને પછાત વર્ગનો ઉદય વધતો જશે. જ્યારે આપણી માતાઓ મેરી કારપેન્ટરો પેદા કરશે ત્યારે ખચીતજ આપણે માટે એક સોનેરી દિવસ આવશે! ફેશનની ફીકરની કાંટાંબાજ ફીરીયારીમાં મરી રહેલી, કંગાળ ને ખોટા કુધારાનાં વંટોળ્યામાં તણાઇ ગયલી આપણી કેટલીક છકેલ સ્ત્રીઓને આવી પરમાર્થ દેવીઓ કેવો ધડો આપે છે! કેળવણીનાં મીઠાં ફળોથી નેપોલ્યને દેશનું કલ્યાણ કરવા જે વનિતાઓ ઉત્પન્ન કરવાની આશા બતાવી હતી તે આવીજ સ્ત્રીઓ માટે હતી.

મીસીસ ચીઝહોલ્મે પોતાના દેશની સેવા બજાવવા માટે નવો માર્ગ શોધી કાઢયો હતો. તેણીએ પોતાની બેકાર બેહેનોને સ્વકમાઈથી સ્વતંત્ર હાલતમાં રેહેવાને શકતીવાન બનાવવા હુન્નર ઉદ્યોગની કેળવણી આપી પરદેશોમાં ડર પાડવાનું કાર્ય બજાવ્યું હતું. તેણીએ એ રીતે હઝારો જવાન બાનુંઓને જીંદગીના જુદા જુદા ફાંટાં-ઓમાં, જુદી જુદી ભુમીમાં દાણ રોટી મેળવી આપી હતી. હીંદી લશ્કરવાળા કેપ્ટન ચીઝહોલ્મ સાથ તેણી જોડાઇ હતી અને પછી એ બહાં જોડાંએ બેકારોના લાભ માટે જીંદગી અરપણ કરી હતી. ૧૮૩૮માં હવા ફેર માટે મીસીસ ચીઝહોલ્મ બે માસ માટે ઓસ્ટ્રીઆ ગઈ જ્યાંથી પોતાના લાગવગથી એક હઝાર કન્યાઓને રોટીએ લગાડતી આવી. આ દાખલો તેણીની કાળજી અને ઉલટ દેખાડી આપે છે. આપણા બેકારો માટે કયારે આવી દાનાર જડી આવશે!

દુ:ખ-દરદો, કંગાળીયત અને હાજત-ગરીબાઇ સાથ બાહોબાહ લડનારી પેહેલવાન ઓરતોમાં ચાર પાંચની કિમતી સેવાઓ આપણે જાણી આવ્યા. હવે એક બે બહાદુર વનિતાઓ જેઓએ પોતાના ભાઇબંધોની જીંદગી બચાવવાનો સંતોશ લીધો છે તેઓના નામો આમેજ કરશું, સેંટ લેન્ડ નજદીકના ફિનસ્ટના ટાપુ નજદીક એક બારે તોફાન વેળા ત્યાંના માછીમારોનો એક કાફલો ઉતાવળે પાછો ફરતો હતો, સર્વે મછવા જેમ તેમ કિનારે પાછા ફર્યા પણ એક બટેલો રહી ગયો, મદદ માટેની બુમ અને ચોચીયારીઓ કિનાનાપર સંભાળાઇ પણ કોઇનીબી છાતી તેઓની મદદે ધસવાની ચાલી નહી. તોફાન પુર બહારમાં હતું અને સઘળાઓ કેહેતા કે કોઈએબી બચાવવા જવું, તે પોતાનીબી કબર તરતજ દરિયામાં બનાવવા બરાબર હતું. કિનારાપર એક બહાદુર જવાન કન્યા ખડી હતી—તેબી જાતે એક માછીમારજ હતી. ખુબસુરત હેલન પેટરીએ આ દેખાવ દયાથી જોયો. તેણીએ વિચાર કર્યો કે મોત કોણને છોડે છે તો તે કિરતાર તરફની પાક ફરજની બજાવણીમાં મરવા જેવું સુખ શામાં હોય? આ બહાદુર ખ્યાલથી તેણીએ તે ખુબક, હીચકારા બાયલાઓને બાજુ મેલી એક નાના બટેલામાં ઝીપલાવ્યું. તેણીની જીંદગી જોખમમાં જોઇ તેણીનો હંગડો બાપબી નાચારીથી જોડાયો. હેલન જીવપર

આવી હતી. તેઓ ત્યાં પોહોંચે તે પેહેલાં પેલો બટેલો ઉંધો વળી ગયો. હેલને તે જોયો. તેણી તરત પોતાના બટેલામાંથી કુદી પડી. અરે તોફાની મોજા સાથ બાથોબાથ લડતી તે પેહેલવાનને જોવી એ એક અજબ દેખાવ હતો. રે સ્ત્રી—સ્ત્રી તું બી વખત આવવે શું શું કરી શકે છે! આખરે હેલને તે બટેલામાંના એકને બાલ પકડી ખેંચી કાઢયો, મહા મુશ્કેળીથી તેને પોતાનો બટેલો જે તે ઘરડો લંગડો પિતા ખેંચી લાવ્યો તેમાં નાંખ્યો, તરત બીજાની શોધમાં દોડી. તેણી પોતે તમામ ઠાકીને લુસ થઇ ગઇ હતી, અર્ધબેહોશ બની ગઇ હતી, તોબી ફરજમાં ઓસ્તવાર ખડી. બીજોબી મુશ્કેળીએ હાથ લાગ્યો, પણ તેવામાં તેણીનો બટેલો કિનારા તરફ ઘસડાઇ ગયો. એક મોજાના મોટા મારે તેમાં બેઠેલાંઓને કિનારાની રેતીમાં પછાડી ઉછાલી નાંખ્યાં. સારે નસીબે તેઓ બચી ગયાં. હેલન હવે પોતાના બેશુદ્ધ બોજા સાથ કિનારાપર પોહોંચવા જીવતોડ અવત્યાં મારવાં લાગી. અંતે દાદારે તેની દાદ લીધી. તેણી બેશુદ્ધ થઇ દરિયાદેવીને તળયે લેટવાની અણીપર હતી તેટલામાં તે બાપ જે ઉપરથી તેણીનો આ સ્વભોગ વખાણથી તપાસતો હતો તેને એક દયાળુ મોટો મોજો મોકલ્યો. તે મોજાએ તે બેઉ નિરાધારો કમનસીબને પોતાના પજામા લીધા. ઓ કીસમત! તેઓ બેઉ હવામાં અધર ઉછળ્યાં, કિનારાપરથી ચીચીયારીઓ સંભલાઈ, પણ નહિં, તે કરીમ ઇનસાફી છે.—એક જબરી મોટી વળાણુ અને કિનારાની લગોલગ લીલમાં તે બહાદુર રક્ષક અને તેનો હવાલો આવી પડયાં. હેલને બે જાન બચાવ્યા. તેણી ત્યારપછી ગંભીર માંદગીને બિછાણે પડી. અંતે સાજી થઇ. વર્તમાન પત્રોએ સખીઓ ને રંગીન હેવાલોથી તેણીને પ્રસિધ કરી મેળી. ચિતારાઓએ તેણીની "સીટીંગો" મેળવી. તેણીની તરેહવાર માંગણીઓ આવી, પણ પોતાનું ગરીબ ગામડું ને કુટુંબ છોડી કેફેબી જાહેરમાં આવવા તે એકની બે નહિં થઇ અને આ માછીમાર પેહેલવાન પોતે નહિં, પણ તેણીનું નામ જાણીતું થઇ ગયું.

અને હવે ગ્રેસ ડારલીંગ! તેણીની બહાદુરી અને તવારીખથી કોણ અજાણું છે? નોરધમબરલેન્ડના ઉત્તર-પૂર્વ ખુણામાં "ફર્ન આઇલેન્ડ" કરીનાનો ખડકોનો જુમલો છે જેની સાથ અથડી

પડવાની હોનારતથી દુર રાખવા કાજે લોંગસ્ટોન રૉક નામના ખડક૫ર એક દીવાદાંડી ઉભી, વહાણોને સમાયલા ભયની ચેતવણી આપે છે. ૧૮૩૮ ના સપટેમ્બર માસની અંધારી રાત્રે તે દીવાદાંડીમાં તેનો રખેવાલ, તેની સ્ત્રી અને ગ્રેસ ડારલીંગ નામની તેની બેટી હાજર હતાં. "ફોરફારશાયર" સ્ટીમર જે હલથી દંડી જતી હતી તે મુશ્કેળીમાં આવી પડી. તેના એનજીનમાં બગાડો થયો અને અશકત થઇ પડયું. એક મોટું તોફાણ આવી ચઢયું. હાર્કર્સ રૉક સાથ તે જોરથી ઘસડાઈ ગયું. વહાણ ભાંગીને બે ટુકડા થયા. નવ ખલાસીઓ એક 'બોટ'માં છટકી ગયા ને કોઇ વહાણે ઉપાડી લીધાથી સીલ્ડઝમાં પોહોંચ્યા. મોટો ભાગ દરિયાની તળેતીએ સદાને માટે આરામ પામ્યો, જ્યારે નવ જણાની એક ટોળકી ખડકને વળગી રહી. તેઓએ મદદને માટે ચીચીયારીઓ પાડી. ગ્રેસ ડારલીંગ આ કમનસીબોથી અરધો માઇલ દુર પોતાની દીવાદાંડીમાં તપાસ ઉપર હતી. તેણીએ આ બુમો સાંભલી. તોફાણ વધ્યું હતું, ધુમસ ઘેરાયલું હતું અને ઝઝકળું થઈ સહવારની આમદ પોકારાતી હતી. ગ્રેસે પોતાના બાપને એક 'બોટ' તરતજ નીચે ઉતરવા અરજ કીધી. વિલ્યમ ડારલીંગે પોતાની બેટીને એવા ગાંડા ખ્યાલથી બાઝ આવવા સમજાવ્યું, કારણ આવા ભારે તોફાણ અને પવનમાં તેઓની નાની બોટ ટકે એ સરયામ અશકત હતું. ગ્રેસ સમજી નહિં, તેણીએ 'બોટ' મહેનતથી નીચે ઉતારી તેમાં કૂદી, તેના બુઢા બાપને પણ હવે પાછલ જવાની ફર્જંજ પડી. તે એક બચ્ચાં સહી હુલડાઈજ હતી, કારણ એક મહાન સહાસ બજાવવાનો હતો, મગર ખુદાએ ગ્રેસને પોતાની પનાહમાં લીધી હતી, મુશ્કેળીએ તેઓ તે ખડક કુદાવી પેલા ખડક નજદીક જઇ પોહોંચ્યાં. વિલ્યમ કૂદી પડયો. એક પછી એક જણાને તે બોટમાં લઇ લીધા. અંતે બધા નવ સાથ તે બોટ પાછી ફરી. તે ભલાં કુટુંબે ભારી માવજતથી તેઓની બરદાસ્ત લીધી. ચોથે દિવસે તેઓ નોરધમબરલેન્ડ પોહોચ્યા જ્યાં ગ્રેસની બહાદુરીની હકીકત આશકારા થઈ. ગ્રેસ ડારલીંગ તરફ સારી આલમ ગાંડી બની. તેણી માટે અમીરોએ માંગણીઓ મોકલી, પ્રજાએ તરેહવાર બેશુમાર કિમતી ભેટોથી તેણીને આંજી નાંખી, "ગ્રેસ ડારલીંગ" ના નાટકમાં જાત એક રાત ભાગ લેવા માટે સેંકડો પાઉ-

ન્ડોની "ઑફરો" થઇ, પણ આપણી આ સાદી પેહલવાને પોતાની દીવાદાંડી છોડી જાહેર દુનિયામાં આવવા સાફ ના પાડયું. તેણીને જાતે નહિં તો બાદશાહી ચિતારાઓએ તેણીના સુંદર ચેહેરાને પ્રજામાં આશકારા કીધો. ડચેસ્ ઑફ નારધમબરલેન્ડ બીજી સંખ્યાબંધ ઉમરાવજાદીઓ સાથ રૂપા પોશાકમાં આ ભલી વનિતાને મળવા આવી. તેણી તેઓને બિમાર દીઠી. માબાપનુ તેઓએ ગંભીર ધ્યાન ખેંચ્યું. ખરેખર, કમનસીબ ગ્રેસ પોતાની મોટામાં મોટી કીર્તિ પછી તરતજ બિમાર ચાલી. ખઇનો બુરો રોગ આ ફરેસ્તાઇ જીગરપર હુમલો લઇ આવ્યો! તે લેવાતીજ ગઇ અને અફસોસ, અરેરે બદનસીબ, તેણીના અમર સાહસ પછી ત્રણ વર્ષે તે જવાન જમાન જીવ તે ન્યાયમીઝાના ન્યાયઆશ ને આસમના પરવરના પાસામાં વસવા અમર કીર્તિ, મશહુર નામ અને ખાલી ખોખું હયાં મેળી જીનતમાં ઉડી ગયો. મીઠ્ઠાસ મીઠ્ઠી મીલ ગઇ અઉર કીર્ત આશકાર રેહ ગઇ! જોન ઓવ આર્કનું આરકું ઉભું થયુ છે, પણ ગ્રેસ ડારલીંગનું કામ તો ઇંગ્રેજ કવિ કહે છે તેમ બેહેસ્તમાંજ નોધાયું છે.

"in the rolls of Heaven, where it will live,  
A theme for angels when they celebrate.  
The high-souled virtues which forgetful earth  
Has witnessed."

પરમાર્થી પુત્રીઓની પ્રસિધ સેવાઓના આટલા દાસ્તાન પછી આપણે થોભીશું, ઇંગ્રેજી તવારીખ એવાં ચરિત્રોથી ભરપુર છે. છેવટે આપણી નજર આગળ થોડી બેહેનોની પરમાર્થી સેવાઓની યાદ હરરોજની ખડી છે. મુંબઇનાં ભીખારીઓની કંગાળીયત અને દુઃખ દરદોથી એક ભલી ઇંગ્રેજ સ્રીનું જીગર જળી ગયું. લેડી વાયલીનું માયાળુ જીગર એ કમનસીબો તરફ ખેંચાયું. પોતાના ભલા મરહુમ પતિ એડમન્ડ વાયલીને ગુમાવ્યા પછી પોતાનું મન—તન મન સેવા એ કાર્યને અર્પણ કરવા એ ભલી બાનુ મંડી ગઇ. ચરનીરોડના બાગ નજદીક કામ ચલાઉ ઝુપડામાં તેણીનું પહેલુ કર્મ શરૂ થયું. અને એક ઉંચ કુળની આબરૂદાર ઇંગ્રેજ બાનું તમામ ભીખારીઓ, કમનસીબ કંગાળોને પોતાના હૈયાં સરસાં ચાંપી માયાળી

માવજત કરે એ દેખાવ આ દેશના લોક માટે નવોજ છે. પોતાની દિલસોઝીમાં ગાંઠના ગોપીચંદ કરી તેણીએ ધીમે ધીમે એ ખાતાંને પગભર બનાવ્યું અને આજે **બેલાસીસરોડ** નજદીકના **નવા નાગપાડા** **ભાયખલા** નજદીક સગવડ ભરી કુશાદે ઓસ્પીટાલમાં તે ફેરવાઇ ગયું છે. બેશક આવાં ઉપયોગી ખાતાંને આપણી સર્વે મદદ ને દિલસોઝીની જરૂર છે. **લીલી** વાયલી, તમારૂં ને તમારા મરનાર ખાવીંદનું નામ સદા આ શેહેરની તવારીખમાં અમરજ રેહેશે.

એક "**જરથોસ્તી વાયર્લી**" ની સેવાના ઇશારા વિના આ વિષય અધુરોજ ગણાશે. **બાઇ શીરીનબાઇ કામાએ** પોતાના મરનાર ભરથાર ખોવા પછી પોતાની સેવા ને પૈસો હમકોમને ધર્યો છે **વાંદરાના** દરિયા કિનારે કુશાદે બેહેસ્ત જેવા મકાનમાં ગરીબ બાઇઓ ને બચ્ચાંઓને રાખી તેઓની મુફ્ત સારવાર ને માવજત કરનારા આ પરમાર્થી "**કામા કોનવેલેસંટ હોમ**" માં રાત દિન સેવા બજાવતાં આ ભલાં બાનુ કોમની મગરૂરી ગણાવી જોઇએ. પોતાની પૈસેટકે ઘણીજ આબાદ હાલત છતાં આ શોખની ને પરમાર્થની સેવાના આશીશવંતા કામને પોતાની જીંદગી અર્પણ કરી પારસી કોમની "પેહલી દયાની બેહન" તરીકે અમરતા મેળવી છે. ખુદા તેમને ગરીબોને માથે લાંબી જીંદગી બક્ષો.

આ છેલ્લાં બે બાનુંઓની સંફમાં એક ત્રીજી હિંદી બેહેનપણીને પણ આમેજ કરી શકાશે. પોતાના ધર્મના પવિત્ર ફરમાન-માન-ઇનામ પર જીવ દઈ તરેહવાર હાંડેશા અને આફતો ખમી હજની પાક ફર્જ બજા લાવતા હાજીઓની મુશ્કેલીઓ દેખી એક નમુનેદાર હિંદુ બાળાનું જીગર જખમાયું. જાનકીબાઇ પાસે ખોદાની માયા-મેહેરથી દાળ-રોટીનું પુરતું આપેલું હોવાથી તેણી તેઓની સેવા બજાવવા બહાર પડી. ફકીરો, સાધુઓ, હાજીઓ, ભાટો સર્વેની આ મા-મુરંબીની પરમાર્થી સેવાઓનો ખ્યાલ તો તેઓનેજ તરત આવશે જેઓ આ "દયાની બેહેન" સાથ એક દિવસ ગુજારશે. તીતીપાર તડકાનાં માથેં લોહી ચઢાવનાર તપોટામાં કે આસમાના વરસાદના તોફાનમાં જાનકીબાઇ ગરીબ હાજીઓની વંજારામાં એક દિલસોઝ માવીતરના પ્યારને ભક્તિભાવથી એ ગરીબ ખોદાઇ પ્યારના તરસ્યા બંદાઓની

હાજતો તાળતી, તેઓની ખબર અંતરો પુછતી, તેઓને હિંમતના મીઠાં વચનો સંભળાવતી, તેઓના બિમારોને હૈયાં સરસાં ચાંપતી, તેઓને પેટ પુરતું જમાડતી "હિંદી નાઈટીનગેલ" તરીકે હંમેશ તમારૂં ધ્યાન ને અજાયબી ખેંચે છે. બધી તમામ હાકવી નાંખનારી રંજોને રખડો છતાં જાનકીબાઈનો ચેહેરો સદા શાંત અને હસ્તોજ છે. પોતાની ખરી ખોદાઈ સેવાનેજ તેણીએ પોતાની જીંદગી અર્પણ કરી છે ને એ સ્વર્ગી સુખ આગળ તેણીને મન એ બધી જંજાળ આરામ અને રાહતજ છે ? તેણી ધર્મે હિંદુ છે. મગર કોઈપણ ધર્મ નાત જાતના તફાવતનું સ્વાર્થીપણું શીખવતો નથી અને તેથી તેણીની સેવાઓ સર્વેને માટે ખુલ્લી છે. મુખ્ય કરીને તો તે ઈસલામી હાજીઓની મા અને મુરબ્બી છે. તેણીની તમામ સ્વાર્થ રહિત જંજાળ-કાળજી અને સેવાએ સરકાર માબાપની વટીક દિલસોઝી અને પસંદગી મેળવી છે અને તેઓ તેણીના આ પરમાર્થમાં સર્વે મદદ ઉતેજણ અને સવળતા કરી આપે છે.

જાનકીબાઈની હાજરી ગરીબ હાજીઓ માટે એક મોટા પીરની આમદ સમાનજ છે. તેણીને ગાયા તેઓ પુંજે છે. એક ફરેસ્તાઈ આની હાજરીનુ પ્રબળ કેટલું બધું છે, તેણીના આમદની અસર શી છે તે જાણવું-અનુભવવું હોય તો હાજીઆના એક ગંજાવર ટોળા વચ્ચે ઉભેલી આ દયાળુ દેવીને તેણીના ખરા પ્રકાશમા નિરખજો ?

અને ત્યાર જયારે એવા મહીલાઓ, બેહનો, માતાઓ, પરણેતરો આપણે મોટી સંખ્યામાં ઉત્પન કરી શકશું ત્યારેજ "સ્ત્રી-કેળવણી" ના ખરા આશીરવાદપણાંનો ખ્યાલ આવશે. ત્યારેજ **દાદાભાઇ નવરોજી, બેહેરામજી મલબારી, ખરશેદજી કામા, સોરાબજી બંગાલી, નવરોજી ફરદુનજી, રાનાડે, કરસનદાસ મુલજી, કેખુશરો કાબરાજી, નાનકજી જહજ વગેર વગેરે વિરલા બેટાઓની ખરી કદર બુજાશે.**

**આજનાં દાસ્તાનમાંની નમુનેદાર બાનુંઓની સદા નકલ થાવ ! એક દેશનાં કલ્યાણ અને ઉનંતી માટે ખરેજ તેઓનાજ જરૂર છે.**

**"માસિક-હિંદી-આરીક"**

# વિચિત્ર લગ્નો.

"જન્મ, લગ્ન અને મરણ" એ માણુસ માત્રની જીંદગીમાં સર્વેથી અગત્યના બનાવો છે, અને તેઓ સાથ હરેક કોમમાં અગત્યતા જોડાયલી છે. લગન એ એક ગંભીર તેમજ ખુશબખ્તીભર્યો બનાવ ગણાય છે, કારણ તે એક જીંદગીની પાળ છે—સોરતી છે. આવતી ઓલાદની ઉત્પતિ કરનાર તે એક પવિત્ર જોડાંણ છે, કે જ્યારે મરણ તે દુનિયાદારીની નજરે જોતાં એક સખ્ત સીતમગારી છે, કારણ તે આપણી માયાવી ચશમોના પરડાને ઢાંકી આપણી નજરથી આપણાં વહાલાંને સદાનું દુર કરે છે. વળી જન્મ એ પણ એક ખુશાલીનોજ બનાવ છે, કરણ એક શાંત ઘરને ગજાવનાર ને ગડબડિયુ બનાવનાર બાળક આ ધર્તિપર અવતાર લે છે.

આદમ અવનીના ફેરામાં પડયું છે. આજે તે જન્મે છે, શુક— કાલે તે પરણે છે, અને અફસોસ— પરમ દિવસે તે મરે છે. આવી રીતે આ ત્રણ બનાવો જીંદગીમાં હર પળ બને છે, જેમાં લગ્નની અગત્યતાને લીધે હરેક કોમ તે બનાવને તેની લાયક અદાથી ઉજવે છે. યુરોપિયન અને હિંદીવાન બેઉ તે બનાવને લાયક ગંભીરાઇથી પોતપોતાની કોમના કાયદા રૂઢી મુજબ પાળે છે, પણ કાળા માથાંના માનવીનાં ચક્રમપણાં ને ભેજાંની વિચિત્રાતાથી એ અગત્યનો બનાવબી બાકાત રેહેવા પામ્યો નથી. બેશક, નિચલાં થોડાંક લગ્નોપરથી જણાશે કે તેમાં બી કેવો કેવો વિચિત્ર રંગ આમેજ થયો છે:—

એક સાઇબીરોયન લખ્ખોપતિ નામે લીગ્યુરીનનો એકપુરો બેટો વિચિત્ર પોશાકમાં થોડુંકપર પરણ્યો હતો. લીગ્યુરીન પોતાના બેટા પર એવી ફરજ નાંખી ગયો કે તે જ્યારે બી પરણે ત્યારે ગુણપાટનો પોશાક અને શખની ટોપી પેહેડીનેજ તેણે પરણવું! કહે છે કે પોતાના પિતાની આ વિચિત્ર ઇચ્છા મજકુર બેટાએ પાળી, અને થોડુંકપર જ્યારે તે પરણવા ઉભો રહયો ત્યારે ગુણપાટનો પોશાક અને શખથી ભરપુર ટોપીથી સજ્જ થયલો તે વરરાજા સર્વેનું આકર્ષ ધ્યાન ખેંચી રહયો હતો!

આ લગ્નથી બી વળી વધુ વિચિત્ર લગ્ન નોંધાયાં છે. થોડા વખતની વાત ઉપર ન્યુ યૉર્કના 'ઝુલોજીકલ ગારડન' નો રખેવાળ મીસ ક્લેરા હુડ નામની કન્યા સાથ જોડાયો. આ જોડું સાંપ, વીછુ, નાગ વગેરે પેટે ચાલનારાં પ્રાણીઓનું અતિ ઘણું શોખીન હતું અને એઓને લગતી વિદ્યામાં વર્ષો ગાળ્યાં હતાં તેઓ પાસ એવાં પ્રાણીનો એક અતિ મોટો સંગ્રહ છે. હવે લગ્ન કરવાના દેવળના ઓરડાને મજકુર મી૦ રેમંડ ડીટમારે કોબરા, સાંપ, વીછુ, નાગ વગેરેની કાંચળી ને ચામડીથી સણગારી સજ્જ કીધો ! વધુ વિચિત્ર તો એ હતું કે વર–કન્યા બેઉના પોશાકો પર પણ જાતજાતની કાંચળીઓ ને ચામડીઓ જડેલી હતી, અને અધુરામાં પુરૂં—નાજુક કન્યાજીનાં ગળાં આસપાસ મોતીની માળાને બદલે એક અધમુવા થઇ ગયલા સાત ફીટ લાંબા સાંપને વિંટાળ્યો હતો ! આ અજબજેવું જોડું 'હનીમુન' ગુજારવા ઉપડી ગયું ત્યારે સાથે પોતાના બે માનીતા સાંપોને બી લેતું ગયલું કેહવાય છે.

એવાંજ મળતાં આવતાં લગ્ન સાઉથ વીલ્ટઝ ખાતેના ડર્નફર્ડ ગામડાંમાં થોડુંકપર થયાં હતાં. પરણુતી કન્યા મીસ પીંકુની મરદાનગીભરી રમતોની મોટી શોખીન હતી, અને લગ્નના મેળાવડામાં બી તેણી એ શોખ દેખાડવા ચુકી ન હતી. પોતાનો 'સ્પૉરટીંગ ટેસ્ટ' દેખાડવા તેણીએ લગ્ન કરાવતી વખતે વાઘની ચામડીનો પોશાક પેહેરયો, અને બે જબરા શેકારી કુતરા આપણામાં થાળી ધરવા ઉભા રહેછ તેમ આ બાંનુ નજદીક તાબેદારીથી ઉભા રહયા હતા.

સૉમરસેટશાયર ખાતેનાં ડલવરટન ચર્ચમાં એક વેળા એવીજ રીતે લગ્ન થયાં હતાં. વર-કન્યા જાત જાતનાં શેકારી જાનવરોની મોટી ટોળી સાથ વરઘોડાના આકારમાં પરણવા આવ્યાં હતાં, અને લગ્ન થઇ રહયા બાદ એવાંજ સરઘસમાં આ બધુ હાઉસન ગાહુસન પાછું ફરયું હતું. લગ્ન દરમ્યાંન આ પહરોણાંઓએ પોતાનાં સુંદર ભસવાથી આખું દેવળ ગજાવી મુકયું હતું, ને વર-કન્યા ઘર પાછા ફરતાં આ પ્રાણીઓને, કહે છે કે, ઉંચાં ને સ્વાદિષ્ટ ભોજનથી તૃપ્ત કરવામાં આવ્યાં હતાં.

પણ આ બધા લગ્નોને વિસરાવે એવાં એક લગ્ન થોડા વખતની વાત ઉપર એક **સમરંગ** (Samarang) કન્યાનાં થયાં હતાં. મજકુર બાંનુ એક સરકારી નોકર સાથ અદરાઈ, અને લગ્નનો દિવસ નક્કી થયો. હવે લગ્નની થોડા દિવસ આગમચ વરરાજા સરકારી અગત્યનાં કામ માટે બહારગામ ગયો અને કામમાં રોકાઇ ગયો; મગર મજકુર જાતમાં એવો ધારો છે કે લગ્ન માટે જો એક દિવસ નક્કી કર્યો હોય તો તેજ દીને લગ્ન થવાં જોઈયે! ત્યારે હવે કરવું કેમ? પરણાવનારા ધર્મગુરૂએ પોતાનાં કિસબી ભેજાંમાંથી એક યુકિત કાઢી અને તે મુજબ વરરાજાએ પોતાને બદલે પોતાની ટોપી મોકલી આપી, અને નેમેલે દિવસે મજકુર કન્યા પોતાના ભરથારની ટોપી સાથ પરણી પાર પડી ગઇ!

એવાંજ અજબ જેવાં લગ્ન અમેરિકામાં પણ એક વખત થયાં હતાં. **મીસીસીપી** નદીને કાંઠે **બ્રુકહેવન** ખાતે તે થયાં હતાં. આ લગ્નનો સંજોગ અજબ જેઓ અને કાંહાંણી કિસ્સાઓનેબી ભુલાવે એવો બન્યો હતો. વર કન્યા ને ક્રિયા કરનાર ધર્મગુરૂ એ ત્રણે જૂદાં જૂદાં ગામડાંનાં રેહેવાસી હતાં, અને લગ્ન કરવાનો દિવસ અને જગા નક્કી થઈ હતી, પણ તેવામાં નસીબ આડું આવ્યું અને મજકુર ત્રણે ગામડાંમાં ઉડતા રોગને સબબે 'કવારેનટાઇન' નાખવામાં આવ્યું, જેથી ત્રણે પારટી જૂદી જૂદી જગ્યાએ ગોંધાઇ રહી. એમ છતાં લગ્નનો દહાડો ફેરવવા એ અક્કલનાં ઓઠમીઓને ગમ્યું નહિ, અને તેથી તેઓએ તેનો તોડ શોધી કાઢયો. કન્યા ચોક્કસ વખતે સુંદર પોશાકમાં સજ્જ થઈ પોતાના ઘરમાં પરણવા ઉભી, વર-રાજા બીજાં ગામડાંમાં આવીજ રીતે ઉભો, કે જ્યારે પાદરી સાહેબે બ્રુકહેવન ખાતેનાં એક દેવળમાં મજકુર વખતે બે ખાલી ખુરસીઓ સામે ઉભા રહી આશીરવાદ સાર્યા, અને આવી રમુજી કીસમે તે વર-કન્યા પરણી પાર પડી ગયાં, ને ઘણા દિવસ પછી જ્યારે 'કવારનટાઇન'નો જાપતો ખલાસ થયો ત્યારે મજકુર જોડું એ અજબ જેવી રીતે પરણેલું 'હનીમુન' ગુજારવા સાથે ઉપડી ગયું. મજકુર લગ્નના ખરાપણાં માટે લગ્નની ક્રિયા કરનાર પાદરી રેવરંડ જોસફ હેમંડ છાતી ઠોકી ખત્રી આપે છે!

દરિયાવરધીખાતાંનો એક પાઇલટ જ્યૉર્જ હુમનરનાં લગ્ન પણ વિચિત્ર જગ્યામાં થયાં હતાં. મજકુર ગ્રહસ્થ પોતાની એક સફર દરમિયાન એક ખુબસુરત બાંનુના સમાગમમાં આવ્યો અને તેણીના સાથ પગથી માંથા સુધી પ્યારમાં પડયો—તે એટલે સુધી કે 'સ્ટીમર' માંજ નક્કી બી થયું અને ત્યાજ લગ્ન બી કરી નાંખવાની જ્યૉર્જ કાકા હઠ લઈ બેઠા. સારાં નસીબે 'સ્ટીમર' માં એ વખતે એક પાદરી સાહેબ બી મુસાફરી કરતા હતા તેઓએ આ જોડાંની 'સ્ટીમર' માંજ ક્રિયા કીધી. તે દિવસે દરિયો અતિ ઘણો તોફાની હતો, અને પાણીના ઘોંઘાટને લીધે લગ્નની ક્રિયા બી સમજાઇ નહિ, અને પાદરી સાહેબને "તમને ધણી ધણીયાણી થયલાં જાહેર કરૂં છું." બોલની વખતે ગોયા ચીગીયારી પાડવી પડી !

હુસ્ટન હબર્ડ નામના ચકડોલને બી એક વિચિત્ર જગામાંજ લગ્ન કરવાનો શોખ થઇ આવ્યો. તે મેરગી ટોબ નામની બાંનુ સાથ એક જાહેર રસ્તા પર દોડતી ઘોડાની ગાડીમાં ઉભો ઉભો પરણ્યો હતો.

મિસ વાયોલેટ મેસકોટ નામની પ્રસિધ્ધ નાટકકારને પોતાના લગ્ન પોતાની કીર્તિનાં ધામ—નાટકના તખ્તા પરજ કરવાનું મન થયું, અને તેણી એક દિવસે એક જાણીતા ખેલ દરમ્યાન ન્યુ જેરસી ખાનેની "ન્યુ યૉર્ક ગ્રૅંડ ઑપેરા હાઉસ" થીયેટરમાંજ તમાસગીરોની એક મોટી થઠ વચ્ચે પરણીને એક થઇ હુતી.

થોડાં વખતની વાત ઉપર લંડનની એક હૉસ્પીટલમાં વિચિત્ર સંજોગ વચ્ચે લગ્ન થયાં હતાં. વરરાજા જે એક દરદી હુતા તે એક જુવાન બાંનુ સાથ હૉસ્પીટાલમાંજ લગ્નના ગાંઠથી જોડાયો. એ વખતે મજકુર જવાનને એક કાતેલ ને જોખમભર્યું વાહાડકાપ કરવાનું હતું, જેમાંથી તેનાં બચવાની ઘણીજ થોડી આશા હુતી !

મજકુર જવાન એક અબળાને ઘાડા પ્યારથી ચહાતો હતો, જેથી મરવા અગાઉ તેને પેલી બાંનુને પોતાની ધણીયાણી કરવા ધારી, અને માંદગીથી બચે તે ખાત્રીપૂર્વક ન હોવાથી મજકુર વહાડકાપ કરાવવા અગાઉ તે પેલી બાંનુ સાથ લગ્નનાં ગાંઠથી જોડાયો. તેને ડોળીમાં સુવાડી 'ઑપરેશન'ના ઓરડામાં લઇ જવામાં આવ્યો, જ્યાં

આર ચોખા છંટાવી તે પેલી બાંનુને પોતાની મોહોરહાર યા વિધવા કરવાની અરજતમાં રહ્યા; પણ ખુદાની દયાથી તેની ઉપરનું વહાડકાપ ફતેહમંદ નિવડયું અને જલદીથીજ સાજો થઇ ને પોતાની ભલી મોહોરહાર સાથ 'હનીમુન' ગુજારવા ઉપડી ગયો !

"ફુરસદ".

# વિચિત્ર ઠરાવો-વિચિત્ર બાધાઓ.

નવાં વર્ષનો દિવસ કોમને માટે ખુશી ભર્યો પણ ગંભીર દિન છે. એ દિવસથી એક નવુંજ સાલ ખુલે છે અને આપણે નવી જિંદગીમાં દાખલ થઇયે છિયે. ગુજરતે સાલનો છેલ્લો દિન હરેક કોમ પસાર થયલાં વર્ષ દરમિયાન કીધેલાં કામનો છન્તેખાબ કાઢવામાં ગુજારે છે અને ખોટાં કામો માટે તે કીર્તારની માફીની અર્જ ધાર્મિક રીતે ગુજારે છે. બેસ્તાં સાલના પેહેલા દિન યાને નવરોઝને દિવસે ચાલુ થયલાં સાલ માટે ભલી દુઆ ચાહી એ સાલ સારી રીતે ગુજારવા, ગયાં સાલમાં પડેલી મુશ્કેળીઓથી ઠોકર ખાઇને બેસ્તાં સાલમાં વધુ ફતેહથી આગળ વધવા ઘણાંક ધાર્મિક નર-નારીઓ આખા વર્ષ દરમિયાન પાળવા જાતજાતની બાધાઓ લેછે અને ઠરાવો કરે છે. નવાં વર્ષને દિને એવા ઠરાવ આપણીજ કોમનાંઓ કરતાં નથી, પણ સુધરેલા દેશોના ઘણાંક કેળવાયલાં નરનારીઓબી કરે છે. આ સાથે આપેલા ખરાં નામઠામ સાથના દાખલાઓપરથી માલુમ પડે છે, કે કેટલાંક સુધરેલાં યુરોપિયન નર-નારીઓબી આ વિભાગમાં શામેલગીરી આપે છે અને વળી આવી જાતની ધર્મિક બાધાઓમાં વિચિત્ર વિલક્ષણતાઓ આમેજ કરે છે.

નામાંકિત ચિતારો જ્યોર્જ ક્રુકસેંક દરેક જાતના મિતાહાર પણાનો મોટો હિમાયતી હતો, દારૂ અને કેફી પીણાંઓનો તો તે કટ્ટો વેરી હતો. પોતાના આ માનિતા વિચારની ધુઇમાં એક નવા વર્ષને દિને તેણે પવિત્ર બાયબલપર હાથ રાખી સોગંદ નોંધાવ્યા, કે મજકુર બેસ્તાં સાલથી તે આખું વર્ષ પોતાના જેવાજ વિચારનાં અને મિતાહારપણાના હિમાયતીઓ સિવાય બીજાઓ સાથ પોતાની

ખાનગી યા ધંધાદારી કામના સંબંધમાં મુદ્દલે આવશે નહિં યાને નું વર્ષ દરમિયાન તે તેઓથી અળગ રહેશે. આ ઠેરાવ તો જ્યોર્જ-કાકાએ કર્યો ખરો, પણ તે તો ઉલટો તેઓનેજ ભારી પડી ગયો! દર મહીને તે પોતાના ઠેરાવપર પાણી ફેરવવાનો વિચાર કરતો, પણ ધાર્મિક માણસ અને ગંભીર કસમ લીધેલા તે યાદ આવી જતા હતા એટલે દુઃખે હામે આખું વર્ષ તોડી પાડયું. એક વર્ષમાંજ આ મુફલિસાના ઠરાવથી તેઓનો ધંધો એટલો મંદ પડી ગયો અને એવી અડચણ પડી, કે બીજાં વર્ષે એવોજ ઠેરાવ પાછો કરવાનો વિચારજ તેઓએ અભડાઇપર મેળ્યો!

આવીજ વિચિત્ર ગાથા માટે હવે આપણે એક સાહિત્ય મંડળના તુર્રા તરફ નજર ફેરવીશું. જાણીતા સાહિત્યકાર સધી (Southey) ને એક વેળા એવોજ ધકારો બેઠો, કે તે પોતાની ખુબસૂરતી માટે ઘણો બડાઇબાર બન્યો હતો; માટે પોતાની એ ટેવ છોડી દેવાય કરી એક નવાં સાલને દિને તેણે મન સાથે ઠરાવ કર્યો, કે આખા વર્ષ દરમિયાન તેણે સફાઇદાર પણ જુનાં પુરાણાં કપડાંઓ શિવાય બાજુ કશું પહેરવું નહિ અને માત્ર અઠવાડિયાંમાં એકજવાર દાઢી મુડાવવી. આ વિચિત્ર ઠેરાવપર અમલ કરતાં પહેલેજ અઠવાડિયે એ લેખક સાહેબની ખાતર જમા થઇ. પહેલે તો એવણના સુખદુઃખનાં ભાગ્યણેજ 'પ્રોટેસ્ટ' ઉઠાવ્યો, પછી મિત્ર મંડળ તરફથી "ટોપલાઓ પડયા" અને દરેક ઠેકાણેથી સાલ-પામડીઓ મળવા માંડી. ત્રીજે અડવાડિયે તો તેઓની ધણીઆણીએ એવો "અલ્ટિમેટમ" (!) મોકલ્યો, કે જયાં સુધી લેખક મહારાજ પોતાના અસલી ધોરણપર પાછા આવે નહિ, ત્યાં સુધી તેવણના ધણીઆણીએ સાથ ફરવા હરવા આવવાનું માંડી વાળવું! સધી સાહેબપર આ મોટો પહાડ પડયો, પણ આ ગંજાવર દુઃખબી તેઓએ વેઠયું અને એમ જાતજાતના હાંદેશા ખમી મજકુર વર્ષબી પસાર કર્યું, ત્યારેજ ઠર પડયા. કમનસીબે જણાયું નથી કે મજકુર ઠરાવ તેઓએ બીજે વર્ષે બી ચાલુ રાખ્યો કે કેમ? કેટલાક લેખકો ધારે છે કે આ સાહિત્યકારને પાછલી જિંદગીમાં મનની જે વેદના ખમવી પડી હતી, તેનું મંડાણ આ વિચિત્ર ઠરાવનેજ આભારી હતું. આમેનો કોઇ લેખક એવો ઠરાવ નહિં કરે!

જાણીતા ફ્રેન્ચ લેખક બેલઝેકમાં બધી સારી આદત હતી પણ એક ખોડ હતી કે તે લગરીક આળસુ હતો. કોઈએ તેને સલ્લાહ આપી કે આ આળસાઈ કાઢી નાખવી હોય તો પાછલી રાતના ઉઠી ગમે તેવીબી થંડી હોય, છતા અતિ ઘણાં થંડા પાણીનું સ્નાન કરવું. એવણ સાહેબના ધ્યાનમાં એ સલ્લાહ ઝટ કરતી કે ઉતરી ગઈ અને આ સલ્લાહનો અમલ કરવા નવાં વર્ષથી ઠેરાવ કર્યો. પહેલા થોડા દિવસ તો ઉલટથી પોતેજ આ કાર્ય બજાવવા માંડયુ, પણ તે થંડા મુલકની કકડતી થંડીએ એ નામદારની એવી તો ખાતરજમાં કરવા માંડી, કે ઉલટ ઉડી ગઈ, પણ ફર્જ થઈ પડી. પોતાનાં આ કામમાં ફર્જ પાડવા વળી તેઓએ એક હરીમ ધરીમ જેવો નોકર રાખ્યો, જેનું કામ એજ હતું કે પાછલી રાતના આવી શેઠ સાહેબને મીઠી ઉંઘમાંથી બાલના દડા મિસાલ ગબડાવી મુકવાના અને આઈશ જેવા પાણીમાં જોર જુલમથી બચકોરવાના! આ વિચિત્ર ઠરાવે શેઠની તંદરોસ્તીપર અસર તો કરી અને તેવણને સલેખમ થવા લાગ્યો. પેલા નોકરે જોયુ કે એમનું એમજ ચાલ્યું તો શેઠ ઉડાંગરી કરી જશે અને તેથી તેણે મજકુર પાણીમાં છુપાઈથી ગરમ પાણી ભેળવા માંડયું અને એમ માંડમાંડ વર્ષ કાઢી નખાવ્યું.

આ બધાંને બાજુ બેસાડે એવો એક વિચિત્ર ઠરાવ તો જૉન માઈટન નામના હોલસ્ટનના એક તવંગર પણ ચક્રમ ડોસાએ કીધેલો જાહેરમાં આવ્યો છે. એક નવાં વર્ષને દિવસે બુઢ્ઢા-જવાનોની ટોળીમાં વાતચીત કરતાં તેણે એવોજ ઠરાવ કર્યો કે મજકુર વર્ષ દરમિયાન દર મહિનાની પહેલી તારીખે બસ કોઈનીબી સાથે મુક્કાબાજી ખેલવી! આ સુફિઆનો ઠરાવ વળી તેણે બધાંને કહીબી સંભળાવ્યો અને તેને અમલમાં મેળવાનું મંડાણબી કીધું! તેની પાસેનીજ ખુરસીપર એક ચરબદાર બફેણાની બન્ની જેવો બીજો ડોસો બેઠો હતો, તેને તેણે "ચેલેંજ" કીધો. પેલો બિચારો ગભરાટમાં પડયો કે આ દિવાનાશાળાના સામાન સાથે તે કયાંનો કયાં સપડાયો! પણ કરેબી શું? એક તો તે તેનો મહેમાન અને વળી બંધાંઓએબી દરખાસ્ત ઉપાડી લીધી, એટલે આખરે કસાઈને ત્યાં ગાય બંધાવી હોય તેમ તેઓ પોતાના હમનબર્દ યજમાનની સાથે

જઈ ઉભા, જે જંગી પેહેલવાન મુછપર તાવ દેતો તટાર ઉભો હતો. મુક્કાબાજી બે ત્રણ મિનિટજ ચાલી, કારણ પહેલે હાવેજ યજમાન સાહેબની નસ્કોરીએ લાલ શરબતની ધારો છોડવા માંડી અને મેજબાન સાહેબની નાની ડુમના પડઘમ જેવા અવાજ સાથ બકરાની માફકની બેં જેવી બુમે બીજા પહરોણાઓને ચમકાવી મુકયા અને તે દિને તે મેળાવડો ત્યાંજ ખતમ થયો. યજમાન સાહેબની નસ્કોરીની ઠીક ખબર લેવાઈ હતી તો પણ તે નામદારે પોતાનો ઠરાવ મુકી છાંડયો તો નહિજ. દર માસે એ નામદાર એમ કોઈને કોઈ સાથ મુક્કાબાજીની માગણી કરતા અને ઘણીકવાર કોઈને અકડવકડ લાગવાથી ગાળ ખાવા ઉપરાંત પૈસા કાઢી આપતા. કોઈ મહિનાની પહેલી તારીખે કોઈ સપડાતું નહિં તો બિચારા કોઈ પોતાનાજ માણુસની વારી આવતી અને તે પોતાના આ ચક્રમ શેઠને રાજી રાખવા જેમ તેમ હસ્તું મોંહ કરી એકાદ દાંત ગેપ કરાવી આવતાં, શેઠને તરેહવાર સાલપામડી પહેરાવતા, પણ તે જુસ્સો નરમ પડતાં એકાદ "બેંક નોટ" તેનાં ગજવામાં સરતી તો સટકી જતો. એમ દુ:ખે પાપે છેલ્લો માસ આવી ચઢયો. મજકુર દિને માઇટન સાહેબ રાત સુધી પોતાનો ઠરાવ અમલમાં મેળતાં ભુલી ગયા. રાતના અગિયાર કલાકે ગાંમડાંનો પાદરી તેઓ સાથ વાત કરતો બેઠો હતો, એટલામાં સાહેબને પોતાની માનિતી બાધા યાદ આવી ગઇ.

"પવિત્ર ગુરૂ! મને માફ કરજો! પણ ચાલો તો! આપણે મુક્કાબાજી રમિયે!" તે ગંભીર વાતચીત બાજુ મેલી એકદમ પુકારી ઉઠયો.

મુક્કાબાજી!—તે પવિત્ર પાદરી અજબ થયો. એ ડાસો શું ઘેલો થયો હતો! તેણે વિચાર્યું કે હમણા તો તે શેઠિયો ગંભીરાઈથી વાતોમાં રોકાયો હતો અને એટલામાં કેમ મગજ ગુમાવી બેઠા હતો? પાદરીએ જોયું કે એ પાણીએ કાંઇ વાળ ચડે નહિ અને ખાલી હાંડકા પાસળાં ગુમાવી નાંખવાનો સોદો હતો, એટલે ત્યાંથી સટકવા માંડયું.

"અરે! પવિત્ર પિતા! જાઓછો કયાં? મેં તમને માંગણી કીધી છે તે સાંભળી કેની? ચાલો! જોવું! એક હાથ લાંબો કરી બીજે હાથે

મુક્કી વાળી ઉભા રહો! અને હું "વન-ટુ-થ્રી" બોલું કે મારીપર હાથ ઘુમાવજો અને હું તમારી ઉપર ઘુમાવીશ." તેણે મોટા જેવા ડોળા કાઢતાં કહ્યું. પાદરી સાહેબે જોયું કે "ના બા!" કહ્યું છે તો જીવનો સોદો હતો એટલે રડતે જેવે દેખાવે મન મક્કમ કરી ઉભો. પણ હજી તો "થ્રી" બોલાય કે તેવણ સાહેબપર એવો તો મોટો ભાર આવી પડયો, કે પાસે મુકેલી ખુરસીની સાથે ઉથલાઈ તે ધર્માધ્યક્ષ બે પળ હવામાં "ફુટ બોલ" માફક ગબડયો અને છેલ્લે તેઓએ જમીન સાથ ચાંપીને કોટી કીધી. પડયા પડયા થોડો વખત તો આંખ વીચીજ રાખી અને પછી તે ધર્મના ગુરૂએ પવિત્ર બંદગીના ફકરાઓને બદલે તે ચક્રમ ડોસાની સાત પેહડીની આલ ઓલાદ ધોઈ નાખી અને માહા મેહનતે સમજાવત અને બધા ખરા ખુલાસા પછી, જ્યારે દશ પાઉન્ડની એક ચલકતી નોટ તેઓના હાથમાં આવી ત્યારે તે નામદારે ગુસ્સો હેઠો પાડયો. આખરે ધડક ધુજારાનું આખું વર્ષ પણ ખલાશ થયું અને બીજે વર્ષથી તો ડોસાજીએબી એવો ઠરાવ કરવાનું માંડીજ વાળ્યું કારણ કે તેઓ નામદારનાંબી હાડકાંની ખબર પુરતી લેવાયલી હોવાથી અને ઘણા પાઉન્ડને ઘેર ગયલા હોવાથી એવું બીજું એકાદ વર્ષ આવ્યું તો મરી જવાનો સોદો હતો એમ તેઓએ ધાર્યું.

આવા વિચિત્ર ઠરાવો તો ઘણા નોંધાયાછે પણ આ નાની કટારીપર વધુ દબાણ કરવાનું યોગ્ય ન ધારી અત્રેજ થોભીશું અને છેવટે પ્રિય વાંચક, ચાલુ થઈ ચુકેલાં આ નવાં વર્ષથી તમો બી નેક ઠરાવો કરો અને આ સંસારી સાગરના તુફાની મોજામાંથી તમારી કીસ્તી ફતેહસાથ સદા હાંકતા રહો!

"જ્ઞાન વર્ધક."

## પ્રસિધ કવિઓની અમર માશુકો.

પ્યારની મહાન અને દેવતાઈ લાગણીમાં સપડાતા વિર પુરૂષો પણ [illegible] નથી. રંક વા રાય, જવાન વા બુઢ્ઢાં એ મહાન [illegible] વર્યાં છે. [illegible]

વનારા, દુનિયા ધ્રુજાવનારા, તખ્તા ઉથલાવનારા, સાહાસ કાર્યો ઉઠાવનારા, સારી આલમનાં જીગરમાં વસનારા, કુદરતના મહાન ભેદો ઉકળાવનારા, સર્વે મોહબતના બળતામાં રાખ થયા છે. "શેરોજીસને હઝારો માશ વોહબી હારા મોહોબતસે." કવિઓએ ગાયું છે કે "જગમાં ગુમાવ્યો જન્મ જેને પ્રિત નહિં કરી."

મગર આ કળયુગી દુનિયામાં તેને પોતાનો ફેરો સફળ કર્યો છે જેને પવિત્ર અને સાચી મોહોબતનાં બદલામાં ચહાતું તેવુંજ જીગર મેળવ્યું છે. પૈસાટકા, બહારની ઓળારૂપી ટીપણુ ટાપણુ-ખુબસુરતી અને એવા બીજા હવસી લોભ અને લાભો ખાતર મળતાં વર-વહુના આજે ટોટા નથી પણ ખરી આકાશી અને સ્વાર્થ વિનાની મોહબત ઉપર સારી જેહાનના આશીરવાદ છે અને દુનિયાના માલીકની ખરી પસંદગીની મોહર છે. એવા સર્વોતમ સુખનો લાભ લેવાનું કાંઇ સર્વેનાજ ભાગ્યમાં લખાયું નથી. ખરો પ્યાર કાંઈ બેઉ બાજુમાંજ વ્યાપી નિકળતો નથી. ઘણા કમનસીબોના નસીબમાં પોતાની પસંદગી અને જીગર જીતી લેનારાં સાથે હંમેશને માટે બંધાવાનું લખાયલું હોતું નથી. પ્યારમાં નાસીપાસ થયલા બેનસીબ આશક માશુકોના રંગીન અને કરૂણારસિક દાસ્તાનોથી જગતની તવારીખ, સંસારનો તખ્તો કયાં બાકાત છે ?

આજે આપણે એ મહાન લાગણીથી જળેલા ત્રણ-ચાર નામાંકિત જગ-પ્રસિધ કાવ્ય દેવીના બેટાઓ ઉપર નજર ફેંકશુ જેઓએ ચોક્સ ઓરતો ઉપર પોતાનું જીગર લગાડયું હતુ, પણ તેઓના ખરા પ્યારમાં કમ નસીબ નિવડયા હતા.

પોતાનું ચીત ચોરનારી જીગર ચિરનારી, મહીલાઓને પોતાના સાચા પ્યારની પુરવારીમાં તેઓએ પોતાના લખાણોથી અમર બનાવી છે. તવારીખમાં એવાં ખરા સંખ્યાબંધ કિસ્સાઓ અમર થઇ ગયા છે અને આજે યુરોપિયન પ્રજા પોતાના માનીતા લેખકોના પ્યારના કિસ્સા જાણવા-વાંચવા અધીરી પડી જાય છે. તેઓના લાગણી ભર્યા પ્યાર-પત્રોના પુસ્તકોની લખ્ખો નકલો ઝપાટામાં ઉંચકાઇ જાય છે. આ ખરા બનેલા કિસ્સાઓ ઘણીવાર નાટક તખ્તાને અને વાર્તાઓને અગત્યનો ખોરાક પુરો પાડે છે.

નામાંકિત કવિરાજ ડાન્તેનો બીયેત્રીસ માટેનો પ્યાર પંડીત પેટ્રાર્કની લારા માટેની મોહોબત અને લેખકરાજ ટાસોની લીયોનોરા તરફની જાનફેશાનીનાં દાસ્તાનો આજે સાહિત્યનાં શોખીનોમાં કયાં અણજાણ્યાં છે?

બીયેત્રીસના સુંદર સ્વપ્નાઓમાં ડાન્તેએ પોતાનો સંસાર ધુળ બાળ્યો, પેટ્રાર્કે પોતાની અત્યંત લાગણીની ખુમારીમાં દિવાનશાળામાં વાસો પામ્યો! ડાન્તેની પોતાની માશુક તરફની જાનફેશાનીના કિસ્સાને સદીઓ થઇ છે તોબી ન આજેબી સાહિત્ય સેવકોમાં ઉલટથી વંચાય છે. નવ વર્ષની બાળવયે તે આઠ વર્ષની આ બાળાના સમાગમમાં આવ્યો. પ્યારની મહાભારત લાગણીમાં તે સમાગમ બદલાઇ ગયો, ડાન્તેએ પોતાની સર્વે લાગણી તે વહાલાં જીગરમાંજ ભરી, તે તેણીનો એક છુપો ચહાનારો થયો. તેના સર્વે શોખો, ગુણો, નેમો સર્વે આ પુટલામાંજ પ્રગટી નિકળ્યા, મગર તેનો સાચ્ચોચાર પ્યાર તેના જીગરમાંજ જળવાઇ રહ્યો. તે પોતાનો મહાન ભેદ તે વહાલાં જીગર આગળ ખુલ્લો કરે તે પેહેલાં તો તેણી કોઇ બીજાની થઇ. ઓ નિશફળતા! ઓ બદનસીબી !! ડાન્તેની ઉમેદોનો ડુંગર સરી પડયો—પાનાના હવાઇ મેહેલ પેઠે તેની આશાઓનો મજલો જમીનદોસ્ત થયો. એક બીજો મોટો ફટકો થોડા વર્ષ પાછળથી પડયો, તેનો ચાહેલો ફરેસ્તો—પરિચહેર બીયેત્રીસ છવીસ વર્ષની ખિલતી જુવાનીમાં આ માયાને તરછોડી ગુલશનમાં પોહોંચી ગઇ. આ તેણીના સાચ્ચા ચાહાનારા માટે એક ખરી આફત હતી. ડાન્તેની જીંદગીની રોશની ઝાંખી પડી, તે નિરાશીના ગારમાં ગાયબ બન્યો. આ વખત પછી બીયેત્રીસનો પવિત્ર પ્યાર તેની સારી જીંદગીનો એકલો વિચાર થઇ પડયો, અજલના ફરેસ્તાએ તેણીના ખાકી શરીરને તેની માયાવી ચશમોથી સદાનું દૂર કર્યું હતું, મગર તે તેણીના આત્મા સાથ બેહેસ્ત લગી પુગ્યો અને આ અવનીને તેણીનીજ આંખોથી નિરખવા શીખ્યો. તેણીની પવિત્ર યાદને તેને પોતાનાં લખાણો અર્પણ કર્યાં. અરે! તે સર્વે બાબદોમાં તેણીને યાદ કરતા તે કેવી કરૂણારસિક ભાષા વાપરે છે! તેનું જીગર કેવું આખું વિશ્વાસથી તે લીટીઓમાં ખાલી થાય છે!

બીચેત્રીસનો ખરો આઈનો આખરે તેના પેલાં સર્વેથી મહાભારત અને અમર લખાણ "ધી ડીવાઈન કોમેડી" (The Divine Comedy) માં ખુલ્લો થયો. તેને વાજબી રીતે "બીચેત્રીસનો અમર અવતાર" ગણવામાં આવ્યું છે. ડાન્તેની આ આકાશી જીંદગી, આત્મીક હસ્તીની તવારીખ છે. આ અવનીની હર રોજની જીંદગી તેની સાધારણજ હતી. બીચેત્રીસના મરણ પછી તે એક બીજી સ્ત્રીને વરીયો હતો અને સંસાર માંડયો હતો, પણ તે બાકી હરરોજના ફર્જનું સાધારણ જોડાણ હતું, તેની આકાશી માશુક તો ફરેસ્તાઇ હતી જ્યારે સંસારની ભાગીદાર માત્ર એક સ્ત્રી હતી. પોતાના જુસ્સાઓ યા લખાણો તેને તેણી ઉપર નિસાર કીધા હતા નહિં, ટુકમાં તે તમામ તુટેલાં દીલનો અને બેભાન ભરથાર હતો મગર આશક તરીકે ફીલસુફ, કવિ અને ઓલમા બન્યો હતો. જો તે બીચેત્રીસને પરણ્યો હતે તો આજે "ડીવાઈન કામેડી" જેવો સાહિત્યનો ખરો સણગાર આપણે કયાંથી ધરાવતે! પોતાની માશુકને દુનિયામાં જાવેદાન અમર કરવા કાજેજ એ નજરાણું તે મેળી ગયો છે. ભાગ્યશાળી બીચેત્રીસ તું કેવી સુભાગ્ય સરજત લખાવી લાવી હશે, કે ડાન્તે જેવા મહાન કવિરાજનાં જીગરમાં વાસો પામીને પરીણામમાં સાહિત્યમાં જાવેદાનની પ્રસિધતા મેળવી?

પેત્રાર્કના કમનસીબ પ્યારની કહાણી પણ જાણવા જોગજ છે. તેની વહાલી "લારા" આજે સાહિત્યમાં એક રંગીન દાસ્તાનના અગત્યના પાત્ર તરીકે અમર ખડી છે. ઍવીગ્નોન ખાતેનાં સેંટ કલેરના પવિત્ર દેવળમાં તેને પેહેલવહેલી લારા ડ સેડની ચેહેરેનમુન, પરીચહેર સુરત જોઈ. "ગુમાયા ઉસ દિન દીનો ઇમાનકો—જીસદિન નામ તેરા લીયા ઝબાનકો" ની કેહેતી તેનાં બાબમાં ખરી પડી. તે મહાન લેખકરાજ એટલા સુધી ભાણ ભુલો બન્યો કે તે પરણેલી સ્ત્રીના નેણનોબી ચેકાર બન્યો! પ્યારના જુસ્સામાં તેને પોતાની કલમ ચલાવા માંડી, તેણીની વખાણના કાવ્યો અને ગાયણોની હારમાળાઓ બહાર પડવા લાગી અને આખા યુરોપમાં ફેલાવા માંડી. તેની "લારા" સારી આલમની જાણમાં આવી, આ કહાણીએ જાણી જાહેર ચકચાર ફેલાવી. તે આશક દેવાના મિસાલ તેણીનાં

ખ્યાલમાં બધે ભટકવા લાગો. એક પહાડની તળેતીએ તે ઉભો રહી તે મોહક નામ પોકરતો સારી સાંજ પસાર કરતો. આજેબી તે જગ્યા આ વિચિત્ર કહાણીનાં સબંધમાં તેનાં સેંકડો વખાણનારાંઓને વડાઈથી બતાવવામાં આવે છે. આ ખેંચાણે લારાના સંસારમાં નાહકનો મીનાકેશો ખડો કીધો, તેણીના ભરથારે સઘળો બોજ આ ગરીબ બાળાપર મેળવા માંડયો. કજીયો વધતોજ અને તાળો બગડતોજ ગયો. અંતે ચાલીસમે વર્ષે તેણી બિચારી મરકીથી માર્ગે લાગી. તે ભરથાર તો પાછો તરત બીજીવાર પરણી ગયો, પણ પેત્રાર્ક આ ફટકાથી બહુજ દિલગીર થયો. જયારે કવિરાજે તેણીના મરણની ખબર સાંભળી ત્યારે તેને મનથી આ જીંદગી સાથ તેને જોડી રાખનારી આ એકલી સાંકળ તુટી ગઈ, પોતાની માનીતી "લારા" ને જગપ્રસિધ લખાણોથી અમર બતાવવા તે આશક વીસ વર્ષ જાસ્તી જીવ્યો. તેને પોતાની ફર્જ બજાવી હતી, તેનાં જીગરમાં વાસો કરનારી તેની માશુક સાહિત્ય તવારીખમાં આજેબી યાદગાર છે. સારૂં થયું કે તેણી તેની સાથ પરણવાની સરજત લખાવી નહિં લાવી હતી, નાતો નીચલી સુંદર બે લીટીઓમાં કવિ બાયરન કહે છે તેમ એક અખુટ સાહિત્ય ભંડારથી આપણે બેનસીબ રહેતે !

"Think you, if Laura had been Petrarch's wife,
He would have written sonnets all his wife!"

ટાસોનો શાહાજાદી લીયોનોરા તરફનો પ્યારબી જાણીતો છે. પેટ્રાર્કના લારા માટેનાં અમર લખાણોએ ટાસો સાહેબના ભેજાં પરબી અસર કીધી. તેઓએ પોતાની આ મજનુપર પોતાના ગઝલીયો અર્પણ કરવા માંડયાં, પોતાની માનીતી કાવ્યદેવી મારફતે તેઓએ પોતાનું જીગર ખુલ્લું કર્યું, પણ ઉમેદમાં ફાવ્યા નહિ, પોતાની મજનુને અમર બનાવી પણ પોતે ખાટયા નહિં. એક મિત્રે આ સઘળાં લખાણો પ્રીન્સેસના ભાઈ ડયુક ડીફેરારાના હાથમાં મેલ્યાં. બાઇ તો જબરા છેરાણા ! કવિરાજ સેંટ ફ્રાન્સીસના 'કૉનવૅન્ટ' માં મુચકાટાટ બંધાઇ ગયા. મારકુટે તેવણ છટકી જવા પામ્યા, પણ આ પ્યાર હજીબી કબરવાસ થયો નહિં. ઉઘાડે પગે ને ખુલ્લે માથે સારી ઇટલીમાં તેવણ પોતાની માશુક માટે સંગીત ગાતા ભટકયા. એક

વર્ષના આ વનવાસ પછી તેઓ પાછા ફેરારા દાખલ થયા. ડયુક અને પ્રીન્સેસને તેને મળવા માંગ્યું, તરેહવાર કોશેશો—ચુકતીઓ કરી પણ કાંઈ વળ્યું નહિ. તે વધુ દેવાનો બન્યો, બંડ ઉઠાવ્યું, પણ પરિણામ એજ આવ્યું કે તેઓ પાછા જીલાઈ ગયા. હવે તેને એક દેવાના તરીકે સેંટ એનાની 'હોસ્પીટાલ' માં પુરવામાં આવ્યો, અહીંઓ "સદા બસ તારોજ" ને બીજાં તરેહવાર કાવ્યો ને સંગીતોથી તે કમબખ્ત દેવાનાએ પોતાના મનની મુરતીની યાદ જાળવી રાખી, તાજી રાખી. અંતે આ કંગાળીયતના સાત વર્ષો તેને પુરાં કર્યા બાદ તે સાચ્ચો આશક પોતાની માશુકને જમાનાઓ માટે અમર મેળી માર્ગે લાગો, એક નહીં પાર પડે એવા પ્યારનો શહીદ થયો અને અંજામમા આજખ અને આફતોનો ગોલામ બન્યો. તે સદાની શાંતીમાં સુતો છે, પણ તેની માશુક પેલી મગરૂર શાહાજાદી લીયોનોરા તેનાં લખાણોથી આજેઓ જીવતી—જાગતી છે.

સાહિત્યમાં પોતાની માશુકોને અમર કરી જનારા જગ—પ્રસિધ બેટાઓના સંખ્યાબંધ રસિક દાસ્તાનો વેર વિખેર થઇ પડયાં છે, મગર આ કટારોપરનાં દબાણનો ખ્યાલ કરી આપણે આટલાજ દાખલાઓપર સંતોશ પકડી થોભીશું.

"નવરોઝ."

# નામાંકિત નરોની નમુનેદાર માતાઓ.

આ હોરંગી દુનિયામાં ખુદાઇ પ્રકાશ તેના ખરાં, જ્યાદા અને સાચ્ચાં રૂપમાં જો કોઇ પણ લાગણી લઇ આવી હોય તો તે માતાનો પ્યાર છે. તવંગરીની તકોબરીમાં કે ઠંડી ગરીબાઇના ગારમાં, સુખ શાંતી ને રેલછેલના વૈભવમાં કે તંગી અને હાજતનાં મોહોતાજપણામાં, મનની શાતીમાં કે જીવસટોસટના ઐયામમાં તે તેજ છે. ના તો તે વધે છે કે—ના ઘટે છે, ના ફરે છે—ના પડે છે કે ના ડરે છે. આ જગતમાં તેના માલીકની જો કોઇઓ સર્વેથી બેમુલ બક્ષેશ મળી હોય, જો ઇશ્વરે પોતે કોઇ પ્યારનો ખરો અવતાર સરજ્યો હોય તો તે એક હિંદ-

સોઝ વહાલી માતાનો અવતાર છે. મહાન ઇશ્વરી નુરાની ! તારા મહાન કાર્ય માટે સારી મરદ પ્રજા તારાં ચરણે પડે છે. માતા તરીકેની તારી મહાન સરજતથી આ અને પેલી અણુદિઠ દુનિયા વચ્ચેનું તું મહાન જોડાણ છે. તારા આ મહાન પ્યારની કદર કરવા ચિતારાની પીછી, વકતાની વકતાબાજી કે કલમકશની કલમ તમામ અશકત છે. સારી આલમની સેવા માટે જલકતાં મહાન રત્નો બહાર પાડનારી અમૂલ્ય દેવી એ તારાજ પ્રતાપ છે. દુનિયાની સેવા બજાવી તેને મળી તે કરતાં વધુ ઉમદા, જોરેમંદ ને કિમતી મેલી જનારાં મહાન મનુષ્યોને જોતાં, વાંચતાં, પિછાણતાં તેઓને જન્મ આપનારી માતાઓ તરફ આપણી પેહલી અને સ્વભાવિક આતુરતા કે જીજ્ઞાસા ખેંચાય છે, કારણ આવા ભાગ્યશાળી સપૂતો માટે દુનિઆ તેઓનીજ આભારી રહે છે. 'રૂસો' એ વાજબીજ કહ્યું છે કે "Men will always be, what women make them. માતાનું શિક્ષણજ એક મહાન પુરૂષ બનાવે છે. ઘણા ખરા બધા મહાન નરોએ વારંવાર મગરૂરીથી કબુલ્યું છે કે તેઓની સારા દુનિયાની વખાણ ખેંચનારી ચઢતી હાલત માટે તેઓ પોતાની દિલસોઝ, નમુનેદાર, હેતાળુ માતાઓનાજ આભારી છે. પોતાની નમુનેદાર, ખંતીલી, ઉપયોગી-બાહોશ, પરમાર્થી જીંદગીની ભલી, વખાણવાજોગ, નકલ કરવા યોગ્ય સેવાઓથી હાલ સારા દેશ સાથ, આપણા આલમપરવર શાહાનશાહ નામવરની વટિક કદરનાશીમાં આવેલા આપણા સર્વથી લોકપ્રિય શેહેરી સર શાપુરજી ભરૂચાએ પોતાને આપેલાં જાહેર માનના જવાબમાં ખુલ્લું જણાવ્યું હતું કે જીંદગીની લડતો દલેરી, પ્રમાણિકપણાને સાહાસિકપણાથી લડી દુનિયામાં આગળ વધવા માટેના કિમતીને અગત્યના સદ્‌ગુણો માટે તેઓ પોતાના ઉમદા ને બાહોશ માતાજીનાંજ આભારી હતા. સર શાપુરજીનાં મુખમાંથી બહાર પડતાં આ વિશેષણો એક એકાંત ખૂનામાંથી સાંભળતાં માતાઓથી મહાન બનેલા બીજા નામાંકિત બચ્ચાઓ શોધવાનો સેવકને ખ્યાલ થયો અને વહાલા વાંચકોની જનાબમાં આ કદારો મારફતે તેનું પરિણામ જાહેર થાય છે.

મહાન નેપોલ્યન જેને એક વેળા સારી દુનિયાની ભુગોળ ને તવારીખ ઉલટાવી નાંખવાની જબરી જેહેમતભરી રંજ ઉઠાવી હતી

અને જે પોતાની એ ચલવલના સંબંધી લડાયક તવારીખમાં અમર નામ મેળી ગયો છે, તે દેશની માતાઓના વખાણનારા નરોમાં આગેવાન જગ્યા ધરાવે છે. માતાઓને જ્ઞાન આપી નમુનેદાર બનાવવા તે સદા આગ્રહ કરતો, કારણ તે સત યકીનથી માનતો હતો કે નમૂનેદાર બેટાઓ તેઓની માતાઓથીજ બને છે. મરહુમ ગુરૂ સાહેબ કેખુશરો કાબરાજીનો માનીતો "મોટો"

"કહે નેપોલ્યન દેશને, કરવા આબાદાન,
સરસ રીત છે એજ કે, દો માતાને જ્ઞાન."

સુંદર પુરાવો આપે છે. તે વારંવાર કહેતો કે "મને એક ડજન કેળવાયલી નમુનેદાર માતાઓ આપો ને હું, સારા દેશને ચાલે એટલા વિરલા બેટાઓ પુરા પાડીશ." એ બાબતની પુરવારીમાં તે છાતી ઠોકી પોતાની માતાનો દાખલો આપતો, જેના સદ્‌ગુણો અને ઘર કેળવણી એજ તેને મહાન બનાવ્યો હતો. તે-તેની માતા-પોતાના મક્કમ મન, હિમ્મત, સદ્‌ગુણો ને બાહાદુરી માટે વખણાયલી હતી. પોતાના બેટાને પોતાની ફર્જમાં સદા દલેરાં, બાહાદુરી ને મરદાનગીથી ઓસ્તવાર ખડો રહેવાનાં ઉમદા શિક્ષણો આપવામાંજ તેણી પોતાની જીંદગીનું સાર્થક માનતી અને ત્યારે એવી નમુનેદાર માતા પોતાના બેટાનેબી મહાનજ બનાવે તેમાં નવાઇ શી છે? પોતાની માવતરના દાખલાથી તે સારી આલમની માતાઓને માન આપવા શિખ્યો હતો!

નામાંકિત રીચટર પણ પોતાની માતામાં ઘણો ભાગ્યશાળી નિવડયો હતો. પોતાની સારી જીંદગીમાં તે તેણીનો પુંજારી હતો. પોતાનાં લખાણોમાં તેણીના સદ્‌ગુણોની તે બાબજા વખાણ ગાય છે. "સારા અભ્યાસીઓ એક શિક્ષક ઉત્પન્ન કરી શકશે ખરો, પણ સારા માણસો કેળવી શકે તો તે માતાજ છે." તે પોતાની માતાપરથી લખે છે, "આ બેકદર દુનિયાને માટે માતાઓ જે મહાન ભોગો આપે છે તે તે જાણતીબી નથી. કીર્તિ સંપાદન કરવા અને જીત મેળવવા મરદો હોહોકાર કરે છે, પણ જે અસંખ્ય અને અસહ્ય દુઃખો ને આફતો વચ્ચે, ચિંતાતુર દિવસો અને બેકરાર શત્રોમાં દુનિયાને નામાંકિત કવિઓ, યોદ્ધાઓ ને વિરલાઓ અર્પણ કરવા માટે દિલસોઝ માતાઓ ભોગો આપે છે તે તો પ્રજા જાણીતી પણ નથી-તે તો બેકદર દુનિયાની

મુસ્તીમાં ગેબ બને છે. આવી રીતે નામાંકિત બેટાઓ ઉપર બેટાઓ પ્રજાઓને ભેટ આપનારી ઉમદા સ્ત્રીઓ પોતે તો અંધકારમાં ને બેખબરીમાંજ રહી જાય છે. ”

એક કમબખ્ત ફેરાવન રાજાની શુદ્ધ ઠેકાણે લાવનારો, રાજા અને શાહાનશાહ માટે જાનનું બળીદાન આપવા માટે આતુર ગણાયલી ઇંગ્રેજ જેવી પ્રજાને બી પ્રજાસત્તાક રાજ્યની ચાર દિનની ચુંસરી પેહેડાવનારો, સવા પહોરની પાદશાહી સ્થાપનારો પેલો મહાન ઑલીવર ક્રોમવેલ પણ એક બાહોશ માતાનાજ શિક્ષણથી આવી જાહેરાત પામ્યો હતો. પોતાની મજબુત મનશક્તિ, ધંધાની બાહોશી અને ઘર કેળવણીની કુશળતા માટે ઉંચી બક્ષેશ પામેલી અબળાથી તેને રોશની જોઈ હતી. તેણીનો નામાંકિત બેટો દુનિયાને તાબે કરવાના ઉંચા ગુણો માટે તેણીનાંજ શિક્ષણને આભારી હતો. ‘ફોસ્ટર’ તેણીનાં જીવન ચરિત્રમાં વાજબીજ લખે છે કે “નસીબ દેવીના ગમે તેવાં નખરાંઓને બાથોબાથ પુગી વળે ને પુરી પડે એવી તે એક બાહોશ ને દલેર સ્ત્રી હતી. જેવી તે સબુરીને સંતોશ માટે પકાયલી હતી તેવીજ તે ખંત જુસ્સાને મક્કમપણું ધરાવતી હતી. પોતાની પાંચપાંચ બેટીઓને સારે ઠેકાણે મોટી મોટી રીતો આપી તેણીએ પોતાની આપ કમાઇથી હાર પાડી હતી. પ્રમાણીકપણું એજ તેણીનો મુદ્રાલેખ ને મગરૂરી હતી, પ્યાર ને દિલસોઝી એજ તેણીના જુસ્સા હતા. વાહીટ હોલના અમનચમન ભર્યા દિવસોમાંબી ‘હનટીંગડન’ ની દારૂ ગાળવાની ભઠ્ઠીમાં જે તેણીના સાદાઈ ને નરમાસના ગુણો જણાતા હતા તેજ તેણીને શણગારતા હતા. જમાનાની વિચિત્રતાઓ વચ્ચે હજી તેણી તેજ સાદી, દિલસોઝ, ઉદ્યોગી સ્ત્રી, નમુનેદાર માવતર રહી હતી. તવંગરીની તુમાખીએ કે દોલતની મોહિનિએ તેનાં ખરાં ખ્રિસ્તી અંતઃકરણમાં કશો ફેરફાર નિપજાવ્યો હતો નહિ. પોતાના આ માનીતા બેટાને નામાંકિત બનાવવાની ફર્જ તેણીએ વફાદારીથી અદા કીધી હતી. તેણીનાં પાછળનાં સઘળા સુખ ને વૈભવમાં સર્વેથી મોટી કાળજી તેણીના મહાન બેટાની મહાનતામાં પણ, અશાંત ને જબરેલી હાલતને લીધે તેનું રક્ષણને માવજત કરવાની હતી. એક ખરી દિલસોજને વખાણુપાત્ર તે લાખમાં એક મળે એવી નેક માદર હતી!”

લેખકરાજ વૉલટર સ્કૉટ, કલમની પોતાની અમુલ્ય બક્ષેશ માટે પોતાની વહાલી માતાનેજ આભારી હતો. તે એક ઘણીજ શીખેલી, બાહોશ ને ઉમદા અબળા હતી. અમર લેખકરાજોનાં લખાણોની તે જબરી શોખીન હતી ને પોતાના આ નમુનેદાર બેટામાં આ શોખ પેદા કરવાની નાની વયથીજ તેણીએ કાળજી વાપરી હતી. સ્કૉટનો બાપ સાહિત્યની મોહિનિની વિરૂદ્ધ હતો. તે "એ વેહેમ" માં માનનારો ન હતો અને તેથી પોતાની સ્ત્રીને ફરજંદના આ શોખ માટે હંમેશ વીજોડું લેતો. "એ ભૂખરી ધંધામાં કદી સુકરવાર થનાર નથી" એ તેની દલીલ હતી, મગર પોતાનાં ફરજંદને તો પોતાને મન પતીજ રીતે ઉધારવાની ઉલટમાં તેની ભલી માતા ખંતથી વળગી રહી અને બાળપણનો છાપ મોટપણનાં ખરાંપણામાં પ્રગટી નિકળ્યો. વૉલટરને તેની માતાએ લેખક બનાવ્યો, સાહિત્ય અને દેશને એક નામાંકિત રોશની અર્પણ કરી, જેણે સેંકડો ઘરમાં સુંદર વાણુંઓનો પ્રકાશ નાંખ્યો છે.

બાયરન પણ પોતાના શોખ ને ગુણો માટે પોતાની ઉતાવળી, ગુસ્સાવાળી, પણ મોટાં ને ભરભર્યાં દિલની માતાનેજ આભારી હતો. "ડૉન જુઆન" માં તે પોતાની માતાનો આખો પડછાયો હોવા માટે મગરૂરીથી ઇસારો કરે છે. કબ્રસ્તાનમાં ઉપજતાં આ ફાની દુનિયાની નાપાયદારી માટેના ઉમદા વિચારોને "Elegy" ના મહાન કાવ્યથી જાહેરાત આપી પોતાની ઉંચી ને ઇશ્વરી બક્ષેસની પુરવારી આપતાં કવિરાજ ગ્રે પણ પોતાના આ ખુદાઇ વારસા માટે માતાનેજ આભારી જણાવે છે. એ ઇશ્વરી વારસો આપવાને લાયકજ તે નમૂનેદાર ઓરત હતી. સારી જીંદગી સુધી પોતાની અખંડ ફિકરાંની, દહલજીત કાળજીને ઉમંગથી તે પોતાના આ પ્રસિદ્ધ બેટાના જીગરમાં વાસો કરી રહી હતી. મારા મરનાર દિલસોઝ ગુરૂને ખરેખાહ સોરાબ પાલમકોટ જેઓણી એક અતિ કેળવાયલા ને ઉંચી મનશક્તિના માતા ધરાવવા હંમેશ મગરૂરી લેતા તેઓએ ગાયું છે તેમ ગ્રે હંમેશ માનતો હતો કે—

"દુનિયાની આયામાં હોય જો મીઠાશ,
છે માદરના પ્યારમાં તે સચવાયલો ખાસ.

એક માદરની માયા—એક માવતરનું વહાલ,
કરેછ કેવા આપણને હરગેજ ખુશાલ !
દુનિયામાં એવું એક ખુણું ન હોય,
જે વહાલી એક માદરને કાજે ન રોય !

તેણીનાં મરણની ગમખારી લખતાં એ એક મિત્રને કહે છે કે, "દરેક જણ માત્ર એકજ માતા ધરાવી શકે છે ને એ અધિકાર ધરાવનારી મહાન શકતી શું અને કોણ છે તે તેની સતત સિતમગારી ને ગમખાર ખરાંપણામાં મેં હવેજ જાણ્યું છે."

પેલો એક ભલી ઓરતની કાળજી ને દોસ્તીથીજ ટકી રહેલો ને છેવટ સુધી બાળપણની નિર્દોષતામાં રમી રહેલો એકાંત કવિ કાઉપર જો કે પોતાની માતાનું શિરછત્ર બચપણમાંજ ગુમાવી બેઠો હતો, પણ તે અરસમાંથી તેણી વિષેનાં વહાલનો છાપ પોતાનાં મગજપર મરણ સુધી રાખી શકયો હતો. તેથી ભાગ્યશાળી માતાનોજ બેટો થઈ ગયો છે—અફસોસ કે પોતાના આ મહાન બેટાને દુનિયામાં અમર થતો જોવાની શુભ સરજત તે કમભાગ્ય સ્ત્રી લખાવી લાવી હતી નહિ. કવિ કાઉપર આ ભલી સ્ત્રીની ભલાઇ અને તેણી તરફના પ્યારના જુસ્સાઓના હૃદયભેદકને સારી આલમને રડાવનારા ઉદ્ગારો "On the Receipt of My Mother's Picture" ની યાદગાર લીટીઓમાં કાઢી ગયો છે, જે કાવ્ય આ ભલી નારીને મહાન નરોની મહાન માતાઓની સંફમાં જગ્યા કરી આપે છે.

કવિ સ્વીફ્ટ પણ પોતાની ઉંચી બક્ષેશ માટે એક નમુનેદાર માતાનેજ દુનિયા સાથે ઓળખાવે છે.

"સીઝન્સ" અને એવાં બીજી સુંદર કાવ્યોનો કર્તા કવિ થોમસન પણ પોતાની માતાનેજ દુનિયામાં વખાણ માટે ખડી કરે છે. પોતાની જીંદગીનાં પોતેજ લખેલાં ચરિત્રમાં તે પોતાની માતાને નીચલા સુંદર શબ્દોમાં ખડી કરે છે, "એવા સુંદર ને નરમ સ્વભાવની મેં બીજી એક પણ સ્ત્રી જોઈ નથી. સારા લક્ષણો ગ્રહણ કરી લેવાની ઉલટ, સારી વાતો ઝટ ઉતારનારૂં મગજ, અખંડ પ્યાર, દુ:ખી દરદીઓ તરફની ખરી દિલસોજી ને હૈયાંની ધરાવનારી એવી

સીઓ જવલેજ જડશે. કુશળતા અને ઝડપનું આવું યંત્ર, સુંદર ને ઉમદા વિચારોનું આવું ઇનસાન અને તેણીનાં જગ પણ સમાગમમાં આવી જનારને ખેંચી રાખનારા ઉંચા આકર્ષણવાળી મારા જેવી નમુનેદાર માતા જે ધરાવે તેણે, સત માનજો, આ ભવનો ફેરો સફળ કર્યો છે.—અને થોમસન તું ખરેખર એ ઝવેરાતનો પંકાયલો ધરાવનાર નિવડયો છે!"

ફોનટેનેલ, ડ ટોકવીલ, બાલાંશ પોતાના સદગુણો માટે નમૂનેદાર માદરોનેજ આભારી માનતા હતા.

લોર્ડ ચીફ જસટીસ મેન્સફીલ્ડ પોતાના એશ્કી પોશાકોના શોખ માટે પોતાના પિતાને ને ઉંચા સદગુણો, બાહોશીને નામદારી માટે માતાને આભારી જણાવતો હતો.

લોર્ડ-ચૅનસેલર એરસકીન, ડયુક ઑફ વેલીંગટન, બેરન કુવીયર, હિંદના "દાદા" દાદાભાઇ નવરોજી, વગેરે મહાન નરોએ વારંવાર મજબુતાઇથી પોતાના વખાણનારાઓનું ધ્યાન પોતાની નમુનેદાર માતાઓપર ખેંચ્યું છે, જેઓએજ ખરેખર "દેશને આબાદાન કર્યા છે."

એલીઝાબેથના રાજ્યના મહાન અધીકારી સર નીકોલાસ બેકન પોતાની બાહોશી માટે પોતાની માતાનો આભારી હતો. તેણી આત ભણેલી અને કેળવાયલી સ્ત્રી હતી. લાટીન અને ગ્રીકની અથંગ અભ્યાસી તરીકે અને બે ત્રણ ઉંડા જ્ઞાનના પુસ્તકોના કર્તા તરીકે તેણી વખણાઇ ગઇ હતી અને શેરના બચ્ચાંબી શેરજ રહે છે, તેમ આ ફરજંદબી માતાનીજ નામદારી સાથ જન્મ્યું હતું. ધર્મના મહાન સુધારક માર્ટીન લ્યુથરને નામાંકિત બનાવવામાં તેની માતાનાંજ મુખ્ય શિક્ષણનો હાથ હતો. ગોઠે, ટાસો, કવિ બર્નસ અને સીલર પણ પોતાની માતાઓનીજ કદર ગાય છે.

ટાસોની માતાપર પોતાના પતિના દેશના વનવાસ પછી ફરજંદને મહાન નર બનાવવાનો બોજો આવી પડયો હતો. જે મહાન

ફર્જનું કરજ તે નમુનેદાર બાનુએ વફાદારીથી ઉપાડી લીધું ને પરિણામ મશહુર છે. ટાસો પોતાની માતાને પોતનાં લખાણોમાં દેવી તરીકે પુંજે છે. સીલરની માતા જેવી તનની સુંદરતા ધરાવતી હતી, તેવીજ મનની મનોહરતાને મધુરતામાંબી પ્રવિણ હતી. અને આવાં ઉમદા ખાતરને પોષણનું ફળબી ઉમદાજ ઉપજ્યું હતું. ગોહે કુદરતને પિછાણવાની મહાન શક્તિ, દુનિયાને જોઈ તે કરતાં બેહેતર જોવાની ઉલટને શોખ માટે પોતાની માદરને દેખાડે છે. તમામ ભલા ગુણો વધતામા વધતા પ્રમાણમાં ધરાવનારી તે ભાગ્યશાળી બારજા હતી. ગોહેના એક નામાંકિત ટીક્કાકાર ને મિત્રે એક વેળા તેણીની મુલાકાત પછી પોકાર્યું હતું કે “ તે એક મહાન પુરૂષ કાં નિવડયો છે તે હવે મને સમજ પડયું.” બર્નસની માતા સ્કૉટની માતાનાજ મતની હતી. દેશની મોટાઇના જુસ્સા ઉશ્કેરનારાં કાવ્યે. ગાઈ તેણી પોતાના બેટાના મનપર છાપ મારતી, જે વિચારો કવિરાજે જન્મ સુધી જાળવ્યા હતા અને પોતાના દેશની અસલી વાર્તાઓ, દંતકથાઓ તથા રાહ-રીતીઓની તેની મધુર, સ્વદેશી કવિતાએ આ તેણીના શિક્ષણનેણજ આભારી હતી.

નમુનેદાર માતાઓના વધુ દાખલાઓથી આ ટટારોપર બોજો પાડવાથી હવે અટકશું.

હવે, તમે મારી હિંદી બેહેનપણીઓ, તમો આ વિષયપર બે પળ વિચાર કરજો. દેશના વેપાર-ધંધામાં, હુન્નર-ઉદ્યોગમાં, કેળવણી-સાહિત્યમાં, કીર્તિ-પ્રશંશામાં, વૈભવમાં, નામાંકિત બેટાઓથી ઉન્નતિ કરવાની તમારી મહાન સરજતો કૈત્તહમંદી સાથ ફળો, તમો નમુનેદાર માતાઓ નિવડો ને તમારા દેશનું નામ સારી જેહાનમાં અમર બનાવો. તમારા મહાન કાર્યપર ઇશ્વરી આશીરવાદો ઉતરો ! ઈંગ્રેજીમાં કહેવત છે તે પ્રમાણે આજના શુભ દિને “Let our sweet-hearts be our wives,-our mothers” પણ ઉમેરવા દો કે “Mothers of Great Men.” નામાંકિત બેટાઓથી દેશને આબાદાન કરો !—આમીન.

“ગુલશને ઇલ્મ.”

# "હાથની ધરતીઓ" થી કંટાળેલા કલમકશો.

તખ્તાને ધ્રુજાવનારાઓ, પ્રજાની પ્રસંશા મેળવનારાઓ, કલમના જોરે આલમના જીગરમાં વસનારાઓ, ઘણા મહાન બેટાઓ ઘણી વાર પોતાની સંસારી જીંદગીમાં અસુખી હોય છે. અસુખી સંસાર અને કુટુંબી કંકાશ તેઓની બાતેનની જીંદગીને કંગાળ બનાવે છે. કહેવત છે ની કે "જેનું ભાણું બગડયું તેનો તો દિવસજ બગડયો, પણ જેની બારજા ભૂંડી તેનો તો તમામ ભવજ રદ ગયો." એવા ઘણા મહાન નરો અસુખી સંસારથી દુઃખી થતા આપણા રોજના અનુભવમાં કયાં નથી જડતા ?

ઇંગ્રજી સાહિત્યમાં અમર થઇ ગયલા એવા ઘણાક લેખરાજો બહારની તમામ કીર્તિસાથ સંસારી દુઃખથી પીડાતા જણાયા છે. તેઓમાંના ગણત્રીના દાખલાઓ અત્રે રજુ કરેલા યોગ્ય થઇ પડશે.

વિકટોરિયન અમલના નામાંકિત વાર્તા લેખકોમાંનો નામાકિત બેટો જર્યોર્જ મેરીડીથ સંસારી જીંદગીમાં ઝાઝો સુખી હતો નહિં. ૧૮૪૯ માં મેરી એલન નીકોલસ નામની વિધવા સાથ તેનાં પેહલાં લગ્ન થયાં. આ સંસાર સારો નિવડયો નહિં. જર્યોર્જની પરણી જીંદગી તમામ કાંટાઓથી ભરપુર નિકળી અને આ સરકારના તાબામાં ગુજારેલા બે દાયકાઓ તેની પોતાની જીંદગી ભર યાદ રહ્યા. આખરે તેણીનાં ૧૮૬૦ માં નિપજેલાં મરણે તેને દુઃખ ને વિપત્તીમાંથી છુટો કીધો.

સંસારી જીંદગીની આફતોથી હેરાન થનારા ભગતોની મોટી હારમાળામાં રસકીન બેરાદરની જગ્યા હોય છે. આ લેખક સાહેબે પ્યારનું શરૂઆતનું શિક્ષણ એક ફ્રેંચ બાળાના સબંધમાં લેવા માંડયું. વાર્તાઓ, લાગણીભર્યાં કાવ્યો અને જુસ્સાભર્યા નાટકો તેવણ સાહેબે તેણીપર નિસાર કર્યાં, મગર મજકુર મજનુંએ એવી જાતની ભેટ-ઓગાદો કરતાં ચળકતાં મોતી અને હીરાની માળાઓને વધુ પસંદગી

આપી, બીજી બાજુએ જીગર સોંપ્યું. સંસારની માયા–મોહીનીની મોટી પાઠશાળામાં આપણા રફીકે શરૂઆતમાંજ આવો અનુભવ મેળવ્યો. તેવણુના માત-પિતાએ હવે ૨૯ વર્ષની વયે તેવણુને સુફી- મીયા સી. એ નામની એક બીજી ખુબસુરતી સાથ હાર પાડયા. અહીં પણ રસકીન સાહેબ ભાગ્યશાળી નિવડયા નહિં. લેખક બહાદુર શાહી અને કલમસાથ સારો દિવસ દોસ્તી બાંધતા, જ્યારે “મીસીસ” સ્ત્રી-મંડળમાં વખત પસાર કરતાં. આવી શરૂઆતે એક અસુખી સંસારને જન્મ આપ્યો. મીનાકેશો વધતોજ ગયો અને તેનો અંજામ અંતે જુરોજ આવ્યો. સ્કોચ કાયદાની કુમક તળે પવિત્ર ધર્મ-સ્થળના આસાનપર મોતથી છુટા પડનારા ગંભીર ગાંઠને તોડવામાં આવ્યો— સુફીમીયા બાનું જૉન હવરેટ મીલેની પાસબાનીમાં બીજા આશીર્વાદથી દાખલ થયાં, જ્યારે કમનસીબ રસકીન સાહેબ, “જુઠીમાયા, જુઠીકાયા, જુઠા સબ સંસાર” ને નામની પોક મૂકવા પડયા.

પેલા ફીલસુફ લેખક કારલાઇલ પણ પોતાનાં ઘરનાં હાકેમથી બેજાર હતા. તેવણુના “હાથનાં ઘરતાં” જેન વેલ્સે પોતાનું જીગર આગમજથી પેલા નામાંકિત વક્તા ઍડવર્ડ અરવીંગને આપ્યુ હતું, પણ તેવણ બિચારા સંજોગનાં સબબે કોઇ બિચારાં મીસ માર- ટીન સાથે ઠોકાઇ ગયલા હતા એટલે જેન બાનું કારલાઇને કપાળે ચોંટયાં. પરિણામમાં કારલાઇલ કાકા હંમેશ માથું કુટતા. પોતાની કલમ એજ તેવણુની માશુક હતી અને તેની મોજ તેજ સંસારનું સુખ હતું ?

ઇંગ્રેજી બાનુંઓનો લાડકવાયો બાયરન પણ ઘરથી દુઃખી હતો. તેનાં મીસ મીલબેંક સાથનાં લગ્ને સુખના સાગરને બદલે દુઃખનાં દર્યાવમાંજ તેને હોમાવ્યો.—એટલા સુધી કે એક વારસની આમદ પછી બાનું સીધાર્યાં મહીરેને ત્યાંથીજ આવ્યું કાયદા શાસ્ત્રીનું ચોઠું જેવું ચીઠરૂં અને આખર હંમેશ વિખુંટાં રેહેવાનો તેઓ વચ્ચે બંદોબસ્ત થયો.

લખાણુ દેવીનો માનીતો શેલી પ્યાર વગર પોતાના મિત્રની બહેનસાથ પરણ્યો અને પરિણામમાં આજના દાસ્તાનમાં જગ્યા લેવા પામ્યો. આ સંસારની તમામ ખાનાખરાબીનું કાળું ચિત્ર રજુ કરે

છે–તે એટલે સુધી કે આખરે તેનાં સુખ કરતાં દુઃખની ભાગ્યણુને હાઇડપાર્કનાં સરપનટાઇન તળાવમાં કુદીને આત્મઘાતથી એ સંસારપર સદાનો પરદો નાંખવો પડયો અને કવિરાજ લગ્નની ગુલામગીરીમાં બીજીવાર જોડાવા છુટા થયા.

"પોમપીઆઇના છેલ્લાં દિવસો"નો ચિતાર રજુ કરનાર પેલા નામાંકિત લેખક લૉર્ડ લીટનના પોતાના સંસારી દિવસો પણ કરાર અને શાંતીમાં ગયા નથી. રોઝીના વ્હીલર નામની આઈરીશ ખુબસુરતીનાં "નેણુનાં નેજારે" તેને ૧૮૨૭ માં પેલા લખનારા કહે તેમ "વીંધી નાંખ્યો." પરિણામમાં આ "લયલા" લેડી લીટન થયાં, પણ તમે કયાં નથી જાણતા કે "પ્રિત કરવી સહેલ છે ઘણી, પણ નિભાવ બહુ મુશ્કેળ"? લૉર્ડ સાહેબ પણ નિભાવીને નિભી નહિં શકયા અને અંજામમાં પેલો આખો જાણીતો નાટક ભજવાઈ ગયો અને ૧૮૩૬ માં તે મુજબ વનવાસ ??

હ્યો, તમારા માનીતા કલમકશોમાંના કેટલાકોની બાતેનની જીંદગીનો આ ઈનતેખાબ છે. હજુ એવા દજનબંધ દાખલાને દાસ્તાનો મોજુદ છે. પણ જવા દેવોની ! આય દાસ્તાનો પરથી વમો આપણા લખનારાઓનીબી એમજ આંકણી આપો તો તે કયાં પીડા ! હજી તો હું બી કાચ્ચો કુમારો છું ને મને બી બાયડી ગોટવાની છે ની બા !

"જામે જમશેદ"

---

# વિચિત્ર અમેરિકન મેળાવડાઓ.

અમેરિકા જેમ વેપાર–વણજ, ધન—દોલત, હુન્નર—ઉદ્યોગ, શોધ—ખોળ અને સાહસીકપણામાં સર્વોપરી છે, તેમ વળી વિચિત્ર અને અજબ જેવા લેહેરી અને ઉદાર યા ઉડાઉ બેટાઓ ધરાવવામાં પણ મગરૂર છે. અમેરિકાની મોતેબર ભુમીના સાહાસીક બેટાઓ જેટલા જલદી અને સહેલાઈથી દોલતના ડુંગર એકઠા કરી શકે છે તેટલાજ જલદી તેને ખર્ચી નાખવામાંબી તેઓ બહાદર છે !

આપ-બળથી કમાવો અને ઉદારતાથી ખર્ચો એ આ નામાંકિત અમેરિકા ખંડની મોતેબર મોટાઈની ચાવી છે. એ લોકોના શોખો અને વિચિત્ર મહેમાનદારીઓ આપણને બાઝે વખતે છક કરી નાખે છે. આ સાથે આપેલા દાખલાઓ પરથી માલમ પડશે કે એવી વિચિત્ર મેજબાનીઓ અને મહેમાનદારી સાહસિક અમેરીકનોજ આપી–કરી શકે, બાકી આપણા આ ગરીબ દેશ માટે તો એવો વખત સદીઓ સુધીની એક સ્વપ્નોજ સમજવો !

થોડા વખતની વાત ઉપર ન્યુ યૉર્કના એક આગલા ‘ મેયર ’ ની બાનુ **મીસીસ ઍબ્રાહામ હીવીટને** એક વિચિત્ર મેજબાની આપવાનો શોખ થઇ આવ્યો. આ મેજબાનીને એક ‘ ફેનસી ડ્રેસ બૉલ ’ ની ઉપમા આપી શકાશે. આ મેળાવડામાં ભાગ લેનારાં દરેક બાનુંઓ અને ગ્રહસ્થો નાનાં બચ્ચાંના પોશાકમાં સજ થયાં હતાં અને એ “ નાના બુચાંઓ ” પોતાની સાથે નાની ઢીંગલીઓ, સ્લેટપેન, રમકડાં વગેરે લાવવાને ચુકયાં હતાં નહિ ! કોઇના હાથમાં કાંઇને કાંઇ હતુંજ. કોઇ ઘીની બરણી જેવી ડોસી નાનો ફ્રૅાક ને કન્યાની ટોપી પહેરી આવી હતી; તો વળી કોઇ લદ્ધાજી ‘ સેલર સુટ ’ લટકાવી આવ્યા હતા ! કોઇ ચાલીસ વર્ષની બુચી હાથમાં ડોલને લઈ રમાડતી હ્યાં ત્યાં ફરતી હતી, તો કોઇ પચાસ વર્ષના બાવાના બુચાજી નાની રમવાની ગાડી દોડાવી મજાહ મેળવતા હતા !

ટુંકમાં તે એક વિચિત્ર મેળાવડો હતો—બચપણના સુંદર વખતની યાદ આપતો તે સંગ્રહ હતો. એક તરફ આપણા કલેજાં ઉછાળી–હસાવી મારી નાખે એવો તે મેળાવડો હતો, જ્યારે બીજી બાજુ આ વિચિત્ર મેળાવડામાં ભાગ લેનારાંઓનાં ભેજાં માટે આપણને શંકાશીલ બનાવનારો તેમજ અમેરિકનોની વિચિત્ર વિલક્ષણતાનો ભાસ આપનારો તે દેખાવ હતો.

બધાં ભેગાં મળ્યા પછી એક ઘંટ વાગ્યો એટલે બધાં હારેદોર ગોઠવાઇ ગયાં અને તે મેળાવડો એક નિશાળમાં ફેરવાઇ ગયો. બે લક્ષ્મીવંતાં બાનુ-ગ્રહસ્થો ક્રોડપતી મી૦ વૅનડરબીલ્ટ અને મીસીસ ફૅન્ટફર્ડ શિક્ષક બન્યાં. આવાં આવાં ઘણાંક ખેલ કૌતક

તો ડગલે ને પગલે ભરપૂર હતાં અને ખાધાની ટેબલપર કેટલાં-કોએ તો ભેંપૂરો પાડવાની અને ચોકલેટના ટુકડા માટે યા તો માખણની કાતરી માટે મરાવાનીબી તક જતી મૂકી નહિં ? ટુંકમાં બચપણની જીંદગીનાં દરેક દેખાવો બજવી બતાવી અને તે વહી ગયલાં સુંદર વખતની વહાલી યાદ મેળવી—આનંદ પામી તે મેળાવડો વિખરાઇ ગયો, પણ જવા દેજો, બા એવા અમેરિકનોને કહીએ કે આવાં કોતક તમારી પાસેજ છાણા રાખજો, નહીં તો અમથો અત્રે કાળનો દુકાળ આજે પડશે ! આ વિચિત્ર મેળાવડા માટે મીસીસ લીવીટને એક બાદશાહી રકમ ખરચવી પડી હતી.

એનું નામ તે મજાહ ! એ તે ગંજવાનો ભાર ઓછો કરવાની રીત !

એક બીજા અમેરિકને પોતાની બાયડી સાથ છુટાછેડા કરવાને દસ વર્ષ થયાં તેની ખુશાલીમાં **ચીકાગોનાં બ્રોચ હોટેલમાં** એક મેળાવડો કર્યો. તેને ખાણાંપર પોતાનાજ જેવા સંસારી સુખી હાલતના ખોર્યાંઓને તેડવાની કાળજી વાપરી હતી આ ગૃહસ્થનું નામ મી૦ **રોમેન પીયરસન** છે અને તે ચીકાગોની ઘણીક કલબોનો આગેવાન સભાસદ ગણાય છે. આ સંસારી સુખી હાલતવાળાઓમાંના કોઇની હાથ ધરતી ઝેર ફાકીને, તો કોઇની કુવો પૂરીને મોર્ગે લાગી હતી, તો વળી કોઇનીએ છુટાછેડા લીધા હતા. ટુંકમાં, તુટેલા સંસારનો કાળી બાજુનો એક ભયાનક અને ધિક્કારવા જોગ ચિત્ર રજુ કરતો તે મેળાવડો હતો. વળી ખાવાની રકાબી અને બીજી શણગારની ચીજોપર તુટેલા સંસારના અને કમનસીબ બાળાઓનાં કુમાયલાં જીગરનાં અફસોસકારક ચિત્રો પાડયાં હતાં જે તે મેળાવડામાં ભાગ લેનારાઓના ઘર સંસારના તાળાઓની ગવાહી આપતાં હતાં.

ખાણાનું મુખપદ વળી એવા એક ગૃહસ્થને મળ્યું હતું જેવણની હાથ ધરતીએ પોતાના ઘણુંઘણું ધીરીથી કંટાળી થોડાજ દિવસ આગમચ છુટાછેડા માટે ફરીયાદ નોંધાવી સઘળો સરસામાન જપ્ત કરાવ્યો હતો ? વળી મુખ્ય સલામતીબી “મારી સાસુજીની વંદરોસ્તી. ખોદા તેણીને સુખી રાખે, પણ તે માટે હું વધારે ઓંહોશ કરી શકતો નથી” ( Here's to my mother-in-law.

Heaven may bless her, but I don't insist)" એજ હતી જે થોડુક પરજ અનુભવ મેળવી ચુકેલા પ્રમુખ સાહેબે લેવાડી હતી અને દરેક તાબેદાર જમાઈજીઓએ તે ઉલટથી લીધી હતી. હ્યો! સુધરેલા અમેરિકાના કાળા સંસારનું આ એક કાળું ચિત્રબી જુઓ!

અમેરિકાના બ્રૅકલીન ખાતેના એક લખોપતિ નામે મી૦ ફ્રેંક જી. બૅલાસીનોએ થોડુંકપર એક વિચિત્ર ખાણું આપ્યું હતું. આ લખેશ્રી થોડુંક પરજ મરતો બચ્યો હતો અને એક નામાંકિત તબીબોની ટોળકીએ તેને જીવતોડ માવજતથી બચાવ્યો હતો. શાસ્ત્રવૈદાંનો એક મહાભારત પ્રયોગ તેની પર કરવામાં આવ્યો હતો અને ઇશ્વરની કૃપાથી તે ફ-તેહમંદ નિવડયો હતો. પોતાના જાનને માટે આ ગ્રહસ્થે કાંકશની કાંની પૈસો વાપડયો હતો અને કાબેલમાં કાબેલ નર્સો અને તબીબોની માવજતથી તેને જશ મળ્યો હતો. પોતાની માંદગીમાંથી સાજો થવા પછી તે પોતાના તબીબ વર્ગને ભુલ્યો નહિં. દરેકને તેની બાદશાહી ફી ઉપરાંત ઇનામોથી નવાજી નાંખ્યા. અને એક વિચિત્ર મોટું ખાણું તેઓના માનમાં તેને આપ્યું.

ખાણુંના ઓરડાને એક "ઓપરેશન રૂમ" માં ફેરવી નાંખવામાં આવ્યો હતો. જે ટેબલપર ખાણું પીરસવામાં આવ્યું હતું તેને આબાદ વહાડકાપ કરવાની ટેબલ જેવી બનાવવામાં આવી હતી, જે પર કિમતી રેશમનો ગલીચો પાંથરવામાં આવ્યો હતો, પણ જાણવાજોગ તો એ હતું કે આ ગાલીચો બી જાણે ઘા માટે વપડાતો "લીન્ટ બેનડેજ" હોય તેવો દીસ્તો હતો! ખાણાની રકાબીઓ બી બેડ-પેન જેવી બનાવી હતી અને છરી કાંટા બી જુદા જુદા વહાડકાપના હથીયારો જેવાં બનાવવામાં આવ્યા હતા. જાત જાતના ઉંચા દારૂ અને વાઇનો દવાની બાટલીમાં રાખવામાં આવ્યા હતા. વળી અધુરામાં પુરૂં પરોણાઓના 'ગ્લાસો' બી દવામાં વપડાતાં Measure glass જેવાં હતા, જેની પર "ડ્રામ" "આંઉસ" વગેરેના માર્કા માંડવામાં આવ્યા હતા. આઇસ વગેરે માણસનાં ટાળકાં (Skull) ને મળતાં આવતાં વાસણોમાં મુકવામાં આવ્યું હતું. અને ખાણાની છેવટે પુડીંગની 'પ્લેટ' આવી તેબી એક આવી જાતની હુન્નરમંદીનો નમુનોજ હતો. 'પ્લેટ 'માંના પુડીંઅને તેના રોગીશ્ટ ભાગનોજ આકાર આપવામાં આવ્યો હતો યાને

જાણે ઘુમડાં યા એવાં કોહી ગયલાં Tumour ને મુકયું હોય એવો તે દેખાવ હતો, પણ અંદર ચમચાઓ નાંખતાં તે ઘુમડાંના ખરાબ વાસ મારતાં પરૂ યા રસી બદલ સ્વાદિષ્ટ પંચ યાતો ઉમદા મીઠાઇરૂપી પુડીંગ નિકળતું હતું. આફ્રીન છે એવી હુન્નરમંદીને! આવું ઉમદા પ્રદરશન રજુ કરવા મજકુર ગ્રહસ્થે હુલ્લા દિલથી હઝારો પાઉન્ડ ખરચી નાંખ્યા હતા અને તેને આબાદ રજુ કરવા માટે એક નામાંકિત તબીબ અને એક રસાયણીની ખાસ મદદ લેવામાં આવી હતી. મી૦ બૅલસીતો પોતે 'ઑપરેશન' વેળાનાજ પોશાકમાં હાજર થયો હતો જ્યારે તેને 'ઓપરેશન' કરનારો તબીબ અને નર્સનો વર્ગ પોતાના તેવાજ પોશાકમાં હાજર થયો હતો.

ટુંકમાં તે એક અજાયબ દેખાવ હતો, જે જોઇ તે ભલો નર હસ્તો બેઠો હતો અને પોતાની જીંદગીના બચાવનારાંઓ તરફ-મુખત્વે કરીને વડા તબીબ તરફ-તે વારંવાર આભારી નજર ફેંકતો હતો, જ્યારે તે આશીરવાદ ભર્યો ધંધો કરનાર ફરેસ્તાઇ નર-સરજ્યન—સંતોષ વચ્ચે સઘળું આતુરતાથી તેમજ ખુશાલીથી નિહાળતો હતો!

કયાં છે હિંદમાં "બેલસીતો" જેવો ઉદાર દિલનો એક બી બેટો?

ચીકાગોની એક અતિ જાણીતી લક્ષાપતિ બાનુ મિસિસ ફીસ્ક-ગ્રીરીને ગયા સાલના ફેબ્રુઆરીમાં એક વિચિત્ર ખાણું આપયું હતું. આ ખાણાપર ચીકાગોની 'ફેશનેબલ' મંડળની ઘણીક આગેવાન બાનુઓ બિરાજી હતી, પણ વિચિત્ર તો એ હતું કે દરેક ઉમરાવજાદી પોતાની સાથે એકેકું માનીતું જાનવર લેતી આવી હતી. આ દરેક જાનવરોબી વિચિત્ર હતાં. કોઇ પોતા સાથે સફેદ ડુક્કર ખેંચી લાવી હતી, તો કોઇની સાથ એક ખીસકોલી નજર પડતી હતી, તો વળી કોઈનાં માનીતા તરીકે કૂતરાજી નજર પડતા હતા. ટુંકમાં કબુતર, ખીસકોલી, ઘલોરી, કુતરાં, બીલાડાં, સસલાં, ડુક્કર તેમજ જુદી જુદી જાતના પક્ષીઓ તેઓની ખુબસુરત અને દિલચસ્પ હુરી જેવી શેઠાણીઓ સાથ ગેલ કરતાં ખાણાંની ટેબલ ઉપર પોત-પોતાની રીત પ્રમાણે બિરાજયાં હતાં. મેજબાન બાનુ એક સફેદ ડુક્કર સાથ બેઠાં હતાં. બાનુઓને માટે જાત જાતની વાણીઓ અને

પીણાંઓ હાજર હતાં, જ્યારે જાનવરો માટે પોતપોતાને લાયકની ચીજો નજર પડતી હતી. દાખલા તરીકે બીલાડીજીની માનીતી વાણી તરીકે એક જીવતા ઉંદરસાહેબ પીરસવામાં આવ્યા હતા. ઘલોરી અને ખીસકોલીઓ માંખ અને કીડાઓને ચપ કરતી હતી અને એવી રીતે સર્વે પોતપોતાની માનીની વાણીઓના ડણુસા મારતા હતા! આ ખાણાને માટે મિસિસ ફીસ્ક-ચીકીનને એક મોટી રકમ કાઢવી પડી હતી. એવો એક શોખ!

જાણીતા કરોડપતિ મી૰ એન્ડ્રુ કારનેગી એ ન્યુ યાર્કનાં 'સ્ટીવન્સ ઇનસ્ટિટયુટ' માં એક બાદશાહી પાર્ટી થોડુંક પર આપી હતી.

એક બાદશાહી ઓરડામાં આ મેળાવડો થયો હતો, જે દિવાન-ખાનાને એક 'સ્ટીલ' નાં કારખાનાની છપ પર ફેરવી નાંખ્યું હતું. ઓરડાની વચ્ચે એક હાબેહુબ મોટી ચાર ફીટ ઉંચી ભઠ્ઠી ઉભી કરવામાં આવી હતી અને તે બાજુથી ચાલીસ ફીટ લાંબી એક રમકડાં ત્રેન દોડાવી હતી. ટુંકમાં તેમાં 'સ્ટીલ' કેવી રીને પકાવવામાં આવે છે તેનો આબાદ ખ્યાલ આપવામાં આવ્યો હતો. ભઠ્ઠીમાં કેમ ધાતુ પકાવવામાં આવે છે અને ભઠ્ઠીમાં પીગળેલી ધાતુ કેમ ગાડાંઓમાં ભરી વધુ બનાવત માટે બીજા ભાગમાં રવાના કરવામાં આવે છે તેનો પરોણાઓને આ ભઠ્ઠી અને નાની નાની ગાડીઓ જે ચાલીસ ફીટ લંબાઇયલી હતી તેથી ખ્યાલ આવતો હતો. ફરક માત્ર એટલોજ હતો કે ભઠ્ઠીમાંથી સ્વાદિષ્ટ ગરમાં ગરમ પંચ અને બીજા ઉમદા પીણાંઓ નિકળી તે પેલાં ગાડાંઓમાં નાની નળી મારફતે પડતાં અને મજકુર ગાડાંઓ નાનકડા એનજીનથી ઘસડાઇ પહરોણાની હારો આગળ જઇ તે પીણાંઓ પુરાં પાડતાં! "સ્ટીલ" કાઢવામાં વપડાતી 'બેસમર' ની એક ભઠ્ઠીનો આબેહુબ 'માડલ' ઉભો કરવામાં આવ્યો હતો જેમાંની જાત જાતની પેસ્ત્રીથી પહરોણાઓ તૃપ્ત થતાં. વળી જાત જાતની બારકેતા ઇનજીનોના આકારની બનાવવામાં આવી હતી અને સુંદર આઇસક્રીમબી કારખાનામાં વપડાતી જુદી જુદી ચીજોના આકારનું બનાવ્યું હતું. ટુંકમાં "જર ચાહે સો કર" નું સિધ્ધાંત ખરૂં પાડતો તે નાદર દેખાવ હતો. એકના એક ઉબક આવે એવા

એબીયલ દેખાવ અને દીનના આપણા હિંદી મેળાવડાઓમાં ક્યારે એવું કંઇ બનશે?

ઓ હિંદ, તે સુભસમો આવતા, અમેરિકાની જાહોઝલાલીને, ધંધા-વેપારને, ધન-દોલતને, મોજ-મજાહને સામે હિસ્સે પણ પુગી વળવાને તને કેટલીક સદીઓ જોઇશે! હાલ તરત તો આવા રંગીન દાસ્તાનો અજાયબીઓ વાંચતા બેસી આપણા પછાત હિંદ સાથ સરખાવતાં અફસોસની હાય કાઢશું. ખરેજ એક અમેરિકાનો પ્રવાસી મરહુમ મી૦ સોરાબ પાલમકોટ કહેતા હતા તેમ ત્યાંની અજાયબીઓ ત્યાંજ ભુલી પોતાને દેશ પાછા ફરે છે!

લાગ આયલંડના ગ્લેનકોવ ખાતે મી૦ હાર્વે એસ. લેડયું નામના એક કરોડપતિ અમેરિકને "પાઇવીગ હોર્સ શો"ના પ્રદર્શણમાં પોતાના બે માનીતા અને બેમુલ ઘોડાઓએ અસાધારણ માન મેળવી ઇનામો મેળવ્યા તેની ખુશાલીમા મોટો મેળાવડો કીધો હતો.

મેળાવડાનુ દિવાનખાનુ એક મોટા તબેલામા ફેરવાઇ ગયું હતું. વચ્ચે બે મોટા "હોર્સ બૅક્ષીન" ઉભા કરવામાં આવ્યા હતા, જેની આસપાસ ખાણુની ટેબલો ગોઠવાઇ હતી જેપર મોટા બડેખાંઓ બિરાજ્યા હતા. મેજબાન ઘોડાઓની નજદીકનીજ જગોપર બિરાજ્યો હતો અને પોતાના ઉમદા પ્રાણી માટેની મગરૂરીમાં તેનો ચેહરો ખિલી ગયો હતો.

ઘોડાઓનો બોક્ષ સુંદર ગુલાબના નાંડવાથી સણગારવામાં આવ્યો હતો, જેમાં તે બે પ્રાણીઓ કે જેઓના માનમાં તેમના લેહેરી શેઠે આવો મોટો મેળાવડો કર્યો હતો તેઓ પુર દમામથી ખંખાર મારતાં હાજર થયાં હતાં. બાનુંઓ અને ગ્રહસ્થોને મનગમતી વાણીઓ પીરસવામાં આવી હતી, જ્યારે ઘોડાઓને રૂપેરી બાલદીઓમાં ગાજર, ઘાસ, ચણા વગેરે ચીજો અપાઇ હતી.

એક બીજા ગ્રહસ્થે પણ થોડા વખતની વાતપર પોતાનો ઘોડો સરતમાં પેહેલો આવ્યો તેની ખુશાલીમાં બીજા ઘોડાઓને તેઓના માલેક સાથ નોતર્યા હતા.

શ્રીમંત અમેરિકનો પૈસો કેમ વેરી જાણે છે તેનો ખરો ખ્યાલ આપવા આવા દાખલાઓ પુરતા થઈ પડશે. ધન્ય છે અમેરિકા તને, કે આવા નામાચીન બેટાઓને તારી ઉંચી ભૂમી જન્મ આપી શકી છે! પ્રિયવાંચક, આ દાખલાઓ સહુરાધાતભર્યા નહિ જાણવા પણ તેના ખરાંપણાં માટે અને તેના નામો સાથ લેવાયલી ખરી છુટ માટે વિલાયતનું એક નામીચું પત્ર ખાત્રી આપે છે અને તેથી ભાગ્યશાળી અમેરિકનોની અદેખાઇ કરતાં આપણે હાંજ થોબી જઇશું.

---

## ભૂતમામાથી વસાયલાં મકાનો.

ભૂતહાકણને લગતા વેહેમો આપણાં મોટાંમાયોથી રજુ થતા સાંભળી ઘણીક વાર તે આપણે હસી કાઢીએ છીએ, અને કેળવણી અને સુધારાની ગેરહાજરીના સબબે એવા વેહેમો ઉત્પન્ન થયલા હોય છે એમ માની લઈયે છીયે, પણ ઘણાક દાખલાઓ પરથી સાબેત થાય છે કે એવા વેહેમ ફકત આપણામાંજ જાયજ નથી, પણ ઘણીક સુધરેલી કોમો બી એવા વેહેમોથી બાકાત નથી. એ મતલબના નિચે આપેલા થોડાક દાખલાઓપરથી જણાશે કે ઇંગ્રેજ જેવી સુધરેલી પ્રજા પણ એ વેહેમથી નિરાળી નથી, અને એના સબબે લખો રૂપ્યાનાં આલીશાન મકાનો પડત હાલતમાં બેકિમતનાં થઇ પડયાં છે. એક ઇંગ્રેજ લેખક ભુત અને હાકણોના કેહેવાતા વસવાતના સબબે જાણીતાં થયલાં મકાનોનો એક બહુજ રસિક હેવાલ એક ઇંગ્રેજી માહાવરીમાં આપે છે, જે વાંચનારાઓની ગમત કાજે અત્રે ઉતારી લઉં છું:—

"ડીસેમ્બર મહિનો એ ભૂતોની આવજા માટે વિલાયતમાં ઘરડાંઓ લાયક માને છે, અને તેઓનાં ધારવા મુજબ ઘણાંક ઘરોમાં એ માસમાં એ જાતના પહરોણાં મોટી સંખ્યામાં ઉતરી પડે છે. ઇંગ્લાંન્ડનો 'કૉરતેચી કાસલ' તેના ભુતના સબબે ઘણો જાણીતો થઇ પડયો છે. આ મકાન માટે કેહેવાય છે કે તેના હર પેઢીના માલેક—કાઉન્ટ યા કાઉન્ટેસ—નાં મરણની થોડા કલાક આગમચ

એક ભૂત આવી 'ડ્રમ' વગાડી જાય છે, ને આ મકાનના કમનસીબ માલેકોમાંનાં ઘણુંક ભૂતઆમાની એ જાતની ચેતવણી પછી થોડા કલાકમાં મરણ પામ્યાં છે—ગોયા એ ભૂતનાં ડ્રમનો અવાજ તે મકાનના વડા વારસનાં મોહોતની ખબર આપનાર કાસદનોજ ભાગ ભજવે છે!

આ ભૂતની ઉત્પત્તી માટે એવી દંતકથા છે કે કેટલીક સદી-ઓની વાત ઉપર એરલી કુટુંબના ઉમરાવી લશ્કરના એક ઢોલચીએ તે વેળાના અર્લને ગુસ્સે થવાનું કાંઇ ધરખમ કારણ આપ્યું, ને અર્લે તેની સજામાં તેનાં મોટાં ઢોલ સાથ બાંધી તેને મેહેલના સર્વેથી મોટી ઉંચાઇવાળા ભાગપરથી નીચે નાંખી મારી નાંખવાનો તેના માણસોને હોકમ કર્યો. એ વખતે પેલા કમનસીબ ઢોલચીએ ઘણી ઓઝરખાઇથી પોતાની જીંદગી માંગી લીધી, પણ ગુસ્સાથી ઘેલા થયલા તે અર્લે પોતાનો હોકમ ફેરવવા સાફ ના પાડી, તે જવાંને મરતી વેળા અર્લપર શ્રાપ નાંખ્યા, અને તેના હર પેહેડીનાં વારસોનાં મરણની અગમચેતી તે પોતાનાં ઢોલના અવાજથી હંમેશ ભૂત થઇ જાહેર કરતો રેહશે એમ જણાવ્યું. એ શબ્દો પાછલથી ખરાજ પડયા, કારણ જમાના પછી જમાના થયા એ ઉમરાવી કુટુંબોમાં વડા વારસનાં મરણની થોડા કલાક આગમચ આ ભૂત હાજર થઇ પોતાનું પડઘમ પુકી તે ભાણભુલા ઉમરાવને નજદીક આવેલાં મોહોતથી માહીર કરે છે. આ ભૂતને ઘણાંઓએ જોયલો કેહેવાય છે, અને તેના થોકા પછી તે ખાનદાનનો વારસ થોડા વખતમાંજ સાજેતાજો ચાલ્યો જાય છે!

**મારકવીસ ઑફ ચૉલમોન્ડલીનો નોરફોક** ખાતે આવેલો '**હાઉટન હૉલ**' પણ આવા એક ભૂતના સંબંધથી જાણીતો છે. ત્યાં દેખાવ દેતો ભૂત એક ભુરાં સાટીનનાં કપડામાં સજજ થયલી જવાન અબળાનો છે, કે જે બાંનુ લેડી ડરોથી વૉલપૉલ છે. તે સવા સદીની વાત ઉપર વાયકાઉન્ટ ટાઉન્સહેન્ડની બીજીવારની ધણી-આણી થઇ હતી. તેણીને માટે કેહેવાય છે કે એક ઘણી કમનસીબ અને દુ:ખી જીંદગી ગુજારી તે લેહભર્યાં મોહોતે મરણ પામી હતી તેણીની જીંદગીનો પાછલો ભાગ તેણીએ 'રેનોમ હૉલ' ખાતેના બે ત્રણ ઓરડાઓમાં કેદી માફક પસાર કર્યો હતો, કે જે ઓરડાઓ એ મેહેલમાં આવનારાં પહરોણાંઓને હજી પણ બતાવવામાં આવે છે.

તેણીનો ભૂત તેણીના જન્મનાં મકાન 'હાઉટન હાલ' અથવા તો તેણીનાં મરણ વેળાનાં ધામ 'રેનોમ હૉલ' માં વૉલપૉલ યા તો **ટાઉન્સહેન્ડ** કુટુંબોમાં જ્યારે કોઈનુ પણ મરણ નિપજે છે ત્યારે થોડી મિનીટ આગમચ હાજરી આપે છે. આ ભૂતને 'હાઉટન હૉલ' ખાતેની તેની એક મુલાકાત વેળા **જ્યોર્જ ચોથો** (તે વેળાનો પ્રીન્સ-રીજંટ) તેણે પોતે પણ જોયલો જાહેર થયલું છે. તે ત્યાં થોડા દિવસ રહ્યો હતો, અને બાદશાહી સુવાના ઓરડામાં આરામ લેવા એક રાતે સુતો તે વેળા તેના ઓરડામાંથી આ જવાન અબળાનો ભૂત ચાલી ગયો. તે હેબતાઇ ગયો, અને સહવારે જલદીથી નીચે આવી તે મકાન છોડી જવાનો ઈરાદો જણાવ્યો. તેણે કહ્યું કે "તેણે ગઈ રાત્રે કાંઇ એવું જોયું કે જે ખોદા તેને આ જીંદગીમાં કદી પાછું નહિં દેખાડે!" તેણે વળી કહ્યુ કે તે અબળાનો આકાર તદન ફીકકો અને ખોરાયલા બાલ સાથ ફર્યાદ કરતી હપે તેના ધોડયા આગળ થોડોક વાર થોભ્યો હતો. વલી ટાઉન્સહેન્ડ કુટુંબની એક ઉમરાવજાદી **લેડી ઍન શેરશને** પણ એક 'મ્યુઝીક બૉલ' માં રેનોમ ખાતે જોયલા તેજ બાંનુના ભૂત વિષેની વાત જાહેર કરી છે. તેણીએ એક વેળા જાહેરમાં જણાવ્યું હતું કે તે બૉલમાં તેના ઉપરાંત બીજાં ઘણાંક બાંનુઓ અને ગ્રહસ્થો હતાં, અને એક ગાયનની અધવચ્ચે બારણાં-માંથી મજકુર બાંનુનો ભૂત ગુપચુપ પસાર થઈ ગયો હતો, કે જે પછી બીજી સહવારેજ તે કુટુંબના **સર જ્યોર્જ ટાઉન્સહેન્ડનાં** અચાંનક નિપજેલાં મરણના સમાચાર તેઓને મળ્યા!

તવારીખમાં પ્રસિદ્ધ થયલા '**હેમ્પટન કૉર્ટ પૅલેસ**'માં પણ ભૂતોનો ચારો કેહેવાય છે, જેમાં સૌથી બીહામણો **હેનરી આંઠ માંની** પેલી કમનસીબ રાણીઓમાંની એક **કેથેરાઇન હાવર્ડનો** ગણાય છે. થોડાં વર્ષની વાત ઉપર એક ચિતારો મજકુર મેહેલની "ગાર્ડ વોચીંગ ચેમબર" નામના ભાગમાં એક ચિતાર પાડવા ગયો હતો, જે વેળા ભૂતના એક ઘરેણાંથી સજ્જ થયલા ઓરતના જેવા નાજુક હાથે તેને હબટાવી મેલ્યો. વારંવાર તે હાથ તેની આંખો અને કેનવાસની વચ્ચે નજર આવ્યો. છેવટે જેવો તે દેખાયો તેવો તેણે તેનો એક ઝડપી ચિતાર પાડી લીધો, જેનાં એક આંગળાંમાં એક ઝળકતી હીરાની વીંટી પણ

હતી. આ હાથ રાણી કેથેરીનનોજ મનાય છે. તેણી માટે તવારીખમાં જણાયલું છે કે એક દિન તે પોતાના મજકુર હોલમાંના કેદખાનાંના ઓરડામાંથી ન્હાસવા ગઇ. તે પોતાનો ઓરડો છોડી એક ભાગ કે જે **'ભુતથી ઘેરાયલી ગૅલેરી'**નાં નામથીજ જણાયો છે ત્યાં આવી લાગતાં પેહેરેગીરોની નજર તેના પર પડી, અને તેણીના ઘણાંજી કાલાવાલા, સમજાવત અને શ્રાપ છતાં તેણીને તેઓએ પકડીને પાછી કેદ કીધી. આ બનાવ પછી તે મરણ પામી, અને ત્યાર બાદ તેણીનો ભૂત હંમેશ મજકુર ગૅલેરી પર દેખાવ દેય છે એમ એ મેહેલનો એક તવારીખનવેશ **મી૦ અરનેસ્ટ લૉ** પોતાનાં પુસ્તકમાં ભાર મુકી જણાવે છે.

પણ મજકુર ભૂતોની બધી કથાને બાજુ બેસાડે એવી એક કથા **મરહુમ સર હેનરી સૉમરવીલ લૉયનટન** નામના જાણીતા ઉમરાવના હલ ખાતે આવેલા **'બર્ટન ઍગનીસ હૉલ'** નામના મેહેલ સાથ જોડાયલી છે. **રાણી ઍલીઝાબેથ**નાં રાજ દરમિયાંન આ મેહેલ ત્રણ બેહેનોના હાથમાં આવ્યો, જેમાંની એક નાની કોઇ બદમાસ પુરૂષોનો ભોગ થઇ પડી મરણ પામી. તે મરતી વખતે એવી અર્જ કરી ગઇ કે તેણીનાં માથાંને 'સ્ટફ' કરી તે મકાનમાં રાખી મેલવું, ને વળી તે જાહેર કરી ગઇ કે જો તેણીની આ અર્જ નહિ સ્વિકારવામાં આવશે તો ભુત થઇ આવીને તે ઘેરનું સત્યાનાશ વાળશે. તેણીની બેહેનોએ તેની એ અર્જ એમ છતાં ધ્યાંનપર ન લેતાં તેણીને દફનાવી, અને કહે છે કે થોડાજ વખતમાં તે મકાન ભયનું એક ધામ થઇ પડયું. કોઇ નોકરનફર ત્યાં રહી શકતું નહિં, અને થોડા માસમાં તે માણુસાઇ વસવાત માટે તદન નકામું થઇ પડયુ. આખરે પેલી બેહેનોએ પાદરીઓની સલ્લાહ લઇ તેણીની દાટેલી જગાથી લાશ પાછી બહાર કાઢી તેણીની ખાહેશ મુજબ તેણીનું ધડ છુટું રાખવાનો વિચાર કરયો, પણ અજાયબી સાથ તેઓએ જોયું કે તે ધડ શરીરથી છુટુંજ હતું! તે ઘેર લઇ જવામાં આવ્યું, અને ઘણો વખત સુધી પેલા મેહેલમાં પડી રહ્યું. કહે છે કે એક વેળા એક નોકરે કંટાળી તે ડોકું રસ્તા પરથી જતાં એક કચરાનાં ગાડાંમાં ફેંકયું, પણ તે ડોકું તેમાં પડતાં વાર તે ગાડું ચાલતું બંધ થઇ ગયું, અને તેનો ગાડીવાન અને પેલો

નોકર અકડી ગયા. આખરે જ્યારે પાછું તેને ઉંચકી તેની જગાપર મુકવામાં આવ્યું ત્યારેજ ગાડું ચાલવા માંડયું. ત્યાર પછી પેહેડી દર પેહેડી તે ત્યાં પડી રહ્યું. લૉયનટન કુટુંબના એક નબીરાને એ પસંદ પડયું નહિ, અને તેથી તેણે તે હાટવા ફરમાવ્યું, પણ દરામણા પોકારો અને દેખાવોએ તેને પોતાનો હોકમ ફેરવવા ફર્જ પાડી. આવી આ મેહેલના ભૂતની કહાણી છે! તે તદન અસંભવીત પેહલીજ નજરે લાગે છે, પણ મજકુર લેખક તે તદન ખરી જણાવે છે.

આવી કહાણીઓથી મેહેલ જેવાં મકાનો યુરોપમાં બેકિમત થઈ ગયાં છે. એવો એક બીજો બી દાખલો થોડાંક વર્ષની વાત પર જાહેર થયો હતો. વેસ્ટમોર લેન્ડ ખાતેનો એક મેહેલ આવાજ સંજોગનો ભોગ થઇ પડયાથી ૧૪,૦૦૦) પાઉન્ડની મોટી કિમતનો છતાં ફકત ૬૫૦) પાઉન્ડે મુશ્કેલીથી વેચાયો હતો. ત્યાં ભૂત ફરે છે તે ભયથી તે પંદર વર્ષ ખાલી પડયો હતો, અને વેચાવાની થોડા માસ અગાઉ દર રાત્રે લોકોનાં ટોળાં જમાવ થઇ તે મેહેલમાં ભયથી જોતાં હતાં, કારણ તદન બંધ અને ખાલી હોવા છતાં અંદર બતીઓની અળગારો જણાતી, અને ભયભરેલા અવાજો તેમાંથી અચુક બાહેર પડતા માલમ પડતા હતા, કે જયારે અંદર દાખલ થઇ તલ્લાસ કરવા જતાં બધુ તરતજ અલોપ અને ગેપ થઇ જતું!!

આપણું શહેરબી એવાં મકાનોથી બાકાત નથી. અત્રે એવાં ભૂત પળીદનો વાસો પામેલાં એકાદ બે ઘરો રજુ કરી શકાશે, જેઓ પોતા સાથ ઉપલાંને મળતીજ દંત કથા જોડે છે.

"પોર્ટ ટ્રસ્ટ" અને મુંબઇની "મ્યુનીસીપાલીટી" એ હાલ મજગામ સુધારવાની-વસાવવાની ગંજાવર યોજનાં અમલમાં મેળવાં પુશ્કળ મકાનો ખરીદી લીધાં છે, તેમાં ઘણી પુરાણી અને તવારીખી ઇમારતો જે આગળ નામાંકિત શેહેરીઓ ઓધેદારો અને અમલદારોનાં વસવાતમાં હતી, તે પણ આવી જાયછે. આમાંનું એક મજગામ હીલ નજદીક આવેલું મકાન જે હમણાંજ તોડી પાડવામાં આવ્યું છે, તેની સાથ એવીજ એક કહાણી જોડાઈ હતી. એ "હૉનટેડ હાઉસ" મકાન માટે કહેવાય છે કે તેમાં એક ઓરતનો

ભૂત હંમેશાં જણાંતો હતો. અસલ **પોરટ્યુગીઝ** અમલમાં મુંબઈમાં ગુલામો સાધારણ હતા, તે વખતે ઉપલી ઇમારતમાં વસનારો એક "સીનોર" એક અતિખુબસુરત ગુલામ બાળા સાથ પ્યારમાં પડયો હતો. એક દિવસે તેને એ અબળાને પોતાના ત્રણ ગુલામોની સોબતમાં પકડી પાડી. તે માલેતોઝાર શેઠ ગુસ્સાથી દેવાનો બન્યો. તેને પોતાની તલવાર તરતજ કાઢી તે ત્રણે અપરાધીઓને રેંહેંસી નાખ્યા. તેનો કીનો આટલું કરીનેજ અટકયો નહિં તે કમનસીબ ઓરતને તેને ફટકાવી કાઢી મકાનની બારીમાંથી બહાર ફેંકી દીધી. આ જુલમથી તે છોકરીની પીંઠ ભાગી ગઈ અને બે દિવસ રીબીને તે કમબખ્ત માર્ગે લાગી. કહે છે કે મરતાં મરતાં તે ગુલામડીએ તેને શ્રાપ દીધા અને તેને તેમજ તેનાં કુટુંબીઓને હેરાન કરવાના સોગંદ લીધા. એક ઓરતની હાય કદી ખાલી જતી નથી! તેણી પોતાની ધમકીમાં સાચ્ચી નિવડી અને પોતાનાં મરણ બાદ દર રાત્રે મધરાતથી તે સહવાર સુધી તે ઘરમાં આવી મોટું તોફાન મચાવતી ને ચીચીયારીઓ પાડતી—ગોયા તેણીને તે વેળાજ બારીમાંથી ફેંકી દેવામાં આવી હોય તેવું જીગર પિગળાવનારૂં રૂદન તેણી દર રોજ કરતી!

આ બનાવે લોકોમાં જબરી ચર્ચા ચલાવી હતી અને તે મકાન ત્યારપછી દાયકાઓ તળક વેરાંન ને ખાલી પડયું હતું—અંતે પોતાની ભયભીત દંતકથા સાથ નિસ્તીમાં ગેબગયું છે?

આવીજ રીતની એક વાર્તા **સીવરી રોડ** પર આવેલાં એક ઘર સંબંધી જણાયલી છે. તેબી તમામ બંધને ખાલી ત્રણ દાયકાઓ સુધી પડી રહ્યું છે ને હાલ ઉપલાંનાં જેવોજ ફેજ પામે છે.

**ખેતવાડીમાં પારસી** વસ્તી વચ્ચે આવેલા એક બંગળા માટે પણ બોળાય છે કે ત્યાં વસ્તો ભૂત ઘડી ઘડી નજર પડે છે અને તેમાં કોઇ સુખેથી વસી શકતું નથી.

આટલાં દાસ્તાનો બસ થશે?

"ફુરસદ"

# પ્રસિધ્ધ લખાણોની મોટી કિંમત.

યુરોપ અમેરિકામાં સાહિત્યની કેવી ઉમદા કદર બુજાય છે, તે તો આપણુ સર્વને રોશન છે. ત્યાંના લેખક વર્ગ સાથ આપણા લખનારાઓની સરખામણી કરતાં કેવી દિલગીરી છુટે છે ! પોતાનાં એક બે પુસ્તકની પ્રસંસાથી જીંદગી સુધી ચાલે એટલો પૈસો સેહેલથી પેદા કરનાર એ પશ્ચિમ તરફના લેખકને જોઇ, આપણો એક મેહેનતુ, સંખ્યાબંધ પુસ્તક પ્રગટ કરનાર, પ્રજાની મદદ વિના હલાક થનાર ગરીબ લેખક કેવી અફસોસની હાય મારતો હશે તે તો એવાઓના સંબંધના આવનારાંને માલમ છે. આપણી પ્રજાની સાહિત્ય તરફની સુસ્તી એજ આપણાં સાહિત્યની પડતીનું મોટું મુળ છે. "Literature is the best pastime, but the worst craft" નું સિદ્ધાંત જો કેઠે પણ અચુક રીતે ખરૂં પડતું હોય તો તે આપણા દેશમાં છે, પણ એ બાબત વિષે બોલવાની આજના વિષયની મતલબ નથી. ત્યાંના લેખકોની કદર પ્રજા કેવી બુજે છે તે તો ઘણાક દાખલાઓથી આપણુ વારંવાર જાણી આવ્યાં છિયે. સારા લેખકોનાં હસ્તલેખો ખરીદી લેવા ત્યાંના સાહાસિક પ્રગટ કરનારાઓ ગોયા હરીફાઇ કરી રહેછે. ના ! એટલુંજ નહિં પણ તે લખાણો પુસ્તક રૂપે ફેળાવ્યા પછી પણ ત્યાંની પ્રજા ખુદ અસલ હસ્તલેખ (Manuscripts) મેળવવા બાદશાહી દોલત કાઢી આપે છે. આ નીચલા થોડાક દાખલાઓપરથી મજકુર લખાંણોની કેવી ઉમદા કદર બુજાય છે તેનો ખિયાલ વાંચકોને આવશે.

ઇંગ્રેજી સાહિત્યને અમર કરનાર પેલા અમર શેકસપીયરના પેહેલ વહેલાં છપાયલાં પુસ્તકની એક અસલ નકલની આજે બાદશાહી કિંમત અંકાય છે. આ ભાગ્યશાળી લેખકની મજકુર કિતાબની પોતે પ્રગટ કરેલી પહેલી આવૃતિની સર્વે નકલો ખપી ગુમ થઇ ગયલી કહેવાય છે અને મજકુર લાડકવાઇ નકલજ રહી છે. સાઠ વર્ષની વાતપર મજકુર ચોપડી એક ગ્રહસ્થે પંદરસો રૂપ્યાની કિંમતે વેચાતી લીધી હતી. તે ગ્રહસ્થનાં મરણ પછી એ કેતાબ તેના એક વારસના હાથમાં આવી, જ્યાં તે થોડુંકપરજ મરણ પામેલી પેલી જગ-પ્રસિધ્ધ

લોકરક્ષી બૅરોનેસ બરડેટ-કુટસના જોવામાં આવી. તે વેળા તેણી સાદી મિસ કુટસ હતી. તેણીએ મહા મેહેનતે તે કેતાબ મજકુર વારસ પાસથી ૬૮૨ ગીનીની બાદશાહી રકમ કાઢી આપી પોતાને સ્વાધિન લીધી. કિંમતી એક લાકડાના એક શુસોભીત કેસમાં ત રાખવામાં આવી છે અને આજે તેની કિંમત હજારો પાઉન્ડની ગણાઇ છે! એ ગુરૂ શેકસપીયર, યુરોપની બાદશાહી ભુમીપર જન્મવાને માટે તું કેવો ભાગ્યશાળી હોવો જોઇયે? ઉપલાજ લેખકની એક નાની પદકાવ્યો (Sonnet-) ની અસલ આવૃતિની કેતાબ મી૦ કવાર્ટચ નામના એક પ્રસિધ અસલી કેતાબો એકઠી કરનારે આંઠસો પાઉન્ડની ગંજાવર રકમે ગયા બે માસમાંજ ખરીદી લીધી છે. ચાલીશ વર્ષની વાત ઉપર એજ ચોપડીની કિંમત બસો પાઉન્ડ હતી.

થોડા વખતની વાત ઉપર ડયુક ઓવ રોક્ષબરોની કિંમતી 'લાયબ્રરી'નું વેચાણ થયું હતું જેમાં જુનામાં જુની ચોપડીઓનું અસલ કરતાં પાંચ ઘણું દામ ઉપજ્યું હતુ. ડયુકની પાસની વાલ્ડરફેર્સની "બોકેશીયો" (Valderfer's Boccaccio) નામની અસલી કિંમતી ચોપડી તે વેળાના મારકવીસ ઓવ બ્લેન્ડફર્ડે ૨,૨૬૦ પાઉન્ડની ગંજાવર કંમતે ખરીદી લીધી. આ ચોપડી ડયુકે આગળ માત્ર સો પાઉન્ડે ખરીદી હતી. મજકુર ચોપડી ખરીદવાને મારકવીસ ઑવ બ્લેન્ડફર્ડ અને અર્લ સ્પેનસર વચ્ચે એવી હરીફાઇ અને હોજાતો ચાલી હતી કે તે બનાવથી વિચિત્ર સંજોગ વચે "રોક્ષબરો કલબ" નામની અસલી કિતાબોની પ્રસિધ મંડળીની સ્થાપના થઇ ગઇ. બન્યનની "પીલ્ગ્રીમ્સ પ્રૉગ્રેસ" જે આજે એક પેનીએ વેચાય છે તેના હસ્તલેખની કિંમત પાંચ વર્ષ પર ૧૫૭૫ પાઉન્ડ હતી અને આજે તેજ હસ્તલેખની કિંમત ૨૨૨૫ પાઉન્ડની અંકાય છે. વેસ્તમિન્સ્ટર ખાતેના છાપાખાનામાંથી વિલ્યમ કેકસ્ટને ૧૪૮૭ માં તરજુમો કરી અસલ ફ્રાન્સના રાજા ફીલીપ્સ માટે લખાયલી એક "રોયલ બૂક" યાને "બાદશાહો માટેની કેતાબ" ની ઇંગ્રેજી આવૃતિ બહાર પાડી હતી, તેની માત્ર પાંચજ કોપીઓ હાલ હસ્તીમાં કહેવાય છે અને તેમાંની એક વેચતાં એક ગંજાવર રકમ ઉપજી હતી. વિલાયતમાં છપાયલી પેહેલી ચોપડીઓમાંની આ ચોપડી એક ગણાય છે.

ચાર વર્ષની વાત ઉપર **શેલીની** એક કેતાબ જેની અસલ કીમત છ આના હતી, તેને નવ હજાર રૂપિયાની મોટી રકમ લાવી આપી હતી. આ ચોપડી મેલીઅળતર જેવી બની ગઇ હતી અને ચાલીસ પાંનાં ધરાવતી હતી. આ ચોપડીનું નામ "**અસલી કવિતાઓ—વિકટર અને કાઝીરની લખેલી**" હતું. આ "વિકટર" બીજો કોઇજ નહિં, પણ **પરસી બી. શેલીજ** ધારવામાં આવે છે અને મજકુર કેતાબની કવિતાઓમાંની ઘણીક એ કવિની કલમનુ પેહેલુંજ પરિણામ ગણવામાં આવે છે અને તે સબબેજ આ ચોપડી આવી કિંમતી અંકાઇ હતી આ વિગત ૧૮૫૯ ના સાલ સુધી જણાઇ નહિં હતી અને એ વર્ષમાં તેની ખરી ઓળખ સાથ ડૉકટર ગારનેટ, તે "**બ્રિટિશ મ્યુઝીયમ**" ના એક અધિકારીએ, એ સોધી કાઢી હતી. ઉપલી ચોપડી વેચાઇ તેજ વખતે શેલીની એક બીજી ચોપડી નામે "**લીયોન અને શીથના**" ની એક જુની નકલ ૬૨ પાઉન્ડે વેચાઇ હતી. **મીલ્ટને** આંધળા થયા પછી "**પેરેડાઇઝ લૉસ્ટ**" ની કવિતા મોંઢે બોલી કોઇ પાસ લખાવી હતી તે અસલ લખાણુ થોડા વર્ષની વાત ઉપર જાહેર લીલાઉમાં મુકયું હતુ. પેહેલી "બીડ" પચાસ પાઉન્ડ થી શરૂ થઇ અને છેક પાચ હજાર પાઉન્ડ સુધી વધી, તોપણ તેના માલેક કોઇ ચકમ બુઢાએ તે વેચવા ના પાડી! આથી પણ વધુ રકમ ૧૪૫૯ માં છપાયલી લેટીન ઇશ્વરી ભજનોની એક ચોપડી થોડુંકપર લાવી હતી આ જુની ચોપડી **મી૦ પીયેરપંટ મોરગન** નામના એક કરોડપતિએ ૫,૨૫૦ પાઉન્ડે ખરીદી લીધી હતી. એજ પુસ્તકની માત્ર બાર નકલો હસ્તી ભોગવતી માલમ પડી છે, જેમાંની એક ૪,૯૫૦ પાઉન્ડે વેચાઇ હતી, જ્યારે બીજી નકલ ચાર હજાર પાઉન્ડે ખરીદાઇ હતી. આવી રીતે મજકુર પુસ્તકની ત્રણ નકલો ૧૪૨૦૦ પાઉન્ડની ગંજાવર કિંમતે વેચાઇ જ્યારે તેની અસલ છપાઈ તે વેળાની કિંમત ૧૦ પાઉન્ડની હતી. પ્રસિધ્ધ લેખકોના હસ્તલેખોનીબી ગંજાવર રકમો અપાઇ છે, કારણ એવા લેખકોના દસ્ખતો પોતા પાસે રાખવામાં ત્યાંના શોખીનો મોતેબર મગરૂરી માને છે. ૧૯૦૪ માં ઉપલા મી૦ મોરગને (જેઓની મુખ્ય મોજ જુનાં પુસ્તકો અને હસ્તલેખોમાં પોતાની દોલત વાપ-

રવાની છે) બાયરન કવિની "કોરસેર" અને લીટનના "પોમ્પી-આઈના છેલ્લા દિવસો"ના અસલ હસ્તલેખો માટે બે હજાર પાઉન્ડ કાઢી આપ્યા હતા. ધન્ય એવા ઉદાર દીલના ગ્રહસ્થોને! ધન્ય છે તેઓને જન્મ આપનાર ભમીને! ઓ દલીદ્ર હિંદ? તુ કયારે એવા સપુતો પેદા કરશે! ઓ મારાં ગરીબડાં ગુર્જર સાહિત્ય! તારા બેટા-ઓની કયારે એવી કદર બુઝાશે? બર્ન્સ કવિની "કોટરની શની-વારની રાત"નો હસ્તલેખ ૭૫૦૦ રૂપ્યાની કિંમતે વેચાયો હતો. અને શેલીના હાથે લખાયલી ત્રણ પરચુટણ લખાણુવાળી નાની "નોટ-બુકો" ૪૫૦૦૦ રૂપ્યા લાવી હતી.

આપણે અત્રેજ થોભીશુ. આવા દાખલાઓ યુરોપમાં બનતા રહ્યા છે ને બનશે. પણ આપણા લેખકોના લખાણો માટે કયારે એવો દિવસ આવશે? એક કાલીદાસ યા રામદાસ, પ્રેમાનંદ યા અખા, તુકારામ યા ઝફર, શેખ સાદી યા ફીરદોશી, મનસુખ યા કાબરાજીના હસ્તલેખોની કદર કોઇ કાળે એમજ બુજાશે કે? "વિવિધ વિષય-માળા"ની નકલની કોઇ દિવસ આવી કિંમત અંકાશે કે?

"જ્ઞાનવર્ધક"

---

## લંડનની "કલબો."

આપણા માયાળુ અને અદલ રાજ્ય-કર્તાઓનાં પણોનાં પાયતખ્ત લંડન શેહેરની મોહોટાઇ અને જાહોજલાલીથી આપણ સર્વે જાણીતાં છીયે. તેની મોહોટાઇ, તેનો બોહોળો વેપાર, તેની રોનક, તેની સંસારી સ્થિતિ, તેની જોવાલાયક જગ્યાઓ વગેરેપર આપણા થોડાક કાબેલ કલમકસોએ અને છાપણકર્તાઓ તેમજ મુલાકાત લઇ આવનારાંઓએ આપણું પુરતું ધ્યાન ખેચ્યું છે. આજે આપણે એ નામાંકિત શેહેરની થોડીક જાણીતી અને સુપ્રસિધ "કલબો" અને મંડળીઓ વીષે થોડું જાણીશું.

લંડન પોતાની નામાંકિત અને પ્રસિધ મંડળીઓ માટે આખી દુનિયામાં જાણીતું છે. રમતગમતના શોખીનો માટે તેઓને લાયકની

અદનાથી આલાંને પેશ પડે એવી દરેક જાતની મંડળીઓ હાજર છે. તો વળી જ્ઞાનની શોધ અને આરઝુમાં તવળતા વિદ્વાનની તરસ છીપાવનારી 'સોસાયટીઓ'બી ત્યાં બાંશીયાર છે. આમાંની કેટલીકના સભાસદ યા 'ફેલો' થવા દુનિયાના દરેક ભાગના વિદ્વાનો ટુટાટુટ કરે છે અને આવા કોઇ ખાતાંનો સભાસદ થવું એ તેની લાયકાતની કશોતી છે, તેની ખુશાલી અને મગરૂરી છે. બીજા હાથપર વળી આ કાળાં માથાંનાં માનવીનાં વિલક્ષણુતાના વિવિધ પુરાવા આપતી વિચિત્ર અને હાસ્યકારક નેમો સાથની મંડળીઓનીબી ખુટ નથી. ટુકમાં લંડન શેહેર પોતાની મંડળીઓના બાબમાં વિવિધ પ્રકારના રંગો દેખાડે છે.

**સંસારી દરજાની** નજરથી જોતા લંડનની સર્વથી અગત્યની એક 'કલબ' તે 'માર્લબરો હાઉશ' નજદીક આવેલી પૉલમૉલના જાણીતા લટા પરની **"ધી માર્લબરો કલબ"** છે. આ 'કલબ' નામદાર શાહનશાહની માનીતી છે અને એ નામવર ત્યાં વારંવાર પધારે છે. ઘણીકવાર તેના દમામદાર દિવાનખાનાંનાં એક ખુણામાં પોતાની સીગારની માનીતી મોજ ભોગવતા આપણા પ્રજાપતિ નજર પડે છે. આ 'કલબ' માલેતોઝાર અને મોટા રાજ્યધીકારીઓ માટેજ રાખવામાં આવી છે, જેમાં ગમે તેવા લગવગ છતાંબી બીજા ધનાઢયો દાખલ થઇ શકતા નથી. આ 'કલબ' ઉપરાંત નામદાર શાહનશાહ બીજી ઘણીક આગેવાન 'કલબો' ના સભાસદ છે અને જ્યાં તેવણુ કોઇવાર ઓચીંતા હાજર થાય છે. નામદાર શેહેનશાહ ઘણા માયાળુ અને બોલકણા સ્વભાવના છે, પણુ તે છતાંબી 'કલબ' ના બીજા સભાસદો, અગાઉથી પરવાનગી મેળવ્યા વિના તેઓ આગળ પોંહોંચવાની યા વાત કરવાની હિંમત કદી કરતા નથી. જે કોઇ સાથ નામદાર રાજાને વાત કરવાની ઇચ્છા થાય છે તોજ માત્ર બે ત્રણુ મીનીટજ તે નામદાર શરૂઆત કરે છે અને ઘટતા માન સાથ થોડીક વાતચીત કરી જુદા પડે છે.

સર્વથી મોંઘી અને ખર્ચાલુ 'કલબ' તે **'ધી નેવલ એન્ડ મીલીટરી'** નામની છે, જે ૧૮૬૨ માં સ્થાપવામાં આવી હતી. આ ખાતાનો લાભ દાસ્યા અને જમીનના લશકર ખાતાના વડા સેનાપી-

પતિઓ લેય છે, અને તે વારંવાર 'ઇન એન્ડ આઉટ'' 'ક્લબ' ના નામથી પણ પિછાણવામાં આવે છે; મજકુર કલબના ચોપડાપર નામ રેહ તે માટે ૧૦ ગીનીની વારસીક ફી આપવા પડે છે, આ ફી તો ખાલી નામનીજ છે, પણ અંદર એક સાંજ પસાર કરવા માટે ચાલીસ ગીનીની ફી આપવી પડે છે; યાને એક મુલાકાત માટે લગભગ છસો રૂપ્યાની થમણી કાઢી આપવાની હોય છે!

**લશ્કરીઓની** આ ઉપરાંત બીજીબી અતિ જાણીતી મંડળીઓ છે. આમાંની **"ધી ગાર્ડઝ ક્લબ"** ૧૮૧૩ માં સ્થાપવામાં આવી છે. અને તેના સભાસદો તરીકે ચુનંદા યોધાઓના મગરૂરીભર્યાં નામો નજર પડે છે. **"ધી યુનાઇટેડ સરવીસ ક્લબ"** લશ્કરીઓ માટે બીજી નામાંકિત મંડળી છે જે હાલ વધુ ચઢતીમાં છે. આ 'કલબ' ૧૮૧૫ માં નિકળી હતી અને તેનું પહેલું રેહેઠાણ ચાલર્સ સ્ટ્રીટના રસ્તાપર એક નાનુ મકાન હતું. તેને પોતાની હસ્તીને થોડા વખતમાંજ એટલી અગત્યતા આપી કે ૧૮૨૮ માં તો પાલમૉલ ખાતે રૂપ્યા પંદર લાખને ખર્ચે બંધાવેલાં એક બાદશાહી મકાનમાં તે ઠરીઠામ થઇ. આજે તે લશ્કરીઓને માટે એક અગત્યની મંડળી થઈ પડી છે. તે એટલાં સુધી કે રશીઆના ઝાર અને જરમનીના કયસર તેના 'ઑનરરી મેમબરો' છે જ્યારે સાધારણ સભાસદોમાં જાણીતા અમલદારોમાં લૉર્ડ કીચનર, લૉર્ડ રોબર્ટસ, લૉર્ડ ઉલસ્લી વગેરે નજર પડે છે. **"ધી આરમી એન્ડ નેવી," "ધી જુનીયર યુનાઇટેડ સરવીસ" "ધી કેવલરી" અને "ધી જુનીયર નેવલ અને મીલીટરી"** વગેરે કલાબો આગેવાની લેય છે.

**હવે આપણે રાજદ્વારીઓની થોડીક માનીતી મંડળીઓપર નજર નાખશું.**

**"કનઝરવેટીવસ"** માટેની માનીતી કલબ **ધી કાર્લટન** નામની છે, જ્યારે **લીબરલોની** પસંદગી **ધી રીફોર્મ** **ક્લબપર** ઉતરી છે. આ બે 'ક્લબો'માં દાખલ થવાની 'ફી' ચાલીસ પાઉન્ડ છે જ્યારે દરેક સભાસદને દસ ગીનીની વાર્ષીક રકમ આપવી પડે છે. એ મંડળીના દરવાજા જાણીતા ગણાયલા અને મનાયલા રાજદ્વારીઓ

માટેજ ખુલ્લા છે. સભાસદો તરીકે સર્વથી વધુ રાજદ્વારીઓ ધરાવવાનું માન નૉરધમબરલેન્ડ એવન્યુમાં આવેલી "કોનસ્ટીટયુશનલ" ધરાવે છે, જેના સભાસદોની સંખ્યા ૬૫૦૦ ની છે. લંડનના સભાસદો પાસથી તેમાં દાખલ થવાની દસ ગીની તેમજ વાર્ષિક સાત ગીનીનું લવાજમ લેવામાં આવે છે, જ્યારે આસે પાસેના ગામનાં સભાસદો પંદર ગીની શરૂઆતમાં અને ચાર ગીની વાર્ષિક આપે છે. "ધી નેશનલ લીબરલ" નામની બીજી જાણીતી મંડળી છ હજાર સભાસદો ધરાવે છે, જ્યારે પીકાડલીપર આવેલી "જુનીયર કાર્લટન" માં પાંચ હજાર અને "જુનીયર કનઝરવેટીવ" માં ૩૫૦૦ રાજદ્વારીઓ જોડાયલા છે. શેહેરના રાજદ્વારી ભવિષ્યપર આ કલબો મોટો લાગવગ ધરાવે છે અને અનેક ગુચવણભર્યા દેશને તેમજ પરદેશને લગતા સવાલોપર ગરમા ગરમીભરી તકરારો હ્યાં ચાલે છે, તેમજ બધી ગોઠવણો કરવાનું ઠામ પણ આ કલબોજ છે. એક રાજદરબારી વાજબીજ કહે છે તેમ "પારલામેન્ટનું મકાન તો એક માત્ર ઓઠુ જ્યારે બધો ચુકાદો, નિવેડો અને બંદોબસત, ગોઠવણો, તકરારો, ભાંજફોડો કરવાનું ઠામ તો આ કલબોજ છે."

જ્ઞાન, હુનર અને સાહીત્ય માટે તો અસંખ્ય મંડળીઓ છે.

લેખકોના લાભો સુધારનારી, તેઓનો દરજ્જો વધારનારી અને જાળવનારી, ત્યાં સંખ્યાબંધ મંડળીઓ છે. ત્યાં લેખકનો દરજ્જો ઘણો મોટો છે. એક સારો લેખક પોતાની કલમના પ્રતાપે પૈસે ટકે આબાદ જલદીજ થાય છે. "Pen is mightier than sword" નું સિદ્ધાંત ત્યાં પળોતાયલુ અને મનાયલું છે. એક લેખક ત્યાં સંસારમાં યા પ્રજામાં માનીતો છે. તે પોતેબી પોતાની જોખમદારી સમજે છે. ત્યાંના ભણેલા અને સુધરેલા તેમજ લાયકની કદર બુજી શકનારાં વાંચકોમાં તેની રસિક કલમનો એકજ ગોદો પોતાની ધારેલી અસર ઉપજાવી શકે છે. ગમે તેવા માલેતોઆર શેઠયાને પણ એક પ્રસિધ લેખક શરમીંદગીની ખાકમાં લોટતો કરે છે, જ્યારે આવા હિંમતવાન અને સ્વતંત્ર લેખકની સાહ્યતામાં એક બળવાન ટોળી ઉભેલીજ છે. નામાંકીત લેખક મરહુમ

બાણુશેરનું પશોતું નામ કોણ કેળવાયલા શખ્સે સાંભળ્યું નથી? એક જાહેર પુરૂષે વાજબીજ જણાવ્યુંછે કે "જેટલું ભલું સંસાર સુધારકોએ જીંદગીની લડત પછીબી નહિંજ ઉપજાવ્યું હશે, જેટલો ફાયદો ભાષણકર્તાઓના ગજના ગજ ભાષાણોએ નહિ કીધો હશે, તેથી હજાર ઘણું ભલું અને ફાયદો આ વિરલા લેખકે પોતાના ટુંકા પણ સ્વતંત્ર અને તીખાં તમતમતાં લખાંણોએ ઉપજાવી દેખાડી કલમ કેટલી બળવાન છે તેની ખાતરી આપીછે. કલમ શું કરી શકેછે તેનો એક અતિ સુંદર દાખલો ચીકાગો ખાતેનાં માસના ભોપાળાંઓએ આપ્યો હતો. આ મોટા ઘોંટાળાનો દગો કાઢી આપવાનું માન એક લેખક બિરાદરજ ખાટી ગયો છે. "ધી જંગલ"ની અતિ જાણીતી થઇ ગયલી વાર્તામાંજ મી० અપટન સીંકલેરે એ ઘોંટાળાની ચેતવણી આપી હતી, જેને અમેરિકન પ્રેસીડંટનું ધ્યાન ખેંચવાથી આ બાબદ જાહેરમાં આવી હતી. એક લેખકનો અવાજ ત્યારે સુધરેલા મુલકોમાં શું કરી શકે છે તેનો ખ્યાલ આપણને મલ્યો છે. અરે! મારા ગરીબ ગુજરાતી લેખક બિરાદર! સુધરેલા દેશો સાથ તારી સરખામણી કરતાં કેટલી દિલગીરી ઉપજેછે? ગુજરાતી સાહિત્યમાં ગુજરાણને માટે મેહનત કરતા મારા કોઇ લેખક મિત્રની હાલત તપાસતાં મને દિલગીરીભર્યો મોટો તફાવત માલમ પડી આવે છે. એક જ્યારે પોતાની કલમથી કદરદાન પ્રજા તરફથી ઉમદા દામ અને માન પામે ત્યારે બીજો મારો ગુર્જર સાહિત્યનો ભાવિક—ઉતેજણ વિના હલાક—હયરાન—પરેશાન થાય છે—પણ મુળ બાબદથી આપણે ઘણા વેગળા ગયા. આ લીટીઓની મતલબ એટલુંજ દેખાડવાની છે કે એક લેખક ત્યાં દેશની આબાદીમાં સૌથી આગેવાન હીસ્સો આપે છે અને તેની સાહિત્યની મંડળીઓ ત્યાં મોટું માન ધરાવે છે. દરેક લેખકની સર્વેથી મોટી ઉમેદ લંડનની 'જરનેલીસ્ટીક ઇનસ્ટીટયુટ'ના સભાસદ ચુંટી કઢાવાની છે. આ મંડળીમાં દરેક દેશના આગેવાન લેખકો જોડાયા છે અને તે અતિ ઘણી વગદાર ગણાય છે. **મરહુમ સોરાબ પાલમકોટ** પણ એ માન મેળવવા પામ્યા હતા.

હુન્નરમંદો, લેખકો અને વિદ્વાનોની ભેગી એક અતિ નામાંકિત મંડળી તે '**ધી રૉયલ સોસાયટી**' છે. આ મંડળીમાં સભાસદ થવું

એ અસાધારણ માન છે. એના સભાસદો ગણાયલા પ્રસિધ વિદ્વાનો હોવાજ જોઇયે અને તેઓએ કોઈ અગત્યની ખાસ શોધ કીધેલી હોવા ઉપરાંત કોઈ ખાસ વિદ્યાની અગત્યની સેવા બજાવેલી હોવી જોઇયે.

હુન્નરમંદો, વિદ્વાનો, લેખકો, 'સાયનટીસ્ટો' ની એક માનીતી કલબ તે **"ધી એથીનીયન"** છે. આ 'કલબ' ની સ્થાપના ૧૮૨૪ માં થઇ હતી. તેના પેહેલા સ્થાપકો તરીકે **મારકવીસ ઓવ લેન્ડસ-ડાઉન, અર્લ્ઝ ઓવ લીવરપુલ અને એબરડીન, નામાંકિત નર ફેરેડે, સર થોમસ લોરેન્સ,** 'સેફ્ટીલેમ્પ' નો જગ પ્રસિધ **શોધક ડેવી** અને **સર થોમસ મૂર** બહાર પડયા હતા. તેના પેહેલા સાત 'સેક્રેટરીઓ' ના દરેકના નસીબમાં ઇંગ્લાન્ડનું વડું પ્રધાનપદ મેળવવાનું લખ્યું હતું. આ 'કલબ' આજે મોટો લાગવગ ધરાવે છે અને મોટા મોટા વિદ્વાનો તેના સભાસદ છે. તેનું મકાન ગ્રીક કારીગીરીનું છે અને તે એથન્સ ખાતેના પ્રસિધ 'પારેથેનન'નાં 'મોડલ' પર બાંધવામાં આવ્યું છે.

હવે આપણે **સંસારી 'કલબો'** પર આવશું.

**'ધી બાથ'** એ જાતની 'કલબ' માં આગેવાન છે. એ એક બાદ-શાહી કલબ છે, જે એવી જાતની કલબોમાં મળતી દરેક સુખ સગવડો આપવા ઉપરાંત એક સુંદર 'બાથ' બી ધરાવે છે, જેથી સભાસદોને તરવાના ઉપયોગી હુન્નરનોબી લાભ મળે છે. **'ધી વીડેમ કલબ,' 'ધી વેલીંગટન કલબ,'** તેમજ વળી **'ધી બેચલરસ કલબ'** બી જાણીતી છે. છેલ્લી 'કલબ' માં માત્ર કુંવારાઓજ જઈ શકે છે, જો કે કોઇવાર પહરોણા તરીકે બાનુંઓનેબી લાવવાની છુટ છે.

**નાટકનો** હુન્નર તો ત્યાં એક 'આર્ટ' ગણાય છે અને તેના ફેલાવા માટેબી જાણીતી 'કલબો' છે. આ વિભાગમાં સર્વેથી આગે-વાન 'કલબ' **'ગેરીકસ્ટ્રીટ'** માંની **'ધી ગેરીક કલબ'** છે, જે ઇંગ્રજી શોખીન આલમના માનીતા પ્રસિધ નાટકકાર ગેરીકની પવિત્ર યાદમાં સ્થાપવામાં આવી છે. આ 'કલબ'માં માત્ર પેહેલી પંકતીના નાટકારોનેજ દાખલ કરવામાં આવે છે. બીજા વર્ગના નાટકારો માટે **'ધી ગ્રીનરૂમ'** તૈયાર છે, જ્યારે **'સેવેજ'** નામની 'કલબ' નાટકારો ઉપરાંત, સંગીત શાસ્ત્રીઓ, અને તેવા સાહિત્યના શોખીનો માટે

ખાસ કાઢવામાં આવી છે, જેના સભાસદોમાં નામવર શાહનશાહ તેમજ શાહનશાહબાનુનાં નામ પણ નજર પડે છે.

આ ઉપરાંત બીજા પ્રકારોની 'કલબ' બો છે. '**ધી આર્ટસ કલબ**' માં '**રોયલ ઍકેડમી**' ના પ્રસિધ વિદ્વાનો મળે છે, જ્યારે પ્રવાસના શોખીનો '**ધી ટ્રેવલર્સ કલબ**' અને વિદ્યાર્થીઓ અને કેળવણી ખાતાંવાળાઓ માટે '**ધી ઑકસફર્ડ**,' '**ધી કેમબ્રીડજ**, "**ધી ન્યુ ઑકસફર્ડ એન્ડ કેમબ્રીડજ**," "**ધી ન્યુ યુનીવરસીટી**" વગેરે કલબો તૈયાર છે.

આ તો બધી મોટે ભાગે મરદોને માટેની કલબો થઈ, પણ લંડનની બાનુંઓએ પણ પોતાની મંડળીઓ સ્થાપી છે. બાનુંઓ માટેની ખાસ ત્યા લગભગ ત્રીસ 'કલબો' થઇ છે. '**ધી એલેકેઝાન્ડરા કલબ**' ઉપલા વર્ગની બાનુઓની મોજ-મજાહનું ઠામ થઈ પડી છે. આ 'કલબ' ૧૮૮૪ માં સ્થાપવામાં આવી હતી અને હાલ શાહનશાહી કુટુંબના બાનુંઓ ઉપરાંત, અમીરી બાનુંઓ અને બડખાંઓથી તે ભરચક છે.

સર્વેથી મોટી બાનુંઓની કલબ '**ધી ઍમપ્રેસ**' છે, જેના સભાસદોની સંખ્યા ૩,૬૦૦ પર ગઇ છે. આ 'કલબ' માંબી આગેવાન તેમજ ભણેલી બાઇઓ જોડાયલી છે.

આવી આવી બીજી અનેક 'કલબો' છે.

"**ફિરદોશ**"

---

# લગ્નના બજારમાં વિચિત્ર જોડાંઓ.

---

તમે જરા જરામાં સાહેબોને સાતમે આસમાને ચઢાવી મુકો છો ને બિચારા દેશીઓને તદનજ જંગલીમાં ખપાવો છો તો આ લખાણપર જરા નજર નાંખજો. ત્રણ બાયડીઓને "રામ બોલો ભાઈ રામ" કરી આવેલા સીતેર વર્ષના પોત્યાંદાસ વરરાજા પોતાની આ જવાન વયે ચોથી વાર લગ્નનાં બજાર તરફ ડેરીયું લેય છે તો સુધારા અને કેળવણીની કોતાઈના પ્રતાપ ગણી આપણે અફસોસનો ટુકારો

કાઢયે છીયે, પણ ઇંગ્લાન્ડ જેવા સુધારા અને કેળવણીમાં આગળ વધેલા દેશનાં કેટલાંક નામાંકિત બેલ્જાંઓ વટીક જયારે એવાં ખેણુ કોતકે બતાવે તે પછી એ "જંગલી" ઓનો કેમ વાંક કાઢી શકશું ?

એ વિલાયતી પોત્યાંદાસોના નમુનેદાર દાસ્તાન આપણે લોડ **લોરબર્ન તે લોર્ડ-ચાનસેલર**ના મુબારક દાખલાથી શરૂ કરશું. આ વરરાજા ૬૧ વરસની બાળ વયના છે અને "ઘાઘરા ગવરનમેન્ટ" ના જોખમભર્યા પંજામાં આ બીજી વાર સપડાય છે. તેવણુનાં પહેલાં રાજ્યાધીકારીને બેહિસ્ત પામવાને હાલ ૩ વરસ થયાં છે અને હાલની તેઓની 'રાજકરતી રાણી' **મીસ વાયોલેટ એલીઝાબેથ હીકસ-બીચ** છે. કન્યાની વય હજી ત્રીસના આંકડાનેબી પોહોંચી નથી. આવી રીતે આ જોડાં વચે માત્ર બાપ-દીકરી જેટલોજ ફરક છે. એ-થીબી એક જવાન વરરાજાનો દાખલો તમને જોવો હોય તો **ડૉ૦ ઈ. એમ. ગ્રેસ** પુરો પાડે છે. આ વરરાજા ક્રીકેટની રમતમાં પિતાનો એલકાબ મેળવનાર પેલા જગપ્રસિધ ખેલાડીનો ભાઈ છે. અને તેબી આ રમતનો અતિ ઘણો શોખીન છે. તે જાણીતી **'ગ્લુસ્ટરશાયર ક્રીકેટ કલબ'**નો સેક્રેટરી છે. તેની વય માત્ર ૬૦ ઉપર ૬ વરસની છે, જયારે વરરાણી **મીસ સારાહ બેને** માંડમાંડ ૨૫ દીવાળીઓ જોઇ હશે.

સને ૧૯૦૦ ના સાલમાં થયલાં એક લગ્નેબી એવીજ જાતને "રેકોર્ડ" કરી બતાવયો હતો. સોસાયટીનો માનીતો **અર્લ ઓવ વેમીસ** એ વર્ષમા ૮૨ વર્ષની જવાન વયે (!) બીજી વાર લગ્નના બજારમાં ઉંચકાયો હતો.

**મારકવીસ ઓવ ડોનેગલને**બી હેંસી વર્ષની વયે ૧૯૦૨ માં પરણવાનું મન થઇ આવ્યું. આ જવાન વરરાજાની પસંદગી વાયો-લેટ ટવાઇનીંગ નામની એક કેનેડીયન ગામડેનીની ગોરીપર ઉતરી હતી. આ ખુબસુરત "અલી"ની ઉમર લગ્ન વેળા માત્ર ૨૨ વર્ષની હતી. વર-રાજાના નસીબમાં આ જવાન વયના લગ્નનું સુખ નિભવાનું લખ્યું હતુ નહિં. આ બીજાં લગ્નથી એક વારસ બેટાની આશા જોઇ તેવણુ બીજેજ વર્ષે ગુજરી ગયા. જ્યારે મારશેનેસ ચોવીસ વર્ષની

જવાન વયે નાના વારસ બેટા સાથ આ દુનિયાંમાં વિધવા જાહેર થયાં. મારકવીસ સાહેબના એક જાની મિત્રનેબી બિચારાને સખ્ખે ખાતાં ગોંસાઈ નડયો હશે, તે ૧૮૯૭ માં રહી રહીને મરતી વેળા પરણવાનું યાદ આવી ગયું. માત્ર સીતેર વરસની ખિલતી જવાની (!) ભોગવતા આ વરરાજા લૉર્ડ **માઉન્ટ સ્ટીવન્સ મીસ ગીયેન્ટફ્નેલ** નામની પોતાની દીકરી થવાને લાયકની ખુબસુરત બાનુ સાથ એ સાલમાં "પસંદે કરદમ" ના ગાંઠથી જોડાયા. આ બાનુ આપણાં **મરહુમ માતુશ્રી રાણી વિકટોરીયાની** બહુજ માનીતી હતી અને તેવણુના એક ખાનગી મેળાવડા દરમિયાંનજ જવાન લૉર્ડની આથ મજનુ સાથ પિછાણ થઇ હતી. **સર જૉન વીટેકર–એલીસ** જેવણુ ૧૮૮૧–૮૨ ના વર્ષના લૉર્ડ મેયરઓવ લંડન નેમાયા હતા, તેવણુ આજથી પચાસ વર્ષની વાતપર પેહેલ વેહેલા "પેટી કોટ ગવરનમેન્ટ" ના અમલમાં દાખલ થયા હતા. એ સુખ જલદીથીજ સમાપ્ત થયું અને લૉર્ડ સાહેબ એક રંડાયલા પુરૂશ થયા. થોડા વખતનાંજ આ સુખમાં તેઓ મેહેરબાનની એવી ખાતર જમા થઇ હશે, કે એ સર્વોતમ સુખ બતાવતી જીંદગીમાં પાછા દાખલ થવાથી તેઓ દુરના દુરજ રહયા. હા, દુરના દુર રહયા તેબી એક બે નહિ પણ લગભગ ચાળીસ વર્ષ દુર રહયા. "સુખ દેખયે તો ફીરસે." ? પણ એવણુને કોઇ પુછવા જાય ? બિચારા કેઠા દ્રઢ વિચાર કીધેલો એટલે નાચાર થઇ અંદરના અંદર સુજાતા ગીયા–ગળાતા ગયા–આખરે શું વાહરૂં આવ્યું, તે ૧૯૦૩ ના સાલમાં બિચારા પાછા એ દુઃખની જીંદગીમાં તણાયા. તેવણે ચાલુ મુકયું દેવળની ગમ અને ચોવીસ વરસની કુરઇ મેરીયન બેલી સાથ બોલ્યા 'પસંદે કરદમ.' !

**મી૦ જોસફ ચેમબરલેન,** પેલા નામાંકિત પ્રેસીડંટ ક્લીવલેંડના અમલ દરમિયાંન લડાઇ ખાતાંના અમેરિકન સેક્રેટરીની મેરી ઍનડીકોટ નામની બેટી સાથ ત્રીજી વાર ૧૮૮૮ માં પરણ્યા ત્યારે તેમની વય ૫૪ વર્ષની હતી, જ્યારે કન્યા પોતાના ભરથાર કરતાં ઘણાં વર્ષો નાની હતી. મોટી વયે પરણનાના દાખલાઓમાં ત્યારે હાલનો એક નામાંકિત રાજદ્વારી બિરાજે છે. ડયુકઓવ ડેવોનશાયરની મોટી ઉમરે

પરણનારા વર-રાજાઓમાં જગ્યા ધરાવે છે. ઉમરાવપદ પામવા પછી ૧૮૯૨ ના સાલમાં તે છેક ૬૦ વર્ષની વયે **ડાવેજર ડચેસ ઓવ મેનચેસ્ટર** સાથ પરણ્યો હતો.

૧૯૦૦ ના સાલમાં ગુજર પામેલો **ડયુક ઓવ આરગાઇલ**ની જીંદગી દરમિયાંન ત્રણ વખત પરણ્યો હતો–તે જ્યારે છેલ્લીવાર ૧૮૯૫ માં **ઑનરેબલ ઇના એરસકીન**નો ધણી થયો ત્યારે માત્ર બોંતેર વર્ષનો જવાનયો હતો (!)

મોટી વયે જવાન ઢીંગલીઓ સાથ પરણનારા જાણીતા નરોના સેંકડો દાખલાઓ વેર વિખેર થઇ પડયા છે, મગર આય કટારોપરના દબાણનો ખ્યાલ કરતાં હવે આ જવાન વર-રાજાઓના નમુનેદાર દાસ્તાનને અહીંજ પડતાં મેળીશું, અને ત્યારે જ્યારે સુધરેલી ગણાતી પ્રજાના નામાંકિત બેટાઓ પોતાની બેટી બરાબરની બાનુઓ સાથ પરણે તો પછીઓ મારા સાત વર્ષની 'અલી'ઓ સાથ પરણતા સીતેર વરના હિંદુ બિરાદરો તમારો કોણ વાંક કાઢી શકશે ? ભલેને **કરસનદાસ મુળજી** અને **માધવદાસ રૂગનાથદાસ** જેવા વિરલા સુધારકો તમને એવા કામથી વારવાને જીંદગી ભરનો બોધ આપી ગયા હોય, પણ તમારે તો બેલાશક એવાંજ લગ્નો કરવાં અને પછી સુધરેલી પ્રજાઓના દાખલા આપવામાં આવે તો આ નમુનેદાર નરોના દાખલાઓ તેઓને ફુટા મારવા !—કેમ ?

**પચીસ અને ત્રીશ વર્ષની મારી એકાદ પારસી–જરથોસ્તી બેહેન કોઇ બીફલેસ બેરીસ્ટર, યાતો આખમારૂ ડાકટર, યા ભાંગેલી ઇમારતના ઇજનેર સાથ પરણવાની પોતાની ઉમેદમાં નાસીપાસ થઇ અરધી ઘરડી જીંદગી પછી કોઈ ફીટર યા સુથાર સાથ જોડાય છે તો તમે ખીખી ખાખા કરવા પડી જાઓછો, તો મેહેરબાનો આ દાખલાઓ તરફ જરા નજર નાંખજો. ઇંગ્લાન્ડના કોઇ કોઈ ડોસાંમાયો લગ્નનાં કેવાં શોખીન હોય છે કે એક વાર નહિં, બે વાર નહિં, પણ ત્રણ ત્રણ વારબી લાગ મળતાં દાણા પડાવવા ચુકતાં નથી. તેનો ખ્યાલ આપવાને આ દાસ્તાનો પુરતાં થઇ પડશે. આ દાખલાઓમાં અજાયબી ભર્યું તો એ છે કે એ ડોસાંમાયો સાથ પરણેલા ડોસાબાવાઓ તેઓ કરતાં ઉમરમાં અરધાઅરધ નાના છે—એની ખુમારનો એક ચસ્કો !**

આવી જવાન મોટાંમાથાંમાં નામાંકિત **નાટકકાર ઍલન ટૅરી** આગેવાન જગ્યા રોકે છે. આ બાનુ ત્રણ ત્રણ વાર પરણી છે. તેણીનો પહેલો ભરથાર પેલો નામાંકિત **આરટીસ્ટ જી. એફ. વૉટસ** હતો, જ્યારે બીજી વારની પસંદગી પોતાના વખતના એક ચુનંદા **નાટકકાર ચારલ્સ ક્રેગ**પર ઉતરી હતી. આ તેણીનો બીજો ભરથાર ૧૮૮૫ માં બે બાળકનો પિતા થઇ ગુજર પામ્યો. આ બે બચ્ચાંઓ-એથી પોતાનાં માત–પિતાનાજ નાદર ધંધામાં ઝીપલાવ્યું છે. એક બેટી '**મીસ એલીઝા ક્રેગ**' એક ફતેહમંદ નાટકકાર તરીકે તખ્તાને ધ્રુજાવે છે, જ્યારે બીજો બેટો **ગોડન ક્રેગ**બી એ હુનરમાં ઘણો મચી ગયો છે અને તમાશબીન આલમ તેની ઉંચી શક્તીની જાબજા સીફારસ કરે છે. **અલેનટેરી**નો શાદી–રામશાનીનો શોખ હજુર ખલાસ થયો નહિં. ઉંચી ફેશનના પોશાકે અને પફ અને પાઉડરની મદદે હજી તેણી મરદોના જીગરમાં પોતાની સબી કોતરાવી શકી અને ઘણાક ઘરડાઓ અને જવાનિયાઓએ વારંવાર તેણીની માંગણી કર્યા કીધી. અંતે થોડા વખતની વાત ઉપરજ **જેમ્સ ક્રીયુ** આ "ઈંગ્રેજોનાં બુઢાં ગુલાબ" ને જીતી શકવાને સામર્થવાન થયો. અઢી વર્ષની વાત ઉપર તેઓનાં લગ્ન થયાં ત્યારે ક્રીયુ માત્ર બત્રીસ વર્ષનો જવાનિયો હતો, જ્યારે એલને સાઠ દીવાળીઓ જોવાનું પોતે કબુલ્યું હતું. પોતાના આ નવા પિતા કરતાં તો **ગોરડન ક્રેગ** તેનો સાવકો બેટો બે વર્ષ મોટો છે. લેવો સુધરેલા સંસારના શોખીનો! આ એક સુધરેલો સંસારી સહેરો હું તમને માન સાથ આપર્ણ કરૂં છું.

શોખીન પ્રજાના પેલાં જાણીતાં બુલબુલ **માડામ પાટી**, કે જે પોતાના મધુર હલકથી જગપ્રસિધ થઈ ગઇ છે, તે પણ ત્રણવાર પરણી ચુકી છે. તેણીને જીતવામાં ફતેહ પામેલો ત્રીજી વખતનો ઉમેદવાર જ્યારે તેણી સાથ આઠ–નવ વર્ષની વાતપર પરણ્યો ત્યારે માત્ર ૨૮ વર્ષની ઉમરનો હતો–જ્યારે તેનાં "હૈયાંના હારે" લગ્નની થોડો વખત અગાઉજ ચોપણમી સાલગ્રેહ ધામધુમથી ઉજવી હતી. આ વર–રાજાનું નામ **બૅરન રોલ્ફ સીડેરસ્ત્રામ** છે. એજ વખતે એક બીજી નામાંકિત નાટકકાર **મીસીસ લેંગત્રી**, જે તે વેળા પચાશ વર્ષની વયની હતી, તે તે વેળાના **મી૦** અને હાલના **સર હ્યુગોડહેથ** જેની વય ચોવીસ વર્ષની હતી તેની સાથ જોડાઇ હતી.

કાર્લ એસકૃંલ્ટ નામનો એક જવાન જે અઠાવીસ વર્ષની વયનો હતો તેની સાથ પરણનારી પ્રસિધ નાટકકાર મીસ મેરી ઇરવીન પચાસ વર્ષની વયની હતી.

પેલી પ્રસિધ અમેરિકન નાટકકાર લેસલી કારટર, જેણીએ થોડા વખતની વાત ઉપર "ઝા-ઝા"ના નામાંકિત ખેલમાં મુખ્ય ભાગ લઇ આખાં લંડનને ખેંચ્યું હતું, તેણી જ્યારે બત્રીસ વર્ષની વયના વિલ્યમ પેન સાથ પરણી ત્યારે પચાસ ઉપર દીવાળી જોઈ વળી હતી.

આ તો નાટકકારો સંબંધી થયું, પણ બડેખાં "સોસાયટી" બી આવાં જોડાંઓથી બાકાત રહી નથી. ૧૯૦૦ નાં સાલમાં થયલાં એક લગ્ને મંડળીમાં હોહોકાર મચાવ્યો હતો.

ઓગણીસમી સદીના એક પ્રસિધ ઇંગ્રેજ રાજ્યધીકારીની વીધવા લેડી રૂડોલ્ફ ચરચીલ, જે હાલના આપણા પ્રસિધ રાજદ્વારી મી૰ વીનસ્ટન ચરચીલની માતા થાય છે, તેણી પોતાના બેટાની વયના જ્યોર્જ કોર્નવૉલીસ વેસ્ટ નામના છવીસ વર્ષની વયના જવાનિયા સાથ બીજીવાર પરણી ગઈ હતી. પોતાનીજ વયના પિતા સાથ જ્યારે તેની માતા પરણી ત્યારે આ આજનો મહાન અધીકારી "કોલો-નીઝ"ના અંડર સૅક્રેટરીનો ઓધો ભોગવતો હતો.

નામદાર મરહુમ માતુશ્રી વિકટોરીયા જે લગ્નથી નાખુશ થયાં હતાં અને તે પછી તેઓએ તે કન્યા સાથ વહેવાર ઘણો તોડી નાખ્યો હતો તે પેલી નામાંકિત બૅરોનેસ બરડેટ-કુટસનાં લગ્ન હતાં, કે જે મરહુમ બાનુ એકસઠ વર્ષની વયે પોતાના સૅક્રેટરી એસમીડ બારલેટ નામના ત્રીસ વર્ષની વયના જવાનિયા સાથ જોડાઇ હતી. જાણીતી લખોપતી બાનુ મીસીસ ફ્રાનસીસ હોડ-જસન-બરનેટનેબી આવાંજ લગ્ન કરવાનો શોખ થઈ આવ્યો હતો. તેણીબી બાવન વર્ષની ઉમરે પોતાથી ઘણો નાનો સ્ટીવન ટાઉન-સેંડ નામનો એક કલાર્ક પરણી બેઠી હતી.

આગળે વર્ષેબી મોટા મંડળમાં ચર્ચા ઉપજાવનારાં એક એવાંજ લગ્ન થવા પામ્યાં હતાં. લેડી ટેનંટ એ વખતે મી૰ જ્યૉર્જ લબક સાથ બીજીવાર પરણી હતી. આ જોડાં વચેબી બહુજ મોટો ફરક હતો.

*

પોતાના દીકરા જેવા જવાનો સાથ પરણી બેસવાના જાણીતી બાનુંઓના બીજા ડજનબંધ દાખલાઓ વેર વિખેર થઇ પડયા છે, જે સર્વે વિસ્તારવાની જરૂર નથી. થોડાંક છેલ્લાં બનેલાં આ વિચિત્ર લગ્નોજ અત્રે ટપકાવયાં છે. હ્યો, ત્યારે જરા જરામાં તમે પારસી જરથોસ્તી બાનુઓ મોટી ઉમરે પરણે છે, તેનો બળાપો કરો છો, તો શુકરાના કરો કે આવા આવા કુધારાઓ હજી આપણા સંસારમાં પેઠસ થયા નથી! ખોદા એવાં કજોડાંઓથી મારી બેહેનોને બચાવે અને પારસી સંસારના તાળાને કંકાસ અને સંકડામણમાં નાખનારાં આવાં જોડાંણો કોમને કદી નહિં બતાવે.

"જામે જમશેદ"

---

# સંખ્યાબંધ બાયડી કરનારા થોડાક કોરગાઓ.

અત્રે કેટલીક જાતોમાં એક કરતાં વધુ બાયડીઓ કરવાનો ચાલ છે અને વારંવાર એવી ફજેતીના મુકરદમાઓ ઇનસાફની અદાલતમાં આવેલા વર્તમાનપત્રોમાં વાંચયે છીયે. અલબતાં એ ધિક્કારભર્યો રેવાજ કેળવણી અને સુધારા વધારાના આ કાળમાં ધીમે ધીમે ઓછો થતો જાય છે એ ખુશી થવા જોગ છે. જીવતી બાયડી છતાં બીજી બાયડી કરવાનો રેવાજ સુધરેલા દેશોએ રદ કર્યો છે. આપણી પારસી કોમ એ એક અતિ ગંભીર ગુનાહ ગણે છે અને તેથી પારસીઓમાં આવા દાખલાઓની ગેરહાજરી જણાય છે. કમનસીબે મોહોમેદન કોમ હજી એ અસલી રેવાજ છોડી શકી નથી એ દિલગીરી ભર્યું છે. ઉંચ જાતના હિંદુઓમાં એ રીવાજ હવે બંધ પડયો છે, તો જો કે કવચીત એવા દાખલાઓ જાહેરમાં આવે છે. એક જાણીતા ખોજા લેખકે એક રસિક વાર્તાથી એ હાંનીકારક રેવાજનો ઘણો ગંભીર અને દિલગીરી ભર્યો ચિતાર થોડુંકપર આપ્યો હતો, જે પરથી વાંચકોએ એ રસમનો ઘણોક ખ્યાલ મેળવ્યો છે.

યુરોપ અને અમેરિકામાં તો એક બાયડી જીવતી હોવા છતાં બીજી બાયડી પરણવું એ એક ગંભીર-જબુન પાપ ગણાય છે અને એવા પાપી તરફ સર્વે ધિક્કારથી જોઇ તેને કાયદાની અદાલતમાં પણ ઘસડી લાયક ફેજે પુગાડવાને ચુકતા નથી. એક ખ્રિસ્તી ખરાં જીગરથી માને છે કે લગ્નનો પવિત્ર ગાંઠ એકજ વેળા બંધાવો જોઇએ અને તે મોત શિવાય યાતો છુટા છેડા મેળવવા શિવાય તોડી શકાતો નથી. ખ્રિસ્તી કન્યા એક પરણેલા મરદની જીવતી બાયડી હયાત અને હકદાર હોવાનું જાણતાં કદીબી શોક તરીકે જવાનું પસંદ કરતી નથી. અલબત્તાં દરેક કાયદા અને રૂઢીના અપવાદ તો રેહેવાજ જોઇએ. હાલ અમેરિકાને યુરોપમાં એક નાનો બદબખ્ત ટોળો ઉભો થવા પામ્યો છે, જેઓ "મોરમન" નાં નામથી ઓળખાય છે. આ ટોળીવાળાઓ એક કરતાં જ્યાદા ઓરતોને વરવાનું પસંદ કરે છે. તેઓની સંખ્યા ઘણી નાની છે. કારણ તેઓ સામે જબરી લોક લાગણી વ્યાપી રહી છે.—મગર એતો ધર્મનાં સિદ્ધાંત સાધનો એક જુદો ટોળોજ છે. કરોડોની ખ્રિસ્તી કોમો તો આ કામને મગરજાન ગુનાંહજ માને છે. તે છતાં પણ એ સુધરેલી કોમોમાં ને ખંડોમાં પણ કેટલાક એવા ઠોરગાઓ વારંવાર પેદા પડે છે કે જેઓ એક કરતાં વધુ બાયડીઓ કરવાનો નીચ ધંધો લઇ બેઠા છે. આ બદકારો વારંવાર નિરદોષ કુમારીકાઓને લોભાવી તેઓની જીંદગી, સંસાર અને નીતિનું સત્યાનાશ વાળે છે. એવા થોડાક બદકારોને અત્રે ખડા કરીશું.

આ સદીમાં જો કોઇબી એવાં બદકારનું નામ વધુ જાણીતું થયું હોય તો તે વીટઝૉફ નામના રાશાયનનું છે. આ ઠગારો રશિયન અને ઇંગ્લીશ પોલીસોને જાણીતો થઈ પડયો છે, અને તેણે ઘણાંક કુટુંબોના નિષ્કલંક સંસારમાં બદીનો બુરો સડો ફેલાવી તેઓને પાયમાલ કીધાં છે. આ શખ્સે લગભગ સો બાયડીઓ કીધી છે, અને તેઓના ઘરેણાં ગાઠાંને હાઉ કીધાં છે. તેને પકડવા ઇનામો અને તરેહવાર લાલચો બહાર પાડવામાં આવી પણ તે પકડાયો નહિ. આખરે તે નિરદોષ કમનસીબ બાળાઓ, જેઓના સુખની તે ઠોરગાએ ધુળધાણી કીધી હતી, તેઓમાંની એક રાત અને દિવસ તેની પુઠ પકડી અને જીવના જોખમે પણ તેને સપડાવી આપ્યો.

૧૯૦૬ ના ડીસેમ્બર માસમાં અમેરિકામા આવેલી બ્રિસલની અદાલતે તેને મોટી મુદતના કેદખાનાની સજા ફરમાવી. આવી રીતે તે કોરગાની બુરી કારકીર્દીનો છેડો આવ્યો છે. આજ વખતે તેના જેવોજ રંગ-રૂપ અને ચેહેરાનો એક બાજી ખેલાડી હવે ઇંગ્લાન્ડના સંસારી તખ્તા પર પોતાનો બુરો દાવ ખેલવા ઉગી નિકળ્યો. કોઈ હાઇન કાકાએ આ વીટઝૅાફની કારકીર્દીમા ઉલટ લઇ એ ધંધામાં ઝંકાવ્યું. તે નામદારને પેહેલા તો મોટી ફતેહ મળી અને ઘણેક ઠેકાણે તો એ સાહેબને વીટઝાફજ સમજવામાં આવ્યો, અને તેથી આ હમનબદને લીધે પેલા વીટઝૅાફ પર વધુ આરોપોબી ચોંટાડવામાં આવ્યા. એક વખત આ નામદાર મનચેસ્તર ખાતે સપડાઇ ગયા અને એવીજ અફવા ઉડી રહી કે વીટઝાફ સાહેબ ઝોલાઇ ગયા છે, પણ અમેરિકાથી તાર આવ્યો કે એ નામદાર તો બે ત્રણ દિવસપર બ્રિસલ ખાતે પકડાઇ ગયા હતા, જેથી આ નવા બિસ્લુનો ભરમ ફુટી ગયો. તે નામદારને પણ તેઓના રૂડા ફેજે પોંહાચાડવામાં આવ્યા. આ જાતના ગંભીર ગુનેહગારો જેવા ધાસ્તીભર્યાં કોઇ અપરાધીઓ નથી. તેઓ સંસારમાં એટલો મોટો સટો ફેલાવે છે કે જેનો દાઘ તેઓની કારકીર્દી પુરી થવા પછીબી વર્ષો સુધી તાજો રહે છે. એઓ બહારથી ઘણુંજ હેતાળુ ભરથારો માલમ પડે છે અને ઘણુંખરા ખુબસુરત, સુધરેલા વિચારના અને કેળવાયલા હોય છે, જેથીજ ભોલી મહિલાઓ તેઓના ઝેરી વચનોનાં શિકાર થઇ પડે છે.

પ્યાર કરવો એ કાંઇ તેઓની જીંદગીમાં આવતો એક બે વારનો બનાવ નથી—એતો તેઓનો ધંધો છે. એ ધંધાનો તેઓ બારીક અને ખાસ અભ્યાસ કરે છે અને તેથી આપણા પ્યાર કરનારા સાધારણ "એમેચ્યુઅરો" કરતાં વધુ ફતેહ પામે છે !

પોતાના આ મહા અપરાધમાં ઘણીવાર તેઓ ખુનના જબુન ગુનાહેતોબી સમાવેશ કરે છે. દાખલા તરીકે હાર્ડ ફોન્ચ આપણી આગે ખડા રહે છે. આ સંસારી કીડાને બે ત્રણ વર્ષની વાતઉપર ન્યુયોર્ક ખાતે મારી નાંખવામાં આવ્યો હતો. તેણે પોતાના બહાદુર ધંધામાં પોતાની (૬૩) બાયડીઓમાંની ત્રણનાં ખુન કર્યાં હતાં.

આવોજ એક બીજો બદકાર ક્રાસમેન નામનો હતો. આ શખ્સ ઉપરા સાપરી છ બાયડીઓ પરણ્યો. એક બાઇડીને પરણ્યો તેની બીજીજ રાત્રે તે કમનસીબ બાળા નિરદોષ સ્વપ્ના જોતી હતી તેજ વેળા મારી નાંખી; તેણીના શબને એક બંધ પેટીમાં મેલી તેપર માટીથી પડ કરી નાંખ્યું અને તે પેટીને વળી પોતાના કેનઝલ રીઝ ખાતેના મકાનમાં છુપાવી રાખી પાપનો ઘડો ફુટયા વિના રેહેતો નથી. તેનું પાપ ફુટયું અને ત્યારે દુનિયાંની નામોશીમાં ફાંસીને લાકડે ચઢવા કરતાં, તે મુજીએ પોતાની બદ જીંદગીનો છેડો આપઘાતથી આણ્યો

આશિર્વાદ પામેલાં વેદક શાસ્ત્રના એક પલીદ સભાસદનુ નામ પણ આ જાતના બદકારોમાં અમર રેહેશે. ડાૅ૦ વિચ્યેનનુ નામ ૧૮૭૫ થી ૧૮૮૫ સુધી ઈંગ્લાન્ડની મંડળીમાં અતિ ઘણુ જાણીતું હતું. પોતાના હુન્નરમાં તેણે અતિ ઘણી કુશળતા મેળવી હતી, જેથી તે મોટી બાદશાહી મંડળીઓમાં પળોટાતો હતો અને પોતાના આશિર્વાદભર્યા ધંધાનાં બાહાના હેઠળ તે મુજી પોતાનું બદકામ કર્યો જતો હતો. તે પોતાના અતિ ખુબસુરત દેખાવ, આંજી નાંખનારી નાજો-અદા, ઉંચી કેળવણી, ચપળ બુધ્ધિ અને કલ્પના—શક્તિથી ઘણીક બેવકુફ, ચળકતી ચાઇ ચાઇપર ઢોળાઇ જનારી, નાદાન અબળાઓના જીગરમાં વાસો કરી શકયો હતો, અને અફસોસ કે આ બેવકુફ અબળાઓ તેને પોતાનો કરવા-તેના ચરણે પડવા કુદી રહી હતી. તેના કમઅકલી શીકારોમાં ઘણીક ડચેસો, માર્શ્યોનેસો વગરે ઉમરાવ-જાદીઓબી હતી. એક તવંગર સોનીની વિધવા પાસેથી તો તેણે ૬૩,૦૦૦) પાઉન્ડની મોટી દોલતબી ઓકાવી હતી. તેમાં એક છેલ્લી બાનુંની હાલત તો ખરેજ દયાજનક હતી. આ સાહુકાર જયારે પકડાયો ત્યારે તેણી તેની સાથ પરણીને થોડા દિવસ "હનીમુન" ગુજારવા ગયલી હતી. તેની લંબાણ તપાસ ચાલી. ઘણીક અબળાઓએ જબાની આપી કે તેણે તેઓને પરણવાનાં વચનો આપી મોટી મોટી રકમો કઢાવી હતી, અને તે વચનો પાળ્યાં હતાં નહિં. કેટલીક કમનસીબ બાનુઓને તો આ જોડાણથી બાળકોબી અવતર્યાં હતાં, જેણીઓ જબાની આપતાં શરમથી મ્હોડું ઢાંકતી હતી. આ તપાસ વેળા એક

વધુ તાજુબી ભર્યો દેખાવ રજુ થયો તે એ હતો કે, એક અતિ ખુબસુરત, તવંગર જવાન બાનું જેણી એ કોરગાની ભોગ થઈ પડી હતી, તેણી આ બદકારના ખોટા પ્યાર છતાં, અને તેણીનું નખોદ વળી ગયું હતું તો પણ તેને મદદ અને હિંમત આપવા ઓરતવાર ખડી હતી! તેણીએ તેની તરફથી બચાવ કરવા પોતાને પૈસે એક કુશળ ધારાશાસ્ત્રીને ઉભો કર્યો હતો અને કાંઈબી બારી લાવવા પાપડીની કાંની પસો વેરતી હતી. બડેખૂટ સહુવારથી મોડી સાંજ સુધી તેણી તે બેકદર આગળ ઉભી રહી તેનો એક હાથ પોતાની આંખે દાબી મધુર ચસ્મોથી તેને હિંમત આપતી હતી! અરે ઓરત! તારા જીગરને કોણ પિછાણી શકશે? અય બદકારો, એક ખરી પતિવ્રતા અને પાક દામાન ઓરતની જીંદગી–સંસારી સુખ–નીતિ સાથ ચેડાં કાહાડવાં પેહેલાં કમકમો–દુર રહો–આ ચિત્ર જુઓ અને આ ક્ષણભંગુર જીંદગીમાં એવાં બુરા પાપોના શરીક થતા ઇનસાફી કુદરતની બેઅવાજ લાકડીનો ખ્યાલ કરો–ડર રાખો. વિચેનની તપાસમાં જણાયું કે એ મુજી ઘણુજ ભપકાથી રેહતો હતો. દર લગ્ન વેળા મોટી ધામધુમ કરતો હતો અને પાદરીને પરણાવવાની આશીદાદના પચાસ પાઉન્ડ કાઢી આપતો–મગર જાહેર થયું તેમ આ પાદરીઓ સઘળા તેના મળત્યાજ હતા. નામદાર ન્યાયાધીશે એક લંબાણ ભાષણ પછી તેની બાકી રહેલી જીદગી સારી રીતે ગુજારવાના બોધ સાથે તેને એક લાંબી મુદતના કેદખાનાની સજા ફરમાવી. આ ખબર પેલી બાનું માટે ઘણીજ કાતેલ હતી. તેણી સર્વની દયા વચ્ચે બેસુદ્ધ થઈ પડી અને પછી અફસોસ દુનિયાની નજરથી ઘેલાપણાંના કંલકમાં બાકીની જીંદગી એક દિવાનશાળામાં ગુજારવા ગુમ થઇ ગઇ!

એનેજ મળતો એક દાખલો રૉબર્ટ ટેલર પુરો પાડે છે. આ નર પેલા બદમાસ તબીબ જેવો સુધરેલો અને શિખેલો નહિં હતો. તે એક બુરજીગર–ગામડયો હતો–મગર ફરેબમાં તો પોતાના આગળ થઈ ગયલા નાટકકાર જેઓજ કુશળ હતો. તેના ચેકારોમાં કારખાનામાં જતી તદનજ નિરધન પણ ખુબસુરતીના બહારમાં ઝલકી રહેલી એક ગરીબણી તે તવંગર બેપારીની સુંદરતામાં ખિલવા સુધા-

બની ઢળી જેવી બેટી સમાઈજતી હતી. આ શખ્સ જો કે માત્ર એક ખેડુત હતો, પણ ઠગાઈથી તે એક પરદેશી ઉમરાવનો સર્વથી મોટો વારસ બેટો છે એવું તેના શેકારોમાં જાહેર કરતો અને અસરબ્લા તેવી શમણાણુજ થતી. મુર્ખ ઓરતોનું એક લશ્કર તેની આસપાસ ફરી-વળતું અને તેથી તે પોતાનું ધુતવાનું કામ ખુશાળ ચલાવતો જતો હતો. દાખલા તરીકે એક બિચારી ગરીબ નોકર છોકરી પર તેણે પોતાની જાળ પાથરી અને તેનાં નામપર સાઠ હજાર પાઉન્ડની ફ્રાન્સની તેની એક જાગીર કરી આપવાની ગોઠવણ કીધી અને સીફ-તમાં તેણીએ મહા મેહેનતે જાળવેલી ચાલીસ પાઉન્ડની રકમ સાથ ફુટીશ માંપી. હવે લીવરપુલમાં આ સાહેબ આવી લાગ્યા, ત્યાં એક વિધવા સાથ ધેંગસેંગ કરી ચાલીસ પાઉન્ડ ઓકાવ્યા, અને પછી આવ્યા ન્યુકેસલ, ત્યાં ભવિષ્યના એક સસરાજીને નાહાન નહવાડયું. વળી માર્ગમાં ધામધુમથી થોડીક ધણીઆણીઓ કીધી અને તરેહવાર બાહાણાં કાઢી વંજો માર્યો, પણ આખરે એક ઠેકાણે સપડાઇ ગયા. એક બાઇએ તેવણ સામે કેસ ચલાવ્યો અને બીજી ઘણીક બાનુંઓ સાક્ષી તરીકે આવી. તેઓએ ભર અદાલતમાં ધમકી આપી કે જો તે તેઓના હાથમાં આવે તો ચુંટી પીખી બોટીએ બોટી કરી નાંખે. સારૂં થયું કે વરરાજા 'પોલીસ' ના ચાંપતા પાહારા હેઠળ હતા! તેવણને બાર વર્ષના કેદખાનાની સજા ફરમાવવામાં આવી અને બિચારી મુર્ખ બાઇઓ હાથ ઘસતી રહી ગઇ.

આવાતો ઘણાક દાખલાઓનું એક લંબાણ ટીપણું આપી શકાય, પણ તેની નેમ તો ખુલ્લી થઈ ચુકી છે, માટે આપણે અહિંજ અટકશું. આવા થોડીક હદ સુધીના દાખલાં મેં આપેલાથી આપણી સંભારણી કયાં બાકી છે? મારી હમવતન બહેનો, એવા ઠગારાઓના બહારના ભપકાથી અને જુઠી ખાતરીઓથી સદા દુર રહેવાની એક ગંભીર ચેતવણી તરીકે આ દાખલાઓ તમારી નજર સામે રાખવાની હું નમ્ર અર્જ કરીશ.

"માસિક હિંદી આરીક"

# મોહોત પછીની બેકરારી !

આ હોરંગી દુનિયાંમાં એવાંબી ઘણુંક કમબખ્ત આદમીઓ થઇ ગયાં છે કે જેઓનાં મરણ પછી તેઓનાં બાકી શરીરનાં ખાલી ખોખાંને પણ આ બોહોળી ધર્તીપરની એક જરા જેટલી જગ્યામાં કીડાઓના ભક્ષને માટે શાંતી મળવાની પણ સરજત હોતી નથી. જીવતી જાગતી જીંદગી દરમિયાંન તો હરેક હાંદેશાઓ અને આફતોમાંથી આદમીઓને પસાર થવાનું હોય છે, મગર કેટલાંકને તો મોહતના આરામ પછી તેમનાં માંસ અને હાડકાંને બી સખકરારે પડવાનો કરાર મળ્યો નથી. કહે છે કે તવારીખ કશીબી બાબદોમાં વાંઝણી નથી, ને તે ખરૂંજ હોવું જોઇએ, કેમજે એવાબી હજનબંધ દાખલાઓ તેના ભંડારમાં ભરાયા છે, જે માહેલા થોડાક પર આજે આપણે અત્રે નજર નાંખશું :—

જાણીતો ચિતારો ડબલ્યુ. પી. ફ્રીથ સારી સત્તાથી એક એવો દાખલો જાહેર કરે છે. તેને એક વેળા વિન્ડસરના સેંટ જ્યાર્જ ચેપલના એક બુઢા રખેવાલે એક 'લૉકેટ' બતાવી હતી, જેમાં માણસનાં તમામ સુકઇ ગયલાં માંસનો એક નાનો ટુકડો હતો, ને તે ટુકડો એક વારના પેલા બરા કમનસીબ રાજા ચાર્લ્સ પેહેલાનાં શરીરને લગતો હતો. તે આ બુઢાએ મરનારની યાદમાં વર્ષો સુધી જાળવી રાખ્યો હતો. તેને તે તેના બાપ તરફથી વારસામાં મળ્યો હતો.

તેણે આ 'લૉકેટ'ની તવારીખ રજુ કરતાં જણાવ્યું કે જ્યારે તેનો બાપ એક જવાન હતો ત્યારે તે, તેનો શેઠ, જે એક મોટો પાદરી હતો તેની અને રાજા જ્યૉર્જ ચોથાની સાથે "વિન્ડસર કૅસલ" માં મજકુર કમનસીબ રાજાની ઘોર ખોળવા ગયો હતો. તે ઘોર રાજાની ઇચ્છાથીજ ખોળવામાં આવી હતી. અલબત વખતનો માસની અસર તે શબપર થઇ ચુકી હતી, તોપણ તે હજુ ઓળખાય તેવી સ્થિતીમાં હતું. માથું તેના ખોખાં સાથે વળગાવીને અળગું મેલવામાં આવ્યું હતું, જે રાજાએ બારીકીથી તપાસવા ઉંચક્યું કે તેમાંની એક

આંખ તરત બહાર જમીન પર નિકળી પડી, જેથી રાજાએ બીહીને ગભરાતમાં તે ધડને જમીન પર ફેંકી દીધું, અને મારા બાપને પાછું તે 'કૉફીન' માં મુકી દેવાનો હોકમ કર્યો. હવે એ ધડ જમીનપર પડવાથી તેની બાજુ વળગી રહેલો એક નાનો માંસનો ટુકડો જમીનપર છુટો પડી ગયો, જે ઉપર ઘોર બંધ કરવા પછીજ મારા પિતાની નજર પડી, અને તેથી તે ટુકડો તેણે છુપો ઉંચકી લીધો, જે અમોએ એક યાદ તરીકે હજુ સુધી જાળવી રાખેલો છે."

એ પછી ૧૮૧૩ નાં સાલમાંજ્યોર્જ ચોથા માટે ઉપલાં દેવળમાં કાંઇ ખોદકામ કરતાં એજ કમનસીબ રાજાની ઘોર ભાંગવી પડી હતી, પણ તે તરતજ પાછી ચણાવી લેવામાં આવી હતી. કદાપી એમ કહી શકાય કે કુદરત તેના ઈનસાફમાં ગાફેલ થતી નથી. કરણીનો કાયદો તો ચાલુજ છે. બેહેસ્ત અને દોજખ—કર અને જો—વાવ અને વીણ—એ સઘળું આ દુનિયામાંજ છે.

એ મુજબ. વળી, કમનસીબ રાજા ચારલ્સને દુઃખ દેનાર તેના મોટા હરીફ ક્રૉમવેલનું શરીરબી તેનાં મોહોત પછીથી એમજ હીણાયું. તેનાં મરણ પછી થોડે વખતે ટાઇબર્ન ખાતેની તેની ઘોરમાંથી તેનું ધડ કાપી કાઢી બહાર લાવવામાં આવ્યું, ને વેસ્ટમીનીસ્ટર હૉલની ઉંચી ગેલેરીપર એક જમાના તુલક—છેક પચીસ વરસ સુધી તે ટાંગી મેલવામાં આવ્યું. અરેરે, જે નરની જીંદગીમાં તેના એક બાલને ઇજા કરવાની કોઈ હિંમત કરતું નહિં તેનું પોતાનું ડોકું તોફાંણ અને વરસાદમાં ડોળા ખાતું ત્યાં લોકોના ધિક્કાર વચ્ચે એમ હીલતું રહયું! તેનાં સગાંવહાલાં માટે તે કેવો ભયાનક ને લાગણી ઉશ્કેરનારો દેખાવ, ને એક ખરા મહાન નરની એ કેવી ક્રૂર સરજત! રે, તખ્તેફાંની!

એમ મોટાં વાવીઓડાં અને તોફાણની રાત્રે હવાના મારાથી તે ડોકું અંતે ત્યાંથી ઉડી ગયું, અને ઘણે દુર પાહારો ભરતા એક સમોસી આગળ જઇ પડયું, જેણે તે કિંમતી હદીઓ છુપીથી પોતાને ઘર લઇ જઈ પોતાનાં ધુમાડયાંમાં વર્ષો સુધી છુપાવી રાખ્યો! અંતે મજકુર સખ્સ ઘણોજ ગરીબીમાં આવી પડયો અને ખાધાના વાખા

પડયા ત્યારે પૈસા કમાવાનાં એ છેલ્લાં સાધનને **મી૦ રસલ** નામે એક ગ્રહસ્થને તેણે વેચ્યું. અને રસલનાં મરણ પછી તેના એક ગરજાઉ વારસે “ **ફલર મારકેટ** ” નજદીક એક દુકાન કાઢી નિરજીવ દામે તે પ્રજાને જોવા માટે ખુલ્લું મુક્યું. તેણે, અલબત, એક સારી જેવી દોલત એમાંથી ફરી કાહાડી. કારણ મોહોતના છાયા છતાંબી આ જંજાળી જમાનાની અવલી-સવલી તીવીમુખી અનુભવીને માર્ગે લાગેલા તે એક વારના મગરૂર અને મહાન નરના ચેહેરાપરનો કરડાસ હજી પણ તે ઘડ જણાવી શકયું હતું!

મગર અહીંઆં તે કમબખ્ત પુરૂષની મટી ઠર પડી નહિં. હવે તે **જેમ્સ કોક્ષ** નામના નાનાં પ્રદરશનના માલેકના હાથમાં ગયું, જ્યાંથી તે બસો ત્રીસ પાઉન્ડનાં દામથી કોઈ ત્રણ શખ્સોએ ખરીદી લીધુ, ને તેઓએ તે પછી **બાન્ડ સ્ટ્રીટ** નજદીક “ **મીડ કોર્ટ** ” માં એક મોટા તબુમાં પ્રજાને માટે દર માણસ દીઠ એક ક્રાઉનની ફીથી તે જોવાને ખુલ્લું મુક્યું. એમ છતાં જમાનાની ગીરદેશીમાં કંગાળ રીતે ખીગાતા આ એક વેળાના મહાન નરના મુવેલા ચેહેરાને જોવા લોકોની ત્યાં અગગાર લાગી. કમનસીબ તે માથું! કોઈ તે પર ધિક્કાર નાંખતું, કોઈ કર ને જો ના આ અચુક દાખલા તરીકે એ વાજબી ઠરાવતું, તો કોઈ વળી તેના આ અંજામ માટે મોટી દિલગીરીનો એક નિશાશો નાંખતું. આવા આવા અનેક સંજોગોમાંથી પસાર થઈ તે **છેલ્લે ડા૦ વીલકીનસન** નામના એક ભલા તબીબના સ્વાધીનમાં આવ્યું, જેણે પોતાના વૈદક સંગ્રહમાં તેને માન અને સંભાળથી જાળવી રાખ્યું અને એજ કુટુંબના વારસોને હાથ તે થોડાં વર્ષોની વાત ઉપર પણ સંભાળથી સચવાયલું હોવાનું જાહેર થયું છે.

“ **પૅરૅડાઇસ લૉસ્ટ** ” ની જગપ્રસિધ કવિતા લખી અમર થયલા પેલા **આંધળા કવિ મીલટન**નાં શરીરને બી સુખે સુવાનો કરાર મળ્યો નથી. આસરે એક સદીની વાત પર તેની ઘોર એક અંધકાર રાત્રીએ કોઈ ત્રણ છાકટા પુરૂષોએ ફોડી નાંખી, અને તેમાંથી બહલાઈ ગયલાં પણ હજી ઓળખાતાં એ કવિનાં મોંઢાંમાંથી આંઠ દાંત ખેંચી કાઢયા. એ પછી એ વાત જાહેરમાં આવી ત્યારે તે

ત્રણુમાંના લેમીંગ નામના એક લુચ્છાએ તો નફ્ટાઈથી વળી એમ પણ કહ્યું કે " અમારી મરજી તો આખું જડબુ ખેંચી લાવવાની હતી, પણ તે નિકળ્યું નહિં તેથી આંઠ દાંતો પરજ અમારે સંતોષ પકડવો પડયો!"

મજકુર છાકટાઓએ ત્યાર પછી એલીઝાબેઠ ગ્રાન્ટ નામની ત્યાંની એક ઘોરખોદુની મદદથી તે આખી લાસ પેહલે છ પેન્સ, પછી ચાર અને છેવટે બે પેનીની ફી લઈને દેખાડવા પ્રજા હજુર ખાનગી રીતે રજુ કરી, પણ તેવામાં તે વાતની સત્તાવાળાઓને ખબર પડી, જેઓએ મજકુર આસામીઓને પકડીને સખ્ત સજા કરી, અને પછી બિચારા કવિરાજનાં હાડ પાછાં ઠેકાણે પાડયાં.

બૅન જૉનસનનાં શરીર પરની થોડીક ઇધાણીઓ મેળવવા પણ એવી બાબદના એક શોખીન શખ્સે એક વાર કોશેસ કરી હતી. પોતાની નેમમાં ફાવવા તેણે તે વેળાના કબ્રસ્તાનના રખેવાલ ડીન બકલેન્ડને પોતાના હાથમાં લીધો, ને તેની મદદથી તેણે મરનારનાં શરીરપરના પોશાકની કાપલીઓ અને તેના પગનાં અને હાથના બબે આંગળાંઓ મેળવી લીધાં. આ વાત તેનાં મરણ પછીજ જાહેરમાં આવી, પણ પેલી ખોદવાયલી ચીજોનો કશો પત્તો મળ્યો નહિં.

પેલા નામાંકિત આચાર્ય બીડનાં મરણ પછી થોડીક સદીઓ વિટવા બાદ આલફ્રેડ નામના એક પાદરીએ તેની ઘોર ખણી કાઢી હતી. મરનારનું માંસ તે વેળાએ કોહીને તમામ રાખ થઇ ગયું હતું, અને થોડાક હાડકાંઓ ફક્ત તેને મળી આવ્યાં, જે જાહેર આલમને થોડો વખત બતાવવામાં આવ્યાં, અને પછી તે દરહામનાં મઠમાં તે લઈ ગયો. આ વાતને વર્ષો બલકે સદીઓ વહી જવા બાદ તે મઠમાંના એક કોઠળામાંથી તેજ હાડકાં અને મજકુર આલફ્રેડ પાદરીનું પોતાનુંજ રાખ થઈ ગયલું શરીર એક વાર ઓચીંતાં મળી આવ્યા હતાં.

બીજા જેમ્સ રાજાનું 'કૉફીન' તેનાં મરણ પછી વર્ષો સુધી પારીસનાં "ઇંગ્લીશ બેનડીકટાઇન્સ ચર્ચ" માં દાટવા વિના

રાખી મેળવામાં આવ્યું હતું—તે એટલા સુધી કે "**ફ્રેન્ચ રેવોલ્યુશન**"ના બતંગ વખતમાં કૉફીનનું શીશું વટીક ગોળીઓ બનાવવા વપડાસમાં લેવામાં આવ્યું.—ગરીબ રાજા! તેનાં શરીરને એક જરા જેવાં કોફીનની બી જાણે સગવડ સરજી ન હતી!

**ચોથા એડવર્ડ** રાજાની ઘોર **વિંડસર** ખાતે એક વખત ખોળવામા આવી હતી. એ રાજાનું શરીર શીશાંનાં કવરમાં તમામ ઢંકાઇ ગયું હતું, જેથી વખતના મારે તેની પર કેવી અસર કરી હતી તે કેહેવાઇ શકાયું નહિં, પણ રાજાના ભુરા બાલનાં ઝુલફાંઓ બહાર નિકળી આવ્યાં, જે એટલાં તો સલામત દેખાયાં કે જાણે એક જીવતાં શરપરથી તરતનાંજ તે કાઢી લેવામાં આવ્યાં હોય. **ચોથા હેનરીની** ઘોર પણ આજથી સીતેર વર્ષની વાતપર ખોલવામાં આવી હતી, અને ત્યારે તેના દાઢીવાળા ચેહેરાપર કશો પણ ફેરફાર થયલો નજરે આવ્યો નહિં. જેવો તે અસલમાં ત્યાં દટાયો હતો તેવોજ લગભગ તે ત્યારે બી રહયો હતો. એજ મુજબ **પેહેલા એડવર્ડ રાજાની** ઘોર "**સોસાયટી ઑવ ઍનટીકવેરીસ**" ની ફરમાસ ઉપરથી ૧૭૭૪ નાં સાલમાં ખોળવામાં આવી હતી અને ત્યારે તેનું શરીર, તેનો પોશાક, તેનો રાજ-દંડ એ બધાંપર પણ વખતના મારાની કશી બી અસર થયલી જણાઈ હતી નહિ. વળી ઈંગ્લાન્ડના પેલા બીજા **કમબખત રાજા જૉનની** ઘોર બી ખોલવામાં આવી હતી, અને ત્યારે તેનું શરીરની સારી હાલતમાં જળવાઇ રહેલું માલુમ પડયું હતું. ફકત તેની બાજુની તલવાર તદ્દન કીટાઈ ગયલી માલુમ પડી. ૧૮૩૮ માં પેલા "**સીંહની છાતીવાળા**" **રીચર્ડનું** શરીર ખુલ્લું કરવામાં આવ્યું ત્યારે તે બી સારી હાલતમાં હતું—જોકે તેનાં હદયને બંધ થવાને તે વખતે લગભગ છ સદી થઇ ગઇ હતી!!

આ દાખલાઓપરથી માલમ પડે છે કે મોહોતના આરામ પછી બી કોઇ કોઇ કમબખત આસામીઓને સખકરાર મળતો નથી, ને તેમનાં શરીરને પણ શાંતીમાં સુવાની સરજત જડતી નથી! દુનિયા—દુનિયા!

"ફુરસદ"

# તવારીખમાં પ્રસિધ થયલી કેટલીક કલમો.

એક મહાન બનાવની પ્રસિધતાને સબબે, તે બનાવ સાથ સંબંધ ધરાવતી વસ્તુઓ પણ પ્રસિધતાને પામેછે અને તેમનું મહત્વ વધેછે.

રશિઆ અને જેપાન વચ્ચેની લડાઇ પછીના સુલેહના કોલકરાર અમેરિકન પ્રેસિડંટની સમજાવતથી અમેરિકા ખાતે થયા હતા—એ બિના તો આપણુ સર્વના મગજમાં હજી તાજી છે, પણ તેમના સંબંધમાં એક બીજી બિના જે નોધવાજોગ થઇ પડી હતી તે એ કે ઘણાક કારખાનાવાળાઓએ પોતપોતાની સર્વથી ઉંચી બનાવટની કલમો આ મહાન બનાવનાં ઓચરિયાં ઉપર સહી કરવા માટે મુફત પુરી-પાડવાની અરજીઓ કરી હતી, એટલુજ નહિ પણ ઘણા ટુંક અરસામાં સાહાસિક વેપારીઓ તરફથી કલમો, લેખણો, વગેરેનો એવો તો ગંજાવર જથો આવી-પડયો હતો કે લાગતા-વળગતાઓ ગભરાટમાં પડયા હતા કે કઈ કલમ પસંદ કરવી. કોઇબી કારખાનાવાળાને નાસિપાસ નહિં કરવાના ઇરાદાથી પીછાંની લેખણ ("કુઇલ-પેન") વાપરવાનો આખર ઠરાવ કરવામાં આવ્યો હતો. આ તો આગળ બનતું આવ્યું છે તેમજ થયું, કારણકે કિંમતી ઓચરિયાંઓ, સુલેહના કોલકરારો, વગેરે ઉપર સહી કરવામાં આવીજ લેખણો વાપરવાનો લાંબા વખતથી રિવાજ પડયો છે. કહે છે કે આ છેલ્લી લડાઇના સુલેહના કોલકરાર ઉપર સહી કરવા માટે પ્રથમ વાપરવા-ધારેલી લેખણ પાછળથી રદ કરવામાં આવી હતી અને બન્ને તરફના સહી-કરનારા પ્રતિનિધિઓએ પોતપોતાની ખરીદેલી ખાનગી કલમો વડેજ તેપર સહી કરી હતી. બે રશિયન પ્રતિનિધિઓએ સેંટપીટર્સબર્ગની પરદેશખાતાંની ઑફિસમાંથી ખરીદેલી કલમો વડે પોતાની સહી કીધી હતી, જ્યારે જેપાનના બે પ્રતિનિધિઓએ પોતાની કલમો વાપરી હતી કે જે તેઓએ અમેરિકામાંજ ખરીદી હતી. અમેરિકન વેપારીઓએ આ કલમો કયા 'મેકર' ની હતી તે શોધી કહાડવાની ઘણી કોશીશ કીધી હતી કે તેમના સંબંધમાં જાહેર-ખબર આપવા કામ લાગે, પણ તેમાં તેઓ

ફાવ્યા નહિં. કોલકરાર ઉપર સહીઓ થવા બાદ, દરેક સહી–કરનારે પોતાની કલમ પોતા પાસ રાખી હતી. આવા કામ માટે વપરાયલી 'કલમો' ની અસલ કિંમત જોકે નહિ–જેવી હોયછે, તોપણ પાછળથી તેઓ મોટી કિંમત ઉપજાવેછે, જે નીચલી બિના ઉપરથી જણાશે.

થોડા વખતની વાત ઉપર, વિએના ખાતે એક કલમ વેચવા–મુકવામાં આવી હતી કે જે વડે ૯૪) વર્ષની વાત ઉપર પૅરિસ ખાતે થયલા પેલા કોલકરાર જેને તવારીખે "હોલી ઍલાયન્સ" નું નામ આપ્યુંછે, તેપર સહીઓ થઇ હતી. આ કોલકરારનો ખરડો ઝાર ઍલેકઝાન્ડર પેહેલા એ લખ્યો હતો અને તેપર તેણે પોતે તેમજ ઑસ્ટ્રિયાના શહેનશાહ ફ્રાન્સિસ પેહેલાએ, અને પ્રશિયાના ફ્રેડિક વિલિયમ ત્રીજાએ મજકુર 'કલમ' વડે સહીઓ કીધી હતી. આ 'પેન' કાઉન્ટ ફ્રાકેહેનેનના વારસોએ જાહેર લીલાઉંમાં વેચવા મુકી હતી અને ૧૨૫ ફ્રૅંકની 'બિડ' થી શુરૂઆત થઇ, ૮૦૦ ફ્રૅંકની કિંમતે યાને ૪૮૦ રૂપીયે તે વેચાઇ હતી.

"ટ્રીટિ ઑાવ પૅરિસ" ના જગપ્રસિધ કરાર ઉપર જે કલમ વડે ચૌદ પ્રતિનિધિઓએ પોત પોતાની સહી મુકી હતી, તે કલમ ફ્રાન્સનાં માજી શહેનશાહબાનું યુજિનીની માલેકીમાં છે. સહી–કરનારાઓ માહેલા દરેકની ખાહેશ એવી હતી કે આ ભાગ્યશાળી કલમ પોતા પાસે રાખવી, પણ શહેનશાહબાનુંની અર્જ ઉપરથી તે તેમને સ્વાધીન કરવામાં આવી હતી. આ કલમ સોનેરી રંગના ગરૂડ–પક્ષીના પીછાંની એક 'કુઇલ–પેન' છે અને તેપર સોના અને હીરાનો સણગાર કરવામાં આવેલો છે.

આવીજ એક કિંમતી 'પેન' વાઇકાઉન્ટ બેન્ગોરના કુટુંબમાં છે. આ કલમ વડે ફ્રાન્સ અને ઑસ્ટ્રિયા વચે થયલા "વિએનાના સુલેહના કોલકરાર" ઇ. સ. ૧૮૦૯ માં સહી થયા હતા. આ સુલેહથી ઑસ્ટ્રિયાના તાબેની ૪૨ હજાર માઇલ જમીન અને બે લાખ માણસોની વસ્તી બીજાં રાજ્યોને સ્વાધીન થઇ હતી. ચઢતી–પડતીનાં ચક્રમાં અનેક ફેરાવા લઇ, આ કલમ આખરે બેન્ગોરના બાદશાહી કુંટુંબના હાલના વારસ–વહાના હાથમાં આવી છે.

હજીપણ સહી કરવાનાં કામમાં તે વપરાય છે, પણ આગળ કરતાં જુદીજ કિસમની સહીઓ હાલ તેનાથી થાય છે. એન્ગોર કુટુંબનું કોઇપણ વારસ જ્યારે પરણેછે ત્યારે લગ્નની સર્ટિફિકેટ ઉપર સહી કરવામાં આ નામીચી કલમજ વપરાયછે.

ઉપલી વિગતો ઉપરથી આપણને માલમ પડેછે કે નજીવી ચીજો પણ એક જાણીતા બનાવ સાથના તેમના સંબંધ પછી કેટલી પ્રખ્યાત થાયછે અને એવી ચીજો મોંઘી કિંમતે ખરીદવાની અને અતિ ઘણી સંભાળથી જાળવી રાખવાની કંઇ અજબ જેવી હોંશ યુરોપ તરફનાં લોકો ધરાવેછે.

"નૂરેએલમ"

## વિવિધ દેશની અબળાઓની ફેશનો.

જાપાનીસ અબળાઓ પોતાના દાંતને સોનેરી રંગવામાં ખુબસુરતી સમજે છે.

ગ્રીનલૅન્ડની અબળાઓ ચહેરા બ્લુ અને પીળો રંગવામાં માન સમજે છે.

ચીનાઈ અબળાઓ પોતાની પગની પાતલીને એકદમ નાના બુટો પહેરી—દાબી દાબીને નાની કરવામાં ખુબસુરતી માને છે.

અસલની ઇરાની અબળાઓ પોતાનું નાક વાળીને ગરૂડપક્ષીની ચાંચ જેવું કરવામાં "ફૅશન" સમજતી.

રાતા બાલવાળી તર્કે અબળા એક ખુબસુરતી ગણાય છે.

પણ રાતા બાલવાળી પરશીયન અબળા એક બદસુરતી ગણાય છે.

ચાઇનીસ અબળાઓ, જેમ નાની ગોળ આંખની હોય છે તેમ વધારે વખણાય છે અને તેથી તેઓ પોતાના ભવાં તાણી તોડી નાંખે છે કે આંખો ગોળ નાની બને. આહા ખુબસુરત (!) વધારવાની વીણીઓ ને પેટની પીડાઓ તમે હવે એ "ફૅશન" ક્યારે ઉપાડી લેશો!

જો એક આફ્રીકન અબળા નાની આંખ, જાડા હોઠ, લાંબુ બેઠું નાક અને તદનજ કાળી ચામડી ધરાવે છે તો ત્યાં "બ્યુટી" ગણાય છે.

પેરૂવીયન્સ અબળાઓ પોતાના નાકમાં જાડી વીટી પહેરે છે અને જેનો ધણી વધારે વગવાળો ને ઓધેદાર હોય તે વધારે જાડી વીટી પહેરે છે.

ચાઇનીસ પઇસાદાર અબળાઓ પોતાના માથાંપર એક જાતનું સોનેરી યા રૂપેરી ખોટું બનાવેલું પક્ષી ટોપી પર પહેરે છે.

"માસિક મજાહ"

---

# રણક્ષેત્રમાંથી સાહિત્યના બાગમાં!

સાહિત્ય સાગરમાં ડુબકી મારવા પહેલાં ઘણા નામાંકિત લેખક બિરાદરોને જીંદગીના ગુજરાન યા શોખ અર્થે તરેહવાર ખેતરો ખેડવાં પડયાં હતાં. તે અમુલ્ય બક્ષેસ જેના પ્રતાપે તવારીખમાં સદાને માટે તેઓ પોતાનાં નામો અમર મેલી ગયા છે તે પોતાના માનીતાં રણક્ષેત્રમાં બહાર પડવા પેહેલાં તેઓની જીંદગીની હરીફાઇમાં તરેહવાર લડતો લડવી પડી હતી. જુદા જુદા ધંધાઓએ પણ સાહિત્ય દેવી માટે કેવા પ્રસિધ બેટાઓ મોકલી આપ્યા છે તે આપણે વારંવાર વાંચ્યે છીયે. આજે તલવાર તજી કલમ પકડનારા થોડાક બેટાઓને હાથ ધરીશું. પોતાના દેશ ખાતર હથીઆર સજનારા વિરલાઓએ ફરજવંત કારકીર્દી છોડી, સાહિત્યની તમામ એકાંત, શાંત અને ઘણીવાર લાભ વિનાના લોભવાળી જીંદગી પસંદ કરે એ આપણને અજાયબ લાગે છે, મગર સાહિત્ય માતાના પ્યારા પાસામાં દબાયલા બેટાઓમાં એવા ઘણા નજર પડે છે, જેઓએ કલમ ધરવામાં જેટલી કુશળતા વાપરી છે તેટલીજ બહાદુરી કાતીલ કટારીનો રણક્ષેત્રમાં ઉપયોગ કરવામાં પણ દેખાડી હતી.

એવા શુરવીર લેખક રાજોના આજના દાસ્તાનની શરૂઆત કાન્નતેના દાખલાથી કરીશું.

એક ફરેસ્તાઇ માશુકને હંમેશ માટે પોતાની કલમના અમર નઝરાણુંઓથી સારી આલમમાં જીવતી રાખનારો આ પ્રસિધ કવિ આશક એક શુરવીર સિપાહબચ્ચાની જીંદગી પણ ગુજારી ચુકયો હતો. તે કેમપેલડીનોની લડાઇમાં અસાધારણ બહાદુરી બતાવનારી અલ્ફ પલટણમાં સર્વેથી શુરવીર વિરલા તરીકે માન પામ્યો હતો. **કલમ તેમજ કટારી બન્નેમાં તે પુરો હતો!**

ઇંગ્રેજોની મગરૂરી, "**કાવ્યનો પિતા**" પેલો નામાંકિત **ચોસર** પણ સિપાહ બચ્ચાની લીલી સુક્કી વેઠી ચુકયો હતો. ૧૩૭૯ ના સાલની **ફ્રાન્સ** સામેની લડાઇમાં **ત્રીજા એડવર્ડ રાજા**ના લશ્કરના એક શુરા લડવૈયા તરીકે તેણે પોતાનું પાણી દેખાડી આપ્યું હતું. પોતાની ફર્જ બજાવતાં તે એટલો આગળ ધસી ગયો કે **રેટન શેહેર** નજદીક આખરે કેદ પકડાયો. લડાઇના બંધવા તરીકે થોડો વખત તેને એકાંતવાસમાં ગુજારવો પડયો. ત્યાંથી છુટયા પછી તેણે એ ધંધાને સલામ કીધી ને દેશની હોરમત વધારવા ખાતર કટારીથી ફર્જ બજાવવાને બદલે કલમથી સાહિત્યનો કોટ મજબુત કરવા રોકાયો. અંજામમાં અમર કવિતાઓ સાથ પોતે અમર થયો ને "ઇંગ્રેજી કવિતાના **પિતા**" નો માનવંત એલકાબ ધરાવી ગયો.

લેખકરાજ **બેન જોનસને** પણ લોકટંરીઝ સામેના યુધમાં એક ખાનગી સિપાહ તરીકે ફર્જ બજાવી આપી હતી. **એલગરનન સીડની** પણ **આઇરીશ** હુમલા વેળા એક સરદાર તરીકે બહાર પડયો હતો.

**ડવાનંટ** અને **લવલાસે** પેલા ઇંગ્રેજ રાજ્યના સર્વથી કમનસીબ રાજા પેહેલા ચાર્લસ તરફથી પ્રજા સામે હથ્યાર સજ્યાં હતાં. '**પીલગ્રીમ પ્રોગ્રેસ**'ના પ્રસિધ લેખક **બનીયને** પ્રજાસત્તાક સરકાર (Common wealth) તરફથી કમ્મર કશી હતી.

**ઓટવેએ ફલેન્ડર્ઝ** ખાતે લશ્કરી ફર્જેથી વિખ્યાતી મેળવી આ દાસ્તાનોમાં જગ્યા લીધી છે.

જેમ લેખક કળામાં **સ્ટીલ** પ્રસિધતા પામ્યો છે તેમ રણક્ષેત્રમાંની ફર્જમાં પણ ખાંડયો ગયો નથી. "**ગાર્ડ ગાર્ડઝ**" પલટણમાં તે એક સિપાહ તરીકે જોડાયો, પણ જાતી હુશયારી અને

બહાદુરીથી થોડા આરસામાં અમલદારની પદવી પામ્યો. **નેમુર અને વૅનલુના** ઘેરાઓ વખતની તેની સેવાઓની જબરી તારીફ થઇ. જુઓ શુરવીર સિપાહો પ્રસિદ્ધ કલમકશો પણ થઇ શકે છે!

નિંદ્રાજનક પીણાનો પ્રસિધ ને કમબખ્ત આશક પેલો સાહિત્યનો પ્રસિધ ઍટ્રો કવિ **કોલરીડજ** લશ્કરી જીંદગીની જંજાળો ભોગવી આવ્યો હતો. તેને માટે સાહિત્ય દેવીએ મોટી ઉમેદો બાંધેલી તે લશ્કરી જીંદગીએ યારી આપી નહિં. જેમ **ક્લાઇવ** કલમના ધસડબોરા કરતાં તલવાર માટે સરજાયલો હતો તે તવારીખે દેખાડી આપ્યું છે, તેમ કોલરીડજનાં નસીબમાં કટારી કરતાં કલમની સેવા ફરમાવી હતી. "**ડ્રૅગુન રેજીમેન્ટ**" માં તે ભવિષ્યનો કવિ એક સિપાહ દાખલ જોડાયો. વગર જાહેરાતના થોડાં વર્ષો તેણે એ ફર્જમાં ગુમાવ્યાં. તેના ઉપરી અમલદારનું તે કશુંબી મત મેળવી શકયો નહિં, અને તેને એ ફર્જથી ખસાડવામાં આવ્યો. કવિરાજ એ લાઇનથી બહાર પડયા. હવે કયાં શુકરવાર કરવો તેના વમાસણમાં તે પડયો. સાહિત્યના બાગ તરફ અંતે નજર ગઈ અને એ કારકીર્દી કેવી જશવંત નિવડી છે તે મારાં પ્રિય વાંચકો કયાં જાણતા નથી? તે હંમેશ રમુજથી વિચાર કરતો કે "હું ચાલ્યો ચાલ્યો સિપાહ કયાં થયો હોઇશ? મારા ઘોડાની પણ બિચારાની કમનસીબી હશે તે તેને બસ મારા જેવા ગદ્ધેસ્વાર પડયો!"

**"જ્યૉર્જીકસ ઓવ વીરજીલ"** ના ભાષાંતરને જાહેરમાં મેળનાર **કવિ સાઉધીએ** કલમસાથ પિછાણ પાડી તે પેહેલાં **દશમી ડ્રૅગુન પલટણમાં** એક અમલદારની લશ્કરી સેવા બજાવી હતી.

**વિલ્યમ કોબેટ**, એક ગ્રંથકાર તરીકે લોકનામના પામ્યો તે પેહેલાં 'પાયદલ લશ્કર'માં "**સારજંટ મેજર**" ની પદવી પામ્યો હતો.

**સ્પૅનીશ** સાહિત્યમાં પેહેલા વર્ગના નાટક લખનારા તરીકે અમર થઈ ગયલા પ્રસિધ લેખક રાજ **લોપડી વેગાએ** સાહિત્ય સાગરમાં ઝીંપલાવવા પેહેલાં લશ્કરી જીંદગીની લીલી સુક્કીને ચહતી–પહતી ભોગવી હતી. પોતાની પવિત્ર ફર્જ વેળા ઘણીકવાર તેની જીંદ-

ગીની દોરી ભયંકાર આફતનાં પતલાં સુતરપર લટકી રહેતી હતી. તવારીખમાં યાદગાર થયલા પેલા નામાંકિત કાફલા "સ્પેનીશ આરમેડા" માં પણ તે એક સિપાહ હતો. આ કાફલો એક રસિલી તવારીખ તરીકે ઇતિહાસમાં અમર છે. એક લગ્નની માંગણી ના પાડી, પ્યારની કદર નહિં બુજનારી ફેરાવન રાણીની શુદ્ધ ઠેકાણે લાવવા, પોતાના પ્રબળ પ્યારમાં નાસીપાસ બનવાથી બેમગજ થયલાં, અપમાન પામેલા, ગુસ્સાબાજ આશકરાજાના વેર લેવાના ઉપાયની એ રંગીન ખરી વાર્તા ખરેખર માણસાઇ ખવાસ અને નગાભાઇનો અજબ સબક શિખાડે છે. એ "આરમેડા"ની ખરાબી અને ધુળધાણી પછી અજબ મોજેજાથી બચી જનારા ગણ્ત્રીબાજ સ્પેનીશ કમનસીબ શુરવીરોમાં ડી વેગા પણ એક હતો. હવેજ તેણે સ્પેની જીંદગીની ખરી કિંમત પિછાણી. હથ્યારથી દેશ સેવા બજાવવાનો તેનો હવે લોભ પુરો થયો. કટારીને છોડી કલમ હાથમાં ધરી, પોતાની જીંદગીમાં તરેહવાર વિતેલી કહાણીઓને નાટક તપના દુનિયા હજુર રજુ કરી તે અંતે મશહુર બન્યો. 'સ્પેનની મગરૂરી' સરવાન્ટીશ ને તેના પાડોશી 'પોર્ટુગલની રોશની' કેમીયોસ સાહિત્યના આકાશમાં સર્વેથી ઝળકતાને આબદાર સેતારાઓ તરીકે ચમકતા થયા તે પહેલાં પોતાના દેશના બચાવનાર લશ્કરમાં સિપાહો તરીકેની ફરજ મા જાણીતા થયા હતા. છેલ્લાની યાદ આજે પણ તેની મહાન કલમના પ્રતાપે પ્રજામાં ઉલટ સાથે ઉજવાય છે. દર વર્ષે તેની જયંતી વેળા માતાઓ દુવા ચહાય છે કે તેઓને ત્યાં એવોજ બેટો અવતરે. જ્યારે પોરટુગાલ આખું પોતાના આ મહાન બેટાના માનમાં ગંભીર સરોદો ઉચ્ચારે છે, મગર અફસોસ, મરણ પછી આટલાં માનનો મેળવનાર અમર લેખક પોતે તો બેકદર દુનિયાની બેદાદી, સુસ્તી, બેવફાઇ ને નગુણાપણાં માટે અફસોસ કરતો, પોતાનું અમર લખાણ "લુઝીયેડ" ("Lusaid") આ દુનિયાના લાભ માટે મેળી, તમામ ગરીબાઈ, નાસીપાસી ને કંગાળીયતમાં માર્ગે લાગ્યો હતો! તેની કરૂણારસિક જીંદગીની તવારીખ જાણવા જોગ સફો પુરો પાડે છે, સ્પેનની મગરૂરી એક સિપાહ તરીકે તરેહવાર વીંટમ્બણાઓ ખમી ચુકયો હતો. એકવાર એક કાતીલ ગોળીએ તેનીપર હુમલો કીધો. તેને લાગ્યું

કે તે ફટકો તેની હૈયાતી બાતલ કરેછ, પણ તે કરીમે કારસાજની દયાથી કરમ સંજોગે તે ત્રણ ઉંડા જખમો સહીત બચી જવા પામ્યો અને "ડાન કવીઝોટ" ના સારી જેહાંનમા અમર થયલા કિસ્સા માટે જીવતા પામ્યો હતો, અને પોતે કલમે તેને અમર બનાવ્યો.

"દેશી મિત્ર"

---

# થોડાક કિંમતી હીરાઓ.

ટ્રાન્સવાલ તરફની જાણીતા 'કુલીનેન' હીરાની ભેટ મરહુમ નામદાર શેહેનશાહને અપાવાની ખબર થોડાં વર્ષની વાત ઉપર અત્રે ઉડી હતી. આ હીરો સઉથી મોટા કદનો ગણાય છે, તે એટલા સુધી કે એનુ વજન 'ગ્રેટ મોગલ' નાંમના જાણીતા હીરાનાં દશ નંગ સામટાં મળે તેટલુ છે. 'એકસેલશીયર' નામના અતિ પ્રસિધ હીરાનું તેની અસલ હાલતમાં એનેથી ત્રીજા ભાગ જેટલુજ વજન હતું. આ ઉપરથી એ હીરો કેટલો વજનદાર હોવો જોઇયે તેનો ખ્યાલ આવશે. આ હીરો અચાનક મળી આવ્યો હતો. "પ્રેમીયેર ડાયમંડ માઇનીંગ કંપની" ના મી૦ વેલ્સ નામના એક અમલદાર મજકુર કંપનીની એલેંડઝફોનટેન ખાતેની મીલકતમાં એક દિન ફરતો હતો તેટલાં મટોડીના એક ઢગની વચે એક ઝળકતો પથરો દીસયો સાધારણ નજરે તે એક ચળકતો પથરો હોય યા તો કાચનો ટુકડો હોય એમ લગતો હતો, પણ મી૦ વેલ્સની ચતુર આંખ્યોએ જોઇ લીધું કે તે એક અતિ ઘણું કિંમતી સર્વેથી ઉમદા ઝવાહીર હતું. ધ્રુજતા હાથોથી તે અમલદારે તે હીરો ઉંચકી લીધો અને કંપનીની વડી શાખા તરફ લઈ ગયો તેનું વજન ૧ ૨/૩ (ટરોય) પાઉન્ડ માલમ પડયું. આ અજબ જેવી શોધે હોહોકાર મચાવ્યો અને ફીસબીઓ તેની કિમત લખ્ખો પાઉન્ડ આંકવા લાગ્યા. એક અચાનક નજરે આટલો બેસુલ પથરો દુનિયાને દેખાડયો !

પણ અચાનક મળેલાં કિંમતી નંગોનો આ કાંઈ એકજ દાખલો. થી. દુનિયાનાં ઘણાંક વખણાયલાં નંગો અચાનકજ મળી આવયાં હતાં.

રશિયન ઝારોના કિંમતી તાજમાં વર્ષોથી દીપતો અને ઉમદા રોશનીથી ઝલઝલ થતો પ્રસિધ હીરો ઑરલોફ નામનો શરમ વચે બરતરફ થયલો એક ફ્રેન્ચ સિપાહ એક હિંદી મૂરતીના મોંહપરથી તફરાવી ગયો હતો. તે હીરો તે મૂરતીની આંખમાં જડયો હતો. આ કિંમતી હીરાએ એક વેળા 'કૉનટીનંટ' પર ચકચાર કરી મેળી હતી અને તે ઍમપ્રેસ કૅથેરીને નેવું હજાર પાઉન્ડ રોકડા, ચાર હજાર રૂબલ્સનુ સાલીયાણું અને રશિયન ઉમરાવના ચઢતા દરજાના ખેતાબની બક્ષેશ કરી મજકુર ફ્રેન્ચ સિપાહ પાસથી ખરીદી લીધો હતો. આ હીકમતીભરી ચોરીથી તે સિપાહ જીંદગી સુધી નેહાલ થઇ ગયો હતો—ગોયા તેનો હાલજ ફેરવાઇ ગયો હતો. આજે તે હીરો રશિયન તાજની મગરૂરી થઇ પડયો છે.

બસો વર્ષની વાત ઉપર યુરોપને એક બીજું સુંદર નંગબી હિંદુસ્થાનેજ પુરૂ પાડયું હતું. તે વેળાના મધ્રાસ શેહેરના ગવરનર મી૰ પીટે એક કિંમતી હીરો એક દેશી રાજા પાસથી વીસ હઝાર પાઉન્ડે ખરીદી લીધો હતો. તેને ઘસાવી સાફ કરાવ્યા પછી ફ્રાન્સના પંદરમાં લુઇને વાસતે ડયુક ઑવ ઑરલીયેંને પચીસ લાખ ફ્રાંકે વેચ્યો. આ હીરાની અજબ સરજતી હતી! એક વેળા દુનિયાને ધ્રુજાવનાર મહાન નેપોલિઅનની કિંમતી તલવારના મુઠપર બેસી પોતાના ચકચકીત તાપથી બધાંને બેતાપ બનાવવાનું તેનાં નસીબમાં લખ્યું હતું! તેની અસલ નહિં સાફ થયલી હાલતમાં તેનું વજન ચારસો દશ "કૅરેટ" હતું, પણ સાફ કરતાં લગભગ ત્રીજા ભાગ સુધી તેનું વજન ઘટી ગયું હતું.

નામાંકિત 'કોહીનુર' હીરાની રસિક તવારીખથી તો ઘણાંઓ જાણીતાં છે. સદીઓની વાત ઉપર ગોલકોનડાની હીરાની ખાણોમાંથી 'મહાભારત' માં અમર થયલા નાયક કરણે પેહેરવા માટે આ જવાહીર વાપરયું હતું. ત્યાર પછી રાજાઓ અને સુલતાનોને શણગારવા યા મગરૂર કરવાનું તેના બુલંદ નસીબમાં સરજાયલું હતું. શાહજેહાંન શેહેનશાહ કે જે મોરનું તખ્ત બનાવવા તવારીખમાં અમર થઇ ગયો છે, તેનાં મોરરૂપી તખ્તવાળા મોરની એક આંખમાં

આ હીરો જડાયો હતો. દિલ્લીથી મહમદશાહ પોતાની પાઘડીમાં છુપાવી એને લઇ ગયો. આ દોરંગી દુનિયાનાં ફરતાં ચક્રમાં ઘણો પિલાયા પછી તે 'ઇસ્ટ ઇનડીયા કંપની' ના હાથમાં આવ્યો, જ્યાંથી ઇંગ્રેજ તાજમાં તે થર પડયો છે. આવી રીતે આ ત્રીજો હીરોબી આપણી હિંદ માતૃભૂમીએજ પુરો પાડયો હતો. એક વખત આ કોહીનુરનું વજન આઠસો 'કૅરેટ' હતું, પણ એક ઘસનારની ભૂલથી તે બસો હેંસી 'કૅરેટ' પર ઉતરી પડયું હતું, જ્યારે છેલ્લી વખત તો તેના અસલ વજનના લગભગ આઠમાં ભાગ યાને ૧૦૯ ૧/૧૬ કૅરેટ થઈ ગયું હતું.

તેવરનીયર 'ગ્રેટ મોગલ' હીરા વિષે જાણુવા જોગ વિવેચન કરે છે. તે કહે છે કે ૧૬૬૫ ના સાલમાં આગ્રા મધે શાહાજેહાંને તે કિંમતી નંગ તેને બતાવ્યું હતું. "અસલ નંગ જે મને બતાવવામાં આવ્યું હતું." તે લખે છે, "તે અખડખાન જે શેહેનશાહના જવાહીરો રાખનારો અમલદાર હતો તે મારી આગળ લાવ્યો હતો. તે એક ઉમદા કટકો હતો, જે એક બાજુએ વધુ ઉંચો હતો, તે આબદાર પેહેલાં પાણીવાળું નંગ હતું, જે તેની અસલ અસવચ્છ હાલતમાં ૭૮૭½ 'કૅરેટ' થતું હતું. તેને સાફ કરાવવા અને ઘસાવવા હૉરટેનસીયો બોરજીશને આપવામાં આવયું હતું. આ શખસને તેની સેવાઓનું ઉલટું દામ આપવામાં આવ્યું હતું. જ્યારે તે ઘસીને લાવ્યો ત્યારે તેને જણાવવામાં આવ્યું હતું કે તે ઉલટો બગાડી લાવ્યો હતો, કારણ તેનું વજન ઘણું ઘટી ગયું હતું. તેની મેહેનતના દામ તરીકે દશ હજાર રૂપીઆનો દંડ કરવામાં આવ્યો હતો. જો તેની પાસ જાસતી પૈસા હતે તો તે હજુ વધુ દંડાતે." આ કિંમતી નંગનું શું થયું તે બરાબર જણાયું નથી. એવું ધારવામાં આવે છે કે ૧૭૩૯ ના સાલમાં નાદીરશાહે દિલ્લી લુટયું તે વેળા તે ચોરી લઈ ભાંગી નાંખવામાં આવ્યું હતું. 'સેનસી' હીરાનીબી રસિક વાર્તા જણાઇ છે. ટરકી ખાતેના ફ્રેન્ચ એલચી મશીય ડસેનસીએ તે ૧૫૭૦ માં ખરીદ્યો હતો. મજકુર એલચી પાસથી ફ્રાન્સના રાજાઓના હાથમાં તે ગયો. ફ્રાન્સના હેનરી ત્રીજા અને ચોથાના વપરાસ પછી તે

રાણી એલીઝાબેથના ઝવાહીરોમાં ઉમેરાયો. જેમ્સ બીજાએ તે પાછો ફ્રાન્સના ચઉદમાં લુઇને પચીસ હજાર પાઉન્ડે વેચ્યો. આવી રીતે એક આંટો લઈ તે પાછો ફ્રેન્ચ ધણીઓના કબજામાં આવ્યો પણ એ ધણીઓના કબજામાં તે હજુ સુધી રહેવા પામ્યો નથી. એક સદીની વાત ઉપર તે રશિયા ખાતે વસતાં ડેમીડેફ્રિ ખાનદાનમાં આવયો અને ત્યાંથી ચાલીસ વર્ષની વાતપર તે એક પુરાણાં પારસી કુટુંબમાં વેચાયો. આ ભાગ્યશાળી અને તવંગર પારસી વિરલો કોણ હશે તે કમનશીબે જણાતું નથી. આ હીરાની રસિલી તવારીખ પુરી કરવા કોઇ કાબેલ લેખક યા વાંચક એટલું જણાવવાની કૃપા નહિં કરશે કે તે પારસી ગ્રહસ્થ કોણ છે અને હજું તે હીરો તેઓ સાહેબના સ્વાધીનમાં છે કે? ખચીત કાંઇ ખુલ્લાસાને માટે આપણે આતુરતાથી થોભશું. "ફ્લોરેનટાઇન" હીરો ચારલ્સ ધી બોલ્ડના કબજામાંથી ગ્રેનસનના લડાઇનાં મેદાનમાં પડી ગયો હતો, જયાંથી તે એક સ્વીસ સિપાહને મળ્યો હતો. આ બિચારાનાં નસીબમાંજ નહિં તે થોડા તાંબાના સીક્કા ખાતર તેને નકામો પથરો સમજી વેચી નાંખયો.

"દક્ષીણનો સેતારો" યાને "સ્ટાર ઓવ સાઉથ" નામનો એક હીરો જે બરોડાના નામદાર ગાયકવાડના કબજામાં આવેલો કહેવાય છે તે બ્રેઝીલીયન નદીમાંથી એક સીધણને મળ્યો હતો. ધણીઓ ફરતાં ફરતાં તે સર સીયાજીરાવને ફાળે એંસી હજાર પાઉન્ડે આવેલો કહેવાય છે.

"જામે જમશેદ"

---

# અમેરિકન લખેશ્રીઓના વિચિત્ર શોખો.

અમેરિકા ખંડ એ પૈસાનું ધામ છે, વેપારનું મુખ્ય ઠામ છે, લખેશ્રીઓની માતૃભૂમી છે. વિલક્ષણતાનું મધ્ય બીંદુ છે. એક વિષયમાં આપણે એ દેશના કેટલાક વિચિત્ર લેહેરી બેટાઓ કેવા કેવા વિચિત્ર રંગો મેળાવડાઓ અને મેજબાનીઓમાં આમેજ કરે છે

તેનો કાંઇક વિચિત્ર ખ્યાલ મેળવી ચુકયાં છીયે. આજે એ દેશના કેટલાક મ્હારૂણુનો ખજાનો ધરાવનારા પુરસદમાં શાના શોખીન છે તે જાણીશુ.

જાણીતા લખ્ખોપતિ અમેરિકન બાપબેટાઓ, **જોન ડી રોકફેલર (જુન્યર અને સીન્યર)** ઘોડાઓના બહુ શોખીન છે. આ લખ્ખોપતિ પોતાના ધંધામાં ઘણા કંજુશ ગણાય છે, પણ પોતાનો આ માનીતો શોખ પુરો પાડવા પાપરી માફક પૈસા વેરવા જરાએ અચકાતા નથી. તેઓના કબજામાં ઉંચામાં ઉંચી જાતના ઘોડાઓ છે જેઓની સામતી કિંમત બે લાખ પાઉન્ડ અંકાય છે!

બીજો લક્ષાપતિ **જેમ્સ આરકીન** સરસમાં સરસ સરતનાં ઘોડાઓ ધરાવવા મગરૂર છે. ગંજાવર કિંમતોએ તેને એક કિંમતી સંગ્રહસ્થાન ભેગુ કર્યું છે જેની પાછળ પોતાનો પુરસદનો બધો વખત તે વાપરે છે અને તેના નિભાવ માટે પોતાની દોલતનો મોટો ભાગ દર વર્ષે કાઢી આપે છે. ઘણીક ઘોડ–દોડની સરતોમાં તેના ઘોડાઓ પેહેલા આવ્યા હતા અને સરતના મેદાનમાં તેનું નામ માનીતું છે.

**આલ્ફ્રેડ વેનડરબીલ્ટ** જેવા લખેશ્રીએ પોતાનો શોખ પુરો પાડવા પણ જર અને જોમ વાપરવા કશું પણ બાકી રાખ્યું નથી. ઇંગ્લાન્ડમાં સરત માટે જે થોડા ચુનંદા ઘોડાઓ તે લઇ આવ્યો હતો તેઓની કિંમત સીતેર હઝાર પાઉન્ડ અંકાતી હતી! એપરથીજ ખ્યાલ આવશે કે પોતાનો આ શોખ પુરો પાડવા તે પસા કેમ વેરતો હશે! બચ્ચિતજ એવું ઉડાઉપણું એક અમેરિકનજ દેખાડે!

**આરમર અને વીનેન** નામના બીજા બે જાણીતા લખ્ખોપતિનીબી મુખ્ય મોજ ઘોડાઓમાં આવી રહી છે અને પોતાના શોખો પુરા પાડવા તેઓ પોતાની બાદશાહી દોલત ખરચી નાખે છે. કહે છે કે વેનડરબીલ્ટ, આરમર અને વીનેને સાથે મળી ઘોડાઓના પોતાના શોખ પાછળ લગભગ ત્રીસ લાખ પાઉન્ડ ખરચી નાંખ્યા છે.

જેવા કમાવે ખાં તેવાજ ખરચવેબી બહાદર!

લખ્ખોપતિ અમેરિકનોનો શોખ ઘોડામાંજ આવી રહ્યા નથી. તેઓ ઘણી રીતે શોખીન છે. **થીયોડોર એ. હેવમેયર** નામના

લએશ્રીનો મુખ્ય શોખ મરઘાં, બતકાં, ગાય-ઢોર પાળવાનો છે એ પોતાનો શોખ અમલમાં મેળવા તેને એક ગંજાર ડેરી-ફાર્મ ઉભું કર્યું છે. મજકુર ફાર્મ ત્રણ હજાર એકરનો વિસ્તાર ધરાવે છે અને તેની પાછળ તેને પચાસ હઝાર પાઉન્ડ ખરચ્યા છે. પણ આ શોખ તેને કાંઈ તદનજ ભારી પડતો નથી. તે તો ઉલટો થોડી આવકબી તેને લાવી આપે છે, કારણ દુધ, માખણ, ઇંડાં વગેરેને વેચતાં તેને લગભગ દરવર્ષે પંચોતેર હઝાર રૂપ્યા મળે છે.

આએ રીતે આ ઠાવકો અમેરિકન પોતાનો શોખબી પાર પાડવા સાથેજ વળી ધંધાદારી રીતે રોકેલા નાણાનું વ્યાજબી ઉપજાવે છે.

**જેમ્સ જે. હીલ** નામનો બીજો જાણીતો કરોડપતિબી ખેતી-વાડીનો બહુ શોખીન છે. તેને ગામેડેની ખેડુત જીંદગી ગુજારવા બહુજ ગમે છે અને પોતાનો બાદશાહી મેહેળ અને વાડી બંગલા, ગાડી-ઘોડા, ચાકર-નફર છોડી વારંવાર તે સાદી ખેડુતની જીંદગી ગુજારવા જાય છે. મીનેઝોતામાં નોર્થ ઓકસ ખાતે પાંચ હજાર એકર જમીન રોકી તેને એક મોટું ખેતર બનાવ્યું છે, જ્યાં જાતજાતના ધોરોનું એક સંગ્રહસ્તાન ભેગું કર્યું છે. વળી કુકસ્ટન ખાતે તેને એક મોટું દાણા ઉગાડવાનું ખેતર સ્થાપયું છે, જ્યાં વર્ષમાં ઘણી વાર તે શેહેરી જીંદગીથી કંટાળી એકાંતવાસમાં જાય છે અને એક સાધારણ ખેડુત માફક ગધઇ વહીતરૂ કરી પસીને ગરકાવ થઈ જતો તે ગામડયાઓની નજરે પડે છે. સુખ આબાદી છતાં તે આવી મેહેનતમાં મોજ માને છે. કેવો વિચિત્ર અમેરિકન બેટો! પૈસાના આરામમાં નરમ બિછાણાપર અરડાતા અને આળસાઇમાં માસના લોચા વધારતા ઓ ધનદયો, તમને આ સાદો પણ વિચિત્ર પુરૂષ કેવો ધડો બેસાડે છે! **મી॰ હેરીમન** કે જે આ આપણા હીલનો જાહેર જીંદગીમાં મોટો હરીફ ગણાય છે તેબી ખેતીવાડીનો શોખીન છે. ડકસેડો ખાતે તેને એક મોટો બાગ બનાવ્યો છે. જ્યાં ઝાડોની તરોતાઝગી ભરી હવા અને સુવાસમાં એકલો ફરવા અને ઇશ્વરની સ્તુતીના અને કુદરતની ખુબસુરતીનાં ગાયણો ગાવામાં, ફુલ ફલો તપાસવામાં, તેઓની જીવન-ક્રિયાનો અભ્યાસ કરવામાં તે પોતાના ફુરસદના ઘણાક કલાકો કાઢે છે તે તેની જીંદગીની મોજ છે.

ખેતીવાડી અને જનાવરો ઉપરાંત અમેરિકન લખેશ્રીઓ દરિયાઇ મજાહનાઓ ઘણા શોખીન છે અને તે પાછળથી ધુમ દોલત ગુમાવે છે. પોતાની મોજ મજાહ ખાતર તેઓએ લખ્ખોને ખરચે મોટી મોટી દરિયાઇ મેહેલ જેવી સ્ટીમરો ખાસ બંધાવી છે. આ 'સ્ટીમરો'માં પૈસો મેળવી શકે તે દરેક સગવડ કરવામાં આવે છે, ડાઈનીંગરૂમો, ડ્રોઇંગરૂમ, બીલીયર્ડ રૂમ, થીયેતર વગેરે વગેરે મોજ–મજાહની દરેક સામગ્રી પુરી પાડવામાં આવે છે અને મિત્ર મંડળની મોટી 'પાર્ટી' સાથ વર્ષના ચોક્કસ મહીનાઓ તેઓ તરેહવાર ઠેકાણે ફરતા ફરે છે. તેઓની 'સ્ટીમરો' જોવી એ એક મોજ ગણાવી જોઇયે, કારણ એવા સુખ અને શાંતીના પહાડો, દોલત અને લક્ષમીની નિશાણીઓ દેખાડતી જળરથો જોવા આપણા ગરીબ દેશને સદીઓ બલકે જમાનાઓ થોભવું પડશે. અમેરિકનોએ પોતાનો આ શોખ પુરો પાડવા માટે એક 'ફેશનેબલ' કલબ ઉભી કીધી છે, જેના સભાસદો બધા લખેશ્રીઓજ છે અને તે બદેખાં મંડળમાં "**ધી ન્યુયોર્ક યાટ કલબ**" ને નામે ઓળખાય છે. સાહિત્યને ઉતેજણ આપનાર તરીકે જુની ચીજો લખ્ખો રૂપ્યા આપી ખરીદી લેનાર તરીકે જાણીતો થયેલો પેલો અમેરિકન ધનાઢ્ય—**મી૦ પીયરપંટ મૉરગન** એ કલબનો 'કોમોડોર' છે, જ્યારે બીજા આગેવાનો તેને મદદ કરે છે. આવા શોખીનોમાં **મી૦ ઇઝલીન** નામનો લખેશ્રી સૌથી જાણીતો છે, જેની 'યાટ'માં વારંવાર અમેરિકન પ્રેસીડંટ વટીક સેહેલગાહે જાય છે. **મી૦ ગૉરડન બૅનેટ**બી આવી જાતના શોખીન પુંજારી તરીકે જાણીતો છે. તે પેહેલ વહેલો અમેરિકન લક્ષાપતિ છે, જે **પોતાની** બાદશાહી આગબોટમાં પેહેલ વહેલો ઇંગ્લાન્ડની મુસાફરીએ આયો હતો.

**વીહીટની** નામનો એક અમેરિકન શ્રીમંત શીકારનો અતિ શોખીન છે અને તે શોખ પુરો પાડવા તેને પોતાની લખ્ખો રૂપ્યાની જાગીરો તોડી નાંખી બીયાબાન જંગલમાં ફેરવી નાંખી છે અને તેમાં શીકારને લાયક અનેક જાનવરો અને પક્ષીઓ ભેગા કરવામાં આવ્યાં છે. આ શોખ માટે તે પાપરીની કાંની પૈસા વેરે છે.

**પ્લીન્ટ** નામનો જાણીતો અમેરિકન કરોડાપતિ, જે ત્યાં "**રબર–કીંગ**" તરીકે જાણીતો છે, તે પણ મોટા શીકાર કરવામાં

જીંદગીની મોજ માને છે અને એ શોખ પુરો પાડવા તે અમેરિકાના એક નાંકેથી બીજે નાંકે સુધી ફરી વળે છે. પોતાની ફુરસદનો મોટો વખત તે બંદુક ખભે મારી શીકારોની પાછળ ભટકતો ફરતો હંમેશ નજર પડે છે.

આપણને સર્વેને જાણીતા રોકફેલર અને કારનેગીની મોટી મોજ ગોલ્ફની રમત છે. રોકલફેલર જેવો પોતાના ઘોડાઓથી છુટો થાય છે કે આ સુંદર રમત રમવા ઉતરી પડે છે.

મી૦ મરચંટ નામના લખ્ખોપતિને સૌથી ભપકાદાર મકાનમાં રેહેવાનો લોભ છે અને આ લોભ પુરો પાડવા તેણે નાદર રકમો ખરચી નાંખી છે. તેનો મેહેલ હુનરમંદી અને ભપકાનો એક આઈનો છે, જે તેના માલેકની આબાદી પોકરાવે છે. આ મેહેલ કેટલો કિંમતી હશે તેનો એટલા પરથીજ ખ્યાલ આવશે, કે તેના આલીશાન મેહેલના એક ખાનગી સુવાના ઓરડાનીજ કિંમત ૩૦ લાખ રૂપ્યા અંકાય છે, જ્યારે તે જે ઘોલ્યાપર સુવે છે તેને માટેજ તેને ૩૮ હજાર પાઉન્ડ કહાડી આપ્યા હતા! કહો, શું ખરચશો ?

પીયરપંટ મૉરગનનું નામ કોણે સાભળ્યું ન હશે? આ એક વિચિત્ર અમેરિકા દેશનો વિચિત્ર હાતમ બેટો છે. દર મીનીટે તે નાણાંનો ઢગ ભેગો કરતો જાય છે અને દર મીનીટે પાપરીની માફકજ ખરચતોબી આવે છે. તે પ્રસિધ નરોની યાદગીરીની ચીજો, આગળ થઇ ગયલાં નામાંકિત લખનારાઓના હાથે લખાયલાં યા તો સૌથી પેહેલાં છપાયલાં જુના પુસ્તકોની કવચીત મળતી નકલો, તવારીખ સાથ સંબંધ ધરાવતી કિંમતીમાં કિંમતી ચીજો મોટી રકમો આપી ખરીદ કરે છે. આજ સુધી આવાં કિંમતી સાટાંઓ પાછળ તેણે ૧૦ લાખ પાઉન્ડ યાને દોઢ કરોડ રૂપ્યા ખરચ્યા છે.

આ સંગ્રહમાં એક કિંમતી ચિત્ર છે, જેને માટે તેને એક લાખ પાઉન્ડ કાઢી આપ્યા હતા! જ્યારે "ઇવેનજેલીયા ક્વેટયર" નામની એક સદીઓની આગમચ બહાર પડેલી કિંમતી કેતાબના હસ્તકત માટે દશ હજાર પાઉન્ડ આપ્યા હતા! કેવો ઉદાર દીલનો બબજપતિ! નામાકિંત નરોની યાદદાસ્ત સાચવી રાખવામાં તે કેવી મગરૂરી માને છે તે જુવો!

એ હિંદના નામાંકિત બેટાઓ! તમારી યાદગીરીની ચીજો ગંજાવર રકમોએ ખરીદી લેય એવો એક નામાંકિત **પીયરપંટ મૉરગન** બહાર પડતાં હજુ કેટલી સદીઓ જોઈશે?

ખચ્ચિતજ અમેરિકા, તારી મોટાઇ, આબાદી, જાહોઝલાલી, શોધખોળ, બુલંદી, ઉદારતા, ઉડાઉપણાંની બરોબર ઉતરતા કોઈબી સુધરેલા દેશને સદીઓ જોઈશે, જ્યારે ગરીબ હિંદુસ્તાન માટે તો એવો વખત સ્વપનોજ છે!

"માસિક હિંદી-આફ્રીક"

# ડૉ૦ ઑલીવર ગોલ્ડસ્મિથ.

## એક જાંણવાજોગ ટુંક જીવણ—ચરિત્ર.

આ કુશળ કવિ-લેખક **આયરલાન્ડનાં લૉંગફર્ડ** પ્રગણાનાં **પાલાસ** નામે ગામડામાં ૧૭૨૮ ના નવેમ્બર માસની ૨૯ મી તારીખે જનમ્યો હતો. તેના જન્મ-દિવસને વાસ્તે હજુ વિદ્વાનોમાં મતફેર છે. કેટલાક એનો જન્મ ૧૦ મી તારીખે થયલો ગણે છે. પ્રોફેસર (લૉર્ડ) **હેનરી મૉરલી** "ગોલ્ડસ્મિથની જીંદગી" નામની કેતાબમાં તેનો જન્મ ૧૦ મી તારીખે થયલો જાહેર કરે છે, ને મી૦ બ્લેકી, મી૦ સ્ટુઅર્ટ, મીસીસ હેનાડીલ વિગેરે લેખકો ઉપલાં મતને ટેકો આપે છે, કે જ્યારે ગોલ્ડસ્મિથનો ઈષ્ટ મિત્ર ડૉ૦ જૉનસન એનો જન્મ ૨૯ મી તારીખે થયલો જણાવે છે. સેન્કી નામનો વિદ્વાન પણ ડૉ૦ જૉનસનનેજ ટેકો આપે છે. ડૉ૦ જૉનસન આપણા કવિ-લેખકનો મિત્ર હોવાથી તેનું મત આપણને માનવું જોઈયે.

**ઑલીવર** ગોલ્ડસ્મિથનો પિતા **ચાર્લ્સ** ગોલ્ડસ્મિથ નામનો એક પાદરી હતો. તેની માતાનું નામ **ઍની** હતું, જે પણ **ઑલીવર જોન્સ** નામના એક પાદરીની બેટી હતી, અને તેઓના બેટા આપણા એ કવિ-લેખકને જન્મથીજ કવિતાઓ જોડવાનો શોખ

હતો. જેવું તે થોડું લખતાં શિખ્યો કે તેણે કવિતાઓ જોડવી શરૂ કીધી; અને જોકે એ જોડેલી કવિતાઓ કાંઈ એકદમ સુંદર ન હતી, તો પણ એક આંઠ વર્ષની અંદરની વયનાં બાળક માટે ખચિત તે તારીફ લાયક હતી. ૬ વર્ષની વયે તેને એક **થૉમસ બાઈરન** નામના જુના લશ્કરી અમલદારની નિશાળમાં મુકવામાં આવ્યો. આ શિક્ષક અગાઉ એક લશ્કરી અમલદાર હોવાથી પોતાના બતુકલા, કોમળ શિષ્યોને બી તે લશ્કરી સિપાહ માફક ગણી તરેહવાર "ડ્રીલ" શિખવતો હતો. પોતે અગાઉ લડાઈઓમાં કેવી બહાદુરી કીધી હતી, પોતાની તલવારના ફટકાઓથી કેટલા બધા જાન લીધા હતા વગેરે પોતાનાં પેહેલવાનગીરીનાં બ્યાન તે નાનાં બાળકો આગળ તે કલાકોના કલાકો સુધી કરતો, ને છોકરાઓનો મોટો ભાગ જ્યારે શિક્ષક સાહેબ આ દાસ્તાન ચલાવે ત્યારે ખુશાલ ઉંઘતો ત્યારે આપણો કવિ આ બધું બ્યાન ધ્યાનથીજ સમજતો, અને પોતાની ઘણીક કવિતાઓમાં પોતાના આ મહાન શિક્ષકને તે ઘણું હેતસાથ યાદ કરે છે. તેને એમ છતાં આ નિશાળમાં સારો અભ્યાસ કર્યો. વળી તેની માતાએ તેની ચપળતા જોઈ તેને **રેવરંડ મી૦ વાઇલ્ડર** નામના એક ગરમ સ્વભાવના શિક્ષકના ખાનગી વર્ગમાં મુકયો, પણ ત્યાં એ શિક્ષક ને શિષ્ય વચ્ચે સારો એખલાસ નિભ્યો નહિં. ઑલીવર તે વખતે ગાનારાઓને ૬) પેની લઈ ટુંકી કવિતાઓ જોડી આપતો. હવે એક દિવસે રાતના પોતાની કવિતાઓ કેમ ગવાય છે તે જોવા જવાન ગોલ્ડસ્મિથ પોતાના થોડાક ગોઠયાઓ સાથ મોહલ્લાઓમાં ગયો. તેઓની ગેરહાજરી કમનસીબે પેલા ગરમ સ્વભાવના શિક્ષકને માલમ પડી, જેનું પરીણામ એ આવ્યું કે શિક્ષક સાહેબ એક મોટી નેતર લઈ બીજા થોડાક છોકરાઓ સાથ ગોલ્ડસ્મિથ ને તેના સાથીને પકડી લાવવા ગયા. તેઓને પકડી લાવવામાં આવ્યા, ને બિચારા આપણા ગોલ્ડસ્મિથ સાહેબને સારી તરેહથી નેતરો જમવી પડી!

ગોલ્ડસ્મિથના ફુવા રેવરંડ થોમસ કેનેટરીનનો આપણા કવિપર બહુ પ્યાર હતો. અને તેનો પિતા માત્ર વર્ષે ૪૦ પાઉન્ડજ કમાતો હોવાથી શિખવાનો બધો ખર્ચ આ ભલો થોમસ ફુવોજ પુરો પાડતો. આખરે જાતજાતનાં મસ્તી તોફાનો પછી ઑલીવર વિદ્યા-

શાળામાં જોડાયો. ૧૮૪૭ માં જ્યારે તે ફક્ત ૧૯ વર્ષનો હતો ત્યારે તેનો પિતા મરણ પામ્યો, અને તેનો ભાઇ હેનરી વર્ષે ૪૦ પાઉન્ડની આવકવાળી જગા પર નેમાયો, જેથી તેનું કુટુંબ બેલી-મેહોન ખાતે એક નાનાં ઘરમાં આવી રહ્યું.

૧૭૪૯ ના ફેબ્રુઆરી માસની ૨૭ મી તારીખે ડબલીન ખાતે તે **બી. એ.** થયો. તેણે પોતાના કુટુંબની ઈચ્છા મુજબ પાદરી થવાને માટે ઉમેદવારી કીધી, પણ તેમાં તે નિષ્ફળ નિવડયો. તે તેના ફુવાની ભલામણથી **મી૦ ફ્લીન** નામના ગ્રહસ્થના કુટુંબમાં દોઢ વર્ષ સુધી એક શિક્ષક તરીકે રહ્યો. અહીં સારૂં નાણું તેણે એકઠું કીધું, પણ એક દિવસે સાધારણ પાણાં રમતાં એકે જરા રમવામાં ધાપી કીધી એટલે આપણા કવિએ તેની પર પાણા છુટાં ફેંકયા અને ગાળ દઇ ત્યાંથી ચાલતી પકડી. આ વેળા તેની પાસ ૪૦ પાઉન્ડ હતા, જે લઇ તે ઘર આવવા નિકળ્યો, પણ રસ્તામાં એક ગરીબ અબળા પોતાના આંઠ છોકરાં સાથ રડતી, ભૂખી બેઠી હતી તેની હાલત જોઇ તેના મનમાં દયા ઉપજવાથી તે બધા પૈસા તેણીને આપી તે ખાલી હાથે પોતાને ઘેર પાછો ફર્યો. તેની માતા તેને ખાલી હાથે આવેલો જોઇ ઘણી ગુસ્સે થઇ, અને આપણા કવિએ જ્યારે બધી બનેલી વાત કહી ત્યારે તો તેણી એકદમ ચીરડાઇ, પણ આખરે તેના ભલા ફુવાની મદદથી તેઓ વચ્ચે શાંતી ફેલાઇ.

હવે તેના ભલા થૉમસ ફુવાએ તેને ધારાશાસ્ત્રીનો અભ્યાસ કરવા માટે લંડન મોકલવાનો વિચાર કીધો. બધી તૈયારી થઇ, અને ઑલીવર બુઢા થૉમસ ફુવાએ આપેલા ૫૦) પાઉન્ડ સાથ ધારાશાસ્ત્રીનો અભ્યાસ કરવા માટે લંડન જવા ઉપડયો. રસ્તામાં કેથે તેને એક ઠગ મળ્યો, અને તેણે તેના બધા પૈસા એક રાતે પચાવી પાડી ત્યાંથી ચાલતી પકડી. ગરીબ બિચારો ગોલ્ડસ્મિથ! પાછો ખાલી હાથે તે ઘેર આવ્યો, ને તેની માતા તેને એમ ખાલી હાથે આવેલો જોઇ અતિ ઘણી ખફા થઇ. તેણીએ હવે તો તેને ઘેરમાંથી કાઢીજ મુકવાનો વિચાર કર્યો, અને ખુદાએ તેને ઘેર એક એવો કસોજી પુત્ર આપ્યો તેથી તે અતિ દીલગીર થઇ. આ વખતે બી ભલો થૉમસ ફુવોજ પાછો તેની મદદે આવ્યો, અને તેણે ધીરજ આપી તેની માતાને સમજાવી

લીધી. તેણે કહ્યું, "મારી ભલી ઍની, ખુદા પર ઇતબાર રાખી ધીરજ ધર. મને ખાત્રીથી લાગેચ કે આપણો ઑલીવર અફસોસ કરવા જોગ છોકરો નથી. યાદ રાખજે કે એજ છોકરો એક દિવસ એવો મહાન પુરૂષ થશે કે જેથી આપણું આખું કુટુંબ પરિવાર માન પામશે. યાદ રાખજે, વ્હાલી બેટી, કે એ એક નામાંકિત ગ્રંથકાર તરીકે નામવર નરોની સંફમાં બિરાજવાને લાયકનો થશે." તેની માતા આ સાંભળી ખાલી હસી, અને ઑલીવર કોઇ દિવસ એવો થાય એ તેણીને તદન અશકત લાગ્યું. પણ હા! તે શુભ શબ્દો જલદીજ ખરા પડયા. તેના ફુવાએ હવે વિચાર્યું કે તેનો ભત્રીજો તબીબ તરીકે કદાચ ખિલી નિકળે. આ વિચાર તેણે ઑલિવરને જણાવ્યો, અને તબીબની લાઈન માટે અભ્યાસ કરવા તેને સમજાવ્યો.

૧૭૭૨ માં આપણો ઑલીવર તબીબી અભ્યાસ કરવા માટે પોતાના ભલા ફુવાના પૈસાથી ઍડીનબરો જવા ઉપડયો. દોઢ વર્ષ તેણે અભ્યાસ કરવામાં અહીં ગુજાર્યો, પણ કાંઇબી મેળવ્યું નહિં. તેને અહીં નવાં સુંદર કપડાંઓ પેહેરવાનો નવો શોખ લાગ્યો. તે બહુરંગી ડગલો પેહેડવાનો અતિ શોખ ધરાવતો હતો, અને આવા શોખને લીધે તેણે મોટું કરજ કર્યું. વળી તેની માતા બહુ ચીરડાઇ ને ગરીબ ફુવા થોમસે તેનું કરજ ભર્યું ને વળી બીજા ૩૦૦ રૂપ્યા આપી તેને વધુ અભ્યાસ કરવા માટે લાઇડન મોકલ્યો. અહીં બી તેણે પોતાનો વખત ફોકટમાંજ ગુમાવ્યો. એક દિવસ એક તેનો મિત્ર માંદો પડયો જેને કાંઈ એવું ઔષધ તેણે આપ્યું કે તે બિચારો તેના ઔષધથી રીબીને મરણ પામ્યો. ગોલ્ડસ્મિથને તેથી પકડવામાં આવ્યો ને અતિ ઘણી મહેનતે તેને છોડવામાં આવ્યો. હવે તેણે વઈદક પાઠ-શાળા છોડવાનો વિચાર કીધો, અને ગજવાંમાં એક અરધી બી નહિ હતી એમ છતાં યુરોપની મુસાફરી કરવાનો તેણે ઠરાવ કીધો. આ વેળા એક જરમન મુસાફર આલતો આખી દુનિયાની મુસાફરીએ નિકળ્યો હતો તે જોઈ આપણો કવિ ગોલ્ડસ્મિથ બી ગજવાંમાં ખાલી એક પેની લઇ વાંસળી વાજીંત્ર સાથે યુરોપની મુસાફરીએ જવા નિકળ્યો. તેણે જુદા જુદા દેશોનો પ્રવાસ કર્યો, અને એમ કરતાં વિવિધ મહા-ત્મા લોકોના તે સમાગમમાં આવ્યો. તે પછી ઈંગ્લૅન્ડને પાછો ગયો

ઍન્ટવર્પ અને લુવેંન ખાતે તે ગયો, ને અહીંથી પારીસ આવ્યો. આ શહેરમાં પેલા ખુદાને નહિં માનનારા પ્રખ્યાત નાસ્તિક વૉલટૅર સાથ તેને ઓળખાણ પડી. અહીંથી તે સ્વિટ્ઝરલાન્ડ આવ્યો, ને ત્યાંથી જીનીવા ગયો. પીયેડમોંટ, મીલૅન, વરોના, પૅડુઆ, મૅન્ટુઆ, ફ્લોરેન્સ વગેરે સંખ્યાબંધ શેહેરોમાં તે એજ મુજબ રખડયો. તે પોતાનાં ગુજરાણ જોગું અને મુસાફરીનો ખરચ વાંસળી વજાડી મેલવતો રહ્યો હતો. કોઈક વેળા દિવસો સુધી તે ભૂખ્યો ને તરસો બી રખડતો. કોઈક ગામડાંઓમાં ગરીબ ગામડિયાઓ તેને ઉતારો આપતા અને તે વાંસળી વજાડી તેઓને ખુશ કરતો. આ પ્રવાસમાંજ તેણે પોતાની પ્રખ્યાત કવિતા "**પ્રવાસી**" યાને "**સંસાર સાગરનું અવલોકણ**" (**Traveller**) મનમાં રચવા માંડી. ફેરીનથીઆમાં રખડતાં મુસાફરી દરમિયાંન એક રાત્રે અતિ વરસાદ હોવાથી તેણે એક ગામડિયાનાં મકાનનું બારણું થોકી એક રાત થકી આશ્રય માંગ્યો, પણ તે ગામડિયાએ તો તેને ધમકાવીને કાઢી મુકયો. આથી પોતાની "**પ્રવાસી**"ની કવિતામાં તે ગામડિયાને માટે એ કવિ નિચે મુજબની લીટીઓ વાપરે છે :—

"Or onward, where the rude Carinthian boor
Against the houseless stranger shuts the door"

ઘણાક દેશોમાં તેને પ્રવાસ કર્યો, અને તેઓમાંના ઘણાકનું રસિક વર્ણન તે પોતાની કેતાબોમાં કરે છે. આ તેના પ્રવાસમાં કોઈક ઠેકાણેથી તે "**એમ. ડી.**" ની વૈદક "**ડીગ્રી**" લાવ્યો, અને પોતાનું નામ તેણે તે ઉપરથી "**ડૉ૦ ઑલીવર ગોલ્ડસ્મિથ એમ. ડી.**" રાખ્યું. આજ સુધી અજાયબી રહી છે કે એ "ડીગ્રી" એને કેમ ને કયાં મેળવી? ડોવરથી તે આખરે ૧૭૫૬ ના ફેબ્રુઆરી માસમાં લંડન પાછો આવ્યો. આ વેળા તેની વય ૨૮ વર્ષની હતી. પહેલાં તે એક વૈદને ત્યાં ચાકરી રહ્યો, ને ત્યાર પછી પોતે તબીબ તરીકે થોડો વખત ધંધો ચલાવવા લાગ્યો. ત્યારપછી તે છાપનાર તરીકે રહ્યો. અહીં પણ તેનું કાંઈ ચાલ્યું નહિં ત્યારે **ડૉ૦ મીલનર** નામના જાણીતા લેખકની એક ખાનગી નિશાળમાં તે શિક્ષક તરીકે રહ્યો. અહીંજ તેને તેના

ઇષ્ટ મિત્ર ડૉ૦ જૉનસન સાથ પિછાણ પડી ને થોડાક વખતમાં તેઓ જાની દોસ્તો થઈ પડ્યા.

ડૉ૦ મીલનરે તે વખતના પ્રસિધ ગ્રંથકાર **મી૦ રાલ્ફ ગ્રીફીન** સાથ તેની ઓળખાણ કરાવી. મી૦ ગ્રીફીન તે વખતે જાણીતાં "**માસિક ટીકાકાર**" નામના ચોપાન્યાંનો અધિપતિ અને માલેક હતો. મી૦ ગ્રીફીને હવે ઑલીવરને લખાણ કરવાનો ધંધો લેવા સમજાવ્યો, અને તે ઉપલા માહવારીનો એક પગારદાર લખનાર નેમાયો.

ખરૂં જોતાં અહીંથીજ તેની સાહિત્યની કારકીર્દી શરૂ થાય છે, કેમકે તે ત્યારપછીજ એક વખણાયલા લખનાર તરીકે પોતાની ખુદરતી શકિતથી ખિલી નિકળ્યો. ડા૦ મીલનરનાં ચોપાન્યાંમાં લખનાર તરીકેની નેમણુંક થયા પછી તેણે પોતાની પહેલી જાહેર કેતાબ બહાર પાડી. આ કેતાબનું નામ "**ઍનકવાયરી ઇનટુ પ્રેઝંટ સ્ટેટ ઑવ પોલાઇટ લર્નીંગ ઇન યુરોપ**" ('**Enquiry into Present State of Polite Learning in Europe**") છે. ૧૭૫૯ માં આ ચોપડીના બહાર પડવાથી તે એક સારી આશા આપનાર લેખક તરીકે જાહેર થયો.

૧૭૫૫-૫૯ ના સાલમાં થોડીક ટુંકી બાબદો પણ તેણે રચી હતી, જેમાં "**ચીનાઇ પત્રો-લખનાર દુનિયાનો વતની**" પ્રખ્યાતી પામી હતી.

હવે તેની હાલત જરા સુધરવા માંડવાથી તે **ફ્લીટ સ્ટ્રીટના** "**વાઇન ઑફીસ કૉર્ટ**" નામના મકાનમાં રહેવા ગયો. અહીં તેણે પોતાની અતિ પ્રખ્યાત કેતાબ નામે "**વેકફીલ્ડનો ધર્માધ્યક્ષ**" ("**Vicar of Wakefield**") લખવા માંડી.

૧૭૬૨—૬૪ સુધીના વર્ષો તેને તવારીખ, જન્મચરિત્રો, નિબંધો, ટીકાઓ વગેરે લખાણની બાબદોમાં પસાર કીધાં. "**જોનસની જીંદગી,**" "**કુદરતાઇ હુન્નર,**" "**અંગ્રેજી તવારીખપર પત્રો**" વગેરે કેતાબો આ વર્ષોમાં રચીને તેણે બહાર પાડી. ૧૭૬૪ માં તે પેલી તવારીખ ને સાહિત્યમાં પ્રખ્યાત "**લીટરરી ક્લબ**"

યાને પ્રખ્યાત અંગ્રેજ ગ્રંથકારોની મંડળીનો સભાસદ થયો. આ મંડળીના સભાસદોમાં નિચલા જાણીતા નરો પણ હતાઃ—**બૅટી, બર્ક, બર્ન્સ, ચર્ચીલ, કૅાલીન્સ, ઍડમસ્મિથ,** વગેરે.

૧૭૬૫ માં તેની પેલી અતિ રસિક કાવ્ય "**પ્રવાસી**" (**Traveller**) બહાર પડી. આ કાવ્યથી ગોલ્ડસ્મિથ એક કીર્તિવંત કવિ તરીકે પંકાયો. જ્યાં જ્યાં અંગ્રેજી ભાષા વપડાય છે ત્યાં ત્યાં આ અતિ રસિક કાવ્ય આજે પણ હોંસથીજ વંચાય છે. એક એવું ઈંગ્રેજ કુટુંબ નહિં હશે જ્યાં આ રસિક કાવ્ય જાણીતું ન હોય! આ સુંદર કાવ્ય કવિ ગોલ્ડસ્મિથે પોતાના વ્હાલા ભાઈને અર્પણ કર્યું છે. હેનરી આપણા કવિનો વડો ભાઈ હતો, અને આપણા કવિને સારે માર્ગે ઉતારવા તેણે પોતાનું બનતું કર્યું હતું. તે અતિ પરોપકારી હતો, અને ગામડાંનાં દરેક લોકોનો તે અતિ પ્રિય હતો. પોતાના ભાઈ હેનરીને યાદ કરતાં, તેને વિષે ને તેનાં કુટુંબ પરિવાર વિષે તે નિચે મુજબ પોતાનાં આ પ્રસિધ કાવ્યમાં લખે છે:—

"Where'er I roam, whatever realms to see,
My heart untravelled fondly turns to thee;
Still to my brother turns with ceaseless pain,
And drags at each remove a lengthening chain."

"**પ્રવાસી**" માં એવી તો ઘણીક લીટીઓ છે જેની રસિકતા, મનમોહનતા, કે સુંદરતા વિષે બેમત છેજ નહિં. જુદા જુદા વિષયો ને વિધવિધ બાબદો ઉપર ઘણા ઉમદા, ઉંચા વિચારો આ કવિતામાં લગભગ દરેક લીટીએ મળે છે. કમનસીબે આટલી નાની જગામાં આ રસિક કાવ્ય વિષે વધુ લખાતું નથી. ૧૭૬૬ માં તેની પ્રખ્યાત "**વેકફીલ્ડનો ધર્માધ્યક્ષ**" નામની કથા બહાર પડી, જેની અંદર "**હરમીટ**" યાને "**તપસ્વી**" (વેરાગી) નામની ૧૬૦ લીટીની બીજી એક કવિતા પણ સમાવવામાં આવી હતી. આ ચોપડી બહાર પડી કે ગોલ્ડસ્મિથ સૌથી પહેલી પંકતીના એક લેખક તરીકે નામના કરી શકયો. આવૃતિઓ પર આવૃત્તિ આ કથાની બહાર પડી, ને આજે પણ તેનું બોહોળું વેચાણ ચાલુજ છે.

આ કથામાં તે પોતાના ભાઈને તેનાં કુટુંબની જીંદગીનો ચિતાર આપે છે. આપણે આગળ જોઈ ગયા તેમ ઑલીવર અતિ ઉડાઉ હતો, ને તે જુગાર વટીક બહુ રમતો હતો. આથી ઘણીકવાર તે કરજદાર થઈ ગયો હતો. એક વેળા તેના ઘરનું છ માસનું ભાડું ચઢી ગયું ને તે મેળવવા માટે તેની ઘરવાળીએ તેને કેદમાં મોકલવા માંડ્યો. આ ઉપરથી ગોલ્ડસ્મિથ બહુ ગભરાઇ ગયો, ને તેણે પોતાના ઇષ્ટ મિત્ર ડૉ૦ જૉનસન પર લખ્યું કે "હું ભારી સંકટમાં છું વાસ્તે જેમ બને તેમ જલદીથી મારી આગળ આવી જજો." ડા૦ જૉનસને તેને એક ગીની મોકળાવી અને કહેવાડ્યું કે "હું જલદી આવીશ" ને ગોલ્ડસ્મિથ નાં મકાનમાં આવી પોહોંચતાં તેને માલમ પડ્યું કે તેને તેની ઘરવાળીએ ભાડાં માટે પકડાવેલો હતો, જેથી તે ઘણો દીલગીર ને ગુસ્સે થયો હતો. વળી જૉનસને જોયું કે તે ટુંકી નજરના ગ્રંથકર્તાએ તેને મોકળેલી ગીની વટાવી હતી, અને તેથી મદિરા દારૂનો શિશો તથા ગ્લાસ તેની આગળ પડેલાં હતાં. શિશાને બુચ દઈ ડા૦ જૉનસને તેને શાંત થવા ફરમાવ્યું અને આવી હાલતમાંથી તેનો મિત્ર કેમ છુટો થાય તે વિષે તેના સાથ વાત કીધી. ગોલ્ડસ્મિથે જોયું કે કાંઇ ઉપાય નથી ત્યારે તેણે ઘણા અફસોસમાં રડવા માંડયું. ડા૦ જૉનસને ગોલ્ડ-સ્મિથને જો તેની પાસ કાંઇ લખેલું પુસ્તક હોય તો તે આપવા કહ્યું. ગોલ્ડસ્મિથે આ જાણીતી નવલકથા જૉનસનને આપી, જેનો હક જૉન-સને એક પ્રસિધકારને ૬૦ પાઉન્ડે વેચ્યો, ને તે પૈસા આપી ઑલી-વરને કરજમાંથી છોડાવ્યો. આવી રીતે આ કથા જાહેરમાં આવી છે.

૧૭૬૮ ના જાનેવારી માસમાં "**ભલા સ્વભાવનો પુરૂષ**" ("**Good Natured Man**") નામે નાટક તખ્તાપર રજુ થયો. આ નાટક ઘણી વાર હજારો તમાશગીરોની ધમાલ વચ્ચે ભજવી બતાવવામાં આવ્યો, અને હાલ પણ તે ઘણીક વાર ભજવી બતાવવામાં આવે છે. ૧૭૭૦ ના મે માસમાં "**તજાયલું ગામડું**" ("**The Deserted Village**") નામની તેની પ્રખ્યાત કવિતા બહાર પડી. આ કવિતાથી ગોયા ગોલ્ડસ્મિથ કીર્તિની છેક ટોચે ચઢ્યો. આ કવિતાને માટે ચાર વર્ષ તેણે મહેનત કીધી ને બે વર્ષ તેને તે લખતાં લાગ્યાં. "**ઑબર્ન**" નામ

**ઑથલોનથી** ૭ માઈલ દુર આવેલા **લીસોય** ગામડાંને આપવામાં આવ્યું છે, માટે "**તજાયલું ગામડું**" ખુદ **ઑબર્ન નથી**, **પણ લીસોય** છે. આ ગામડાંમાં આપણા કવિનો ભાઇ હેનરી (કે જેને "**પ્રવાસી**" નુ કાવ્ય અર્પણ કરવામાં આવ્યું છે તે) ઘણાં વર્ષ સુધી પાદરી તરીકે રહ્યા હતો. આ ગામડાંની ઘણી ખરી જગા પ્રખ્યાત **સેનાધિપતિ લાર્ડ નેપીયરે** ખરીદી લીધી હતી, અને તેણે નાના નાના ગરીબ ખેડુતોનાં ઘરો તોડી પડાવી પોતાનાં ભપકાદાર મકાનો બધાવ્યા હતા જે વાતે આ કવિતા લખાઈ છે. ગોલ્ડસ્મિથ પોત નાં આ રસિક કાવ્યમા ઉપલા સેનાધિપતિ માટે "**જુલમગાર**" બોલ વાપડે છે. આ કાવ્ય ણી એના બાજા કાવ્યો માફક અતિ મધુર છે. એ કવિતા પ્રખ્યાત **ચિતારા સર જોશુઆ રૅનોલ્ડઝને** ઘણી રસિક ભાષામાં અર્પણ કરવામા આવી છે.

વળી રસિક ભાષામાજ ઑલીવરે તે ગામડાંના પાદરીનું વર્ણન આપ્યું છે. તેની ભાષા ગંભીર છે, પણ રમુજી કોઇ જ્યારે તે લખવા માંગે છે ત્યારે કેવી રમ્ય રીતે લખી શકે છે તે નિચલી લીટીઓપરથી જણાશે. તે ગામડાંના શિક્ષકને નીચે મુજબ વિસ્તારે છે:—

"There, in his noisy mansion, skilled to rule,
The village-master taught his little school;
A man severe he was, and stern to view,
I knew him well, and every truant knew.
Well had the boding tremblers learned to trace
The day's disasters in his morning face;
Full well they laughed with counterfeited glee
At all his jokes, for many a joke had he,
Full well the busy whisper, circling round
Conveyed the dismal tidings as he frowned.
Yet he was kind, or if severe in aught
The love he bore to learning was in fault.
The village all declared how much he knew,
'T was certain he could write and cipher too!
Lands he could measure, terms and tides presage.

And even the story ran that he could gauge!
In arguing, too, the parson owned his skill,
For e'en though vanquished he could argue still :
While words of learned length and thund'ring sound
Amazed the gazing rustics ranged around,
And still they gazed and still the wonder grew,
That one small head could carry all he new!"

વૉસીંગટન અરવીંગે લખેલી "ગોલ્ડસ્મિથની જીંદગી" મુજબ ઉપલી રમ્ય લીટીઓ ઑલીવર પોતાના થૅામસ બાયરન શિક્ષક માટેજ વાપડે છે, કે જે શિક્ષક વિષે આપણે આગળ વાંચી ગયાં. આવી તો ઘણીક લીટીઓ આપણને હર જગોએ આ કાવ્યમાં મળે છે, પણ આટલી નાની જગ્યામાં તેને પુરતો ઇનસાફ અપાય નહિં, માટે એમાંથી પોતાની માનીતી કાવ્યમાતા માટે તેને વાપડેલી સુંદર ભાષાનો એક નાનો ફકરો ઉતારીનેજ સંતોષ પામશું :—

"And thou, sweet Poetry, thou loveliest maid,
Still first to fly where sensual joys invade,
Unfit, in these degenerate times of shame,
To catch the heart, or strike for honest fame.
Dear charming nymph, neglected and decried,
My shame in crowds, my solitary pride,
Thou source of all my bliss, and all my woe,
Thou found'st me poor at first, and keep'st me so.
Thou guide, by which the nobler arts excel,
Thou nurse of every virtue, fare thee well!

૧૭૭૧ માં "ઇંગલાન્ડની તવારીખ" નામની તવારીખની કેતાબ તેણે બહાર પાડી. આ ચોપડીથી તે એક ઇત્યાસકર્તા તરીકે જાહેરાત પામ્યો. ૧૭૭૪ માં "રોમની તવારીખ" બહાર પડી. વળી એજ વર્ષમાં "ગ્રીસની તવારીખ" પણ બહાર પડી હતી. તેણે ઘણાક ગ્રંથકારોની કેતાબના "ખુલાસા" ઓ બી વળી લખ્યા છે.

૧૭૬૮ માં તેને "રૉયલ ઍકેડમી" નો તવારીખનો આચાર્ય નેમવામાં આવ્યો.

૧૭૭૪ માં "સૃષ્ટિની તવારીખ" નામે એક વિદ્યાની બાબદપર તેની કેતાબ બહાર પડી.

૧૭૭૩ માં તેનો "શી સ્ટુપ્સ ટુ કૉનકર" નામનો નાટક તખ્તા પર ભજવી બતાવવામાં આવ્યો, કે જે નાટકની ફતેહ બી કાંઈ જેવી તેવી નહિં હતી. હજારો તમાશગીરોની ગંજાવર ઠઠ વચ્ચે તે સેંકડોવાર તાલીઓના ગંજાવર પોકારો વચ્ચે ભજવી બતાવવામાં આવ્યો હતો, અને હજુ બી તે તેમજ અવાર નવાર ભજવી બતાવવામાં આવે છે. આ પ્રખ્યાત નાટક તેના ઇષ્ટ મિત્ર ડૉ૦ જૉનસનને અર્પણ કરવામાં આવ્યો છે. તેની આ છેલ્લી સાહિત્યની કોષેશ હતી. તેણે એક "વિદ્યા અને હુન્નરનો શબ્દકોષ" કાઢવાની યત્ન કીધી જેમાં તેના ઘણાક જાણીતા મિત્રો (વિદ્વાનો) એ લખાણ કરવા કબુલ્યું હતું, પણ તે હસ્તીમાં આવે તે પહેલાં તો વિજળીની ઝડપથી આપણો કવિ પસાર થઈ ગયો. દિવસે દિવસે તેની તબ્યત બગડતી જતી હતી, અને તેને કામનો અતિ બોજો હતો. અંતે ૧૭૭૪ ના એપ્રીલ માસમાં કામના અતિ બોજાને લીધે તે માંદો પડયો. આ તેની છેલ્લી માંદગી હતી, કેમકે ૧૭૭૪ ના એપ્રીલ માસની ૫ મી તારીખે તેની તબ્યત એકદમ બગડી આવી. તબીબે તેને ઔષધ લખી આપ્યું, પણ ગોલ્ડસ્મિથે તે પીવા ના પાડી, તે વૈધ સાથ તે ઔષધના ગુણ વિષે તેણે ખુબ તકરાર કીધી, અને વૈધની ઘણી બી સમજાવત છતાં તેણે માન્યુ નહિં અને પોતે પોતાની મરજી માફકની દવા બનાવી પીધી, અને અફસોસ કે પોતાને હાથે પોતાની દવા પી પોતેજ પોતાનો અંજામ આણ્યો. ટુંકમાં, ૧૭૭૪ ના એપ્રીલ માસની ૨૫ મી તારીખે નાટક લખનારાઓનો તે ગુરૂ, "પ્રવાસી" "તજાયલું ગામડું" વગેરે રસિક અને પ્રખ્યાત કવિતાઓનો કર્તા ને એક પ્રખ્યાત તવારીખનવેશ, અજબ જેવી બદકેલ જીંદગી ગુજારી, આ ફાંની દુનિયાની ફોકટની મેહેમાનદારીથી ફારેગ થઇ, સર્વકાળ માટે સ્વર્ગમાં જગા લેવા, મિત્રો, ઓળખાણ-પિછાણ ધરાવનારાંઓ, વાંચકો, ટીકાકારો વગેરેના અફસોસ અને શોખ વચ્ચે ૪૫ વર્ષની જવાન વયે ચાલતો થયો. તેની વિચિત્ર જીંદગીનો આવો દિલગીરીભર્યો અંજામ આવ્યો, અને દુનિયામાંથી ગોલ્ડસ્મિથ નામનો

એક પ્રખ્યાત, એક નામાંકિત પુરૂષ સ્વપ્ના મિસાલની જીંદગી ગુજારી ગુમ થઇ ગયો.

જ્યારે તે આંઠ વર્ષનો હતો ત્યારે સહીયડના એક સખત હુમલાથી તેનો ચેહેરો બદસુરત થઇ ગયો હતો, અને તેની મોટી વયમાં પણ નિશાણી રહી ગઇ હતી. તે બદસુરત, લગાર જાડો, કદરૂપો અને મધ્યમ ઉંચો હતો. તે ઘણો ગર્વ ધરાવતો હતો. તે બહુજ શરમાળ પણ હતો. કહે છે કે એક દિન તે એક ઉમરાવને ત્યાં મળવા ગયો. હવે ત્યાં શું વાત કરવી તે બધી આગળથી મોંઢે કરી ગયો. તેણે વિચાર્યું, "હું જવશ ને પુછશ કે તમારી તબ્યત કેમ છે?" તે કહેશે, "સુધરતી જાય છે"—ત્યારે હું કહીશ, "આમીન, તથાસ્તુ, હું બહુ ખુશ છું." તે ત્યાં ગયો ને ઉમરાવને તબ્યત વિષે પુછયું, જેના જવાબમાં તે ઉમરાવે પોતાની તબ્યત બગડતી જણાવી, જે બરાબર નહિં સંભળાવાથી આગળ મોઢે કરી રાખેલું તે બોલી ગયો કે "હું સાંભળી બહુ ખુશ છું.—આમીન!" વગેરે; ને બિચારાને તેથી ત્યાંથી ભારે અપમાન વચ્ચે ચાલી આવવું પડયુ.

તે એશકી પોષાકોનો બહુ શોખીન હતો. તે અપમાન જલદીથી લઇ લેતો ને વળી માફ઼ી જલદીથી માંગતો હતો. તે પોતા તરફ઼ મહેરબાન હોય તેને અતિ પ્યારથી ચાહતો. દુઃખીઓનું દુ.ખ નિવારણ કરવા અને ગરીબોને સહાય થવા તે સદા તૈયાર હતો. તે ખુલ્લાં-દિલનો ને ઉદાર હતો. તે દયા, સારી લાગણી, ઉપયોગીપણું, ભલાઈ વગેરે ગુણોથી પોતાના દરેક હમનબર્દોનોબી પ્યાર જીતવાને શકિતવાન થયો હતો. તેની ભાષા સાદી હતી. તેની લખવાની ઢબ સાફ઼ અને સરળ છે. તેણે જે લખ્યું છે તેમાં નહિં બની શકે એવું કશું નથી. આપણે હર વેળાએ જે જોઇયે છીયે અને સાધારણ છે તેજ તેણે સુંદર આકારમાં રજુ કીધું છે.

એક કવિ તરીકે તે પ્રખ્યાત અંગ્રેજી કવિઓમાં બગર શકે બિરાજે છે. પોપ અને જૉનસન, ગ્રે અને મિલ્ટન જેવો તો નહિં, તોપણ બીજી હારોળમાંના કવિઓમાં તે બગર શકે ગણાઈ શકે. ગામડેની જીંદગી અને શહેરી જીંદગી વચ્ચેનો ફરક તેના જેવો મધુર

ભાષામાં કોઇએ આપણને શિખાડયો નથી. **ઑલીવર ગોલ્ડસ્મિથ** એક બચ્ચાંઓ અને જુવાનોનો "**રાજ-કવિ**" વગર શકે ગણાયો છે. તેનાં કાવ્યો વાંચવાથી વધુ અંગ્રેજી સાહિત્યનો અભ્યાસ કરવાને આપણને ઉલટ ઉપજે છે. વાર્તા લેખક તરીકે પણ તે સારીજ જગ્યા ભોગવે છે, ને તવારીખનવેશ તરીકે પણ તે સારીજ પદવી ધરાવે છે. નાટક લખનાર તરીકે પણ તે ચઢતી જગ્યા ધરાવે છે. ઇંગ્રેજી સાહિત્યના પેલા પ્રખ્યાત કીર્તિવંત નાટક લખનાર **શેરીડન** કરતાંજ તે માત્ર ઉતરતા ગણાય છે. અઢારમી સદીના નાટકોમાં તેના નાટકો આગેવાન જગ્યા ધરાવે છે.

આપણા વચ્ચે એક ગોલ્ડસ્મિથ કયારે પેદા થશે?

"ફુરસદ"

# રાજવંશી જાન બચાવનારાઓ.

રાજા પાદશાહુઓ અને રાજવંશી કુટુંબીઓ પણ ઘણીક વેળા મનુષ્યોની જીંદગી બહાદુરીથી બચાવી શકયાં છે. લખ્ખો લોકોપર અમલ ચલાવનારાં નામાંકિત રાજવંશીઓ પણ બાજે વખતે પોતાની રૈયતમાંના એકાદની જીંદગી બચાવવા પોતાનાં જાનની-જીંદગીની દરકાર કર્યા વિના ઝીપલાવી દેછે. આવા નમુનેદાર નરનારીઓ ધરાવવા યુરોપનાં ઘણાક રાજયો વાજબી મગરૂરી ધરાવી શકે. આગળની તવારીખ એવા ઘણાક બનાવો સોનેરી હરફે નોંધી ચુકી છે, પણ હાલ રાજ્ય ચલાવનારાંમાંના પણ થોડાંકો આવા સાહાસકર્મોને માટે પ્રખ્યાત છે. તેઓનો લગતો થોડોક હેવાલ અત્રે ઉતાર્યો છે. **પોર્ટુગાલનો માજી મરહુમ રાજા કાર્લોસ** એક ખરેજ નમુનેદાર રાજપતિ હતો. તેને પોતાની રૈયતોમાંના ઘણાકોના જાન ભય અને અકસ્માતમાંથી વારંવાર બચાવ્યા હતા. થોડા વર્ષની વાત ઉપર એ નામદાર પોતાની ગાડીમાં બેસી શેહેરના એક એકાંત રસ્તાપરથી એક વેળા રાત્રીને સમય પસાર થયો હતો. તે વેળા એક બદમાશને એક ગરીબ વટેમાર્ગુને લુટવા તેના જીગરમાં છરી ભોકી મારી નાંખવાની કોશેશ

કરતો તેણે દીઠો. તે જીવ સતોસતની પળો હતી! એક બાજુ એક હવસના ભાર ટળે કીનામાં ડુબી ગયલો હેવાન ખાકી દુનિયાની ક્ષણભંગુર જીંદગીના બદલોભ ખાતર પોતાનાજ કીરતારે પેદા કીધેલાં ભાઈબંધ પ્રાણીનો જાન લેવા તરસ્યો થયો હતો—બીજી બાજુ એક કમતાકાત મનુષ્ય તે ખાતકી પાસ પોતાનો પ્રિય જાન બચાવવા દયાજનક કાકલુદી કરતો હતો! તે અજબ દેખાવ હતો! કાર્લોસની નજર તે તરફ પડતાં તેણે પોતાની ગાડી એકદમ ઉભી રખાવી. એક મનુષ્યનો જાન બચાવવાનો ભલો સંતોષ લેવા તે તે તરફ દોડયો. “એ કોઇ મારો જાન બચાવો!” તે વતેમાર્ગુએ છેલ્લી ચીચીયારી પાડી અને એકજ ઝટકે તે બદમાશને જમીનપર ફેંકી દઇ તે નામદારે તેની પીસ્તોલ ઝુટવવાની કોશેશ કરી. તે પીસ્તોલ ભરેલી હોવાથી ફુટી, પણ જેને કીરતાર રાખનાર તેને કોણ મારનાર? તે કોઈને પણ ઈજા કર્યા વિના સડસડાત ચાલી એક ઝાડમાં પેવસ થઈ. પેલો બદમાશ એક ઝટાકે ઉઠી તે રાજપતિપર ધસ્યો અને તેનો તોટો પકડયો. તે તેના હરીફ પર ફાવી શકયો નહિં, કારણ થોડી પળમાં જમીનપર લાઇલાજ થઇ પડયો. રાજાએ પોતાના ‘કોચમેન’ને બોલાવી તેને બંધાવ્યો. પેલો ગરીબ વતેમાર્ગુ આ ભલા બચાવનારને ડીંગ થઇ જોયાજ કરતો હતો. તેની તરફ માયાથી જોઇ કાર્લોસે કહ્યું, “અય મિત્ર, ખુદાનો આભાર માન કે તારો રાજા તે પોર્ટુગાલનો કાર્લોસ તારી જીંદગી બચાવવા નસીબવંત નિવડયો છે.” પછી પોલિસને બોલાવી પેલા બદમાશને તેમને સોંપી, તે વતેમાર્ગુને નમી, મનુષ્યની જીંદગી કટોકટ વખતે બચાવવાના ખરા સંતોષ સાથ તે ભલો રાજા ચુપચુપ ચાલતો થયો. કાર્લોસની બહાદુરીનો આજ કંઇ દાખલો નથી. એક વેળા એક બુઢો એક તલાવમાં પડી અંદર ઘસડાઇ જતો એકજવાર પાછો ઉપર તણાઇ આવતાં તેનીપર રસ્તાથી પસાર થતાં તે નામદારની નજર પડી. પોતાના પોશાક સાથ તે અંદર કુદી પડયો અને જીવતોડ મેહેનત પછી તે ડોશાને બાહાર ઘસડી લાવી તેને ઉમદા માવજતથી સાજો કીધો. આવીજ રીતે એક બાનુને તેને એક વેળા એક ઝુનુની બોધાના પંજામાંથી બચાવી હતી.

પોતાના મરહુમ પતિ જેવીજ બહાદુર રાજા કાર્લોસની હાલમાં તમામ કમનસીબ રાણી પણ છે. આ બાનુંના જેટલી જીંદગીઓ યુરોપની કોઇ પણ બીજી રાજવંશી બાનું બચાવી શકી નથી. એક વેળા ટેગસ નદીમાં કુદી પડી પાણીના મજબુત રેલ સાથ બાથોબાથ હામ ભીડી તેણીએ બે બચ્ચાંઓના જાન બચાવ્યા હતા. થોડા વખતની વાત ઉપર એક માછીમારની જીંદગી પણ તેણીએ આત ઘણી બહાદુરીથી બચાવી હતી. તે રાજમહેલ નજદીક ઉંડા પાણીના રેલમાં ઘસડાઇ જતો હતો ને તેની બચવાની આશા થોડીજ રહી, પણ કિનારા આગળ બેઠેલી આ બહાદુર રાણીએ તેને જોયો અને દરિયામાં કુદી પડી જાનના જોખમે તે માછીમારને બચાવ્યો. કિનારે આવતાં તેણી બેસુદ્ધ થઈ આતુરતાથી દરિયા કિનારાપર ઉભેલા પોતાના ખાવિંદ રાજા કાર્લોસના ખોલામાં જઇ પડી ! આ થાકથી રાણીની તંદરોસ્તીપર પણ માઠી અસર થઈ, પણ તે શુરવીર સ્ત્રી એક જાન બચાવવાનો સંતોષ લઇ શકી! જરમનીના કયસરે આ સાહસકર્મ માટે સોથી મોટી બહાદુરી બતાવનારાંઓને આપવાનો ચાંદ તેણીપર નેસાર કીધો! આ જગા જ્યાં તેણીએ માછીમારને બચાવ્યો હતો તેજ જગાપર એક વેળા રાજા કાર્લોસની જીંદગી બચી હતી. આ જગાને 'જહાનમનં થામ' એવું નામ આપવામાં આવ્યું છે ને તે કાસકાયસના કિલ્લા નજદીક એટલાન્ટીક મહાસાગરના કિનારાપર આવી છે. કાર્લોસ અને તેનો ભાઇ એક વેળા નાના હતા ત્યારે રમતા રમતા ઓચિંતાં આ જગાએ પાણીમાં પડી ઘસડાઇ ગયા હતા, પણ તેઓની માતા તે પોર્ટુગાલની મરનાર રાણી **મારિયા પાયા**એ પાણીમાં કુદી પડી તેઓને બચાવ્યા હતા.

**સ્વિડનનો રાજા ઑસ્કારબી** જીંદગી બચાવવાને ભાગ્યશાળી નિવડયો હતો. એક વેળા એ રાજવંશી સ્ટોકહોમના એક મોહોલ્લામાંથી પગે ચાલતો જતો હતો, જે વેળા એક જોડીની ગાડી ચાહોમ ઘસતીતેની બાજુમાં દુરથી આવતી માલુમ પડી. ઘોડાઓ દોડયાજ જતા હતા અને રસ્તે આવતાં કાંઇ કોઇકોને ટપકાવી મેલ્યા હતા. ઘોડાવાળો માલુમ પડતો હતો નહિં અને અંદર એક અઘોર બાઇ અને તેની સુંદર જવાન બેટી મોટે મોટે બુમ પાડી

બચાવ માટેની ચીચીયારીએ પાડતી હતી. દેખીતું હતું કે તે ઘોડાઓપરનો કાબુ છુટી ગયો હતો, ઘોડાવાળો પડી ગયો હતો અને તે બાઈઓ હર પળે ઉથલાઇ જઈ માર્યા જવાની ધાસ્તી હતી. રાજા ઑસ્કારે તે જોખમ જોયો. તે દોડયો અને જીવતોડ મેહેનત કરીને ઉંચે કુદી ઘોડાઓની લગામ પકડી લીધી અને મહા મેહેનતે બીજાઓએ પણ પાછલથી મદદ આપવાથી તે ગાડીને થોભાવા શકિતવાન થયો. બહાદુરીભર્યાં આ તેનાં કામ માટે "ફ્રેન્ચ હયુમેન સોસાયટી"એ તેને પોતાનો ચાંદ ભેટ કર્યો હતો.

**ડેનમાર્કના મરનાર રાજાએ** પણ એક વેળા તેઓની રાજધાની **કોપનહેગનના** એક રસ્તાપર એજ રીતે એક ગાડી થોભાવી હતી, પણ તેનું પરિણામ લગરીક રમુજી આવ્યું હતું. તે વેળા એ નામદાર તદન સાદા પોશાકમાં હતો અને ગાડીવાળો ઓળખી શકયો નહિં કે તેને બચાવનાર કોણ હતો. તેણે કહયું "સાહેબ, તમો કોણ છો તે હું જાણુતો નથી, પણ તમારાં આ કામ માટે તમારે ઘરે તમને મારી ગાડીમાં બેસાડી કાંઇબી દામ વગર પુગાડી આવવાને હું ખુશી થઇશ" અને પછી દમામથી તે જવાબ લેવાને થોભ્યો, પણ આ હસમુખા રાજાએ પોતાનો જભ્ભો ખોળી પોતાનું બાદશાહી બતન બતાવી તેને કહ્યું "તારા રાજાને એટલી બધી તસદી તને આપવા ગમતી નથી માટે સાહેબજી" અને હસવા સાથ તે નામદારે પોતાની આ ગરીબ પ્રજા તરફની ફરજ કશા પણ સ્વાર્થ વિના બજાવી સંતોષી અદા સાથ ચાલું મુકયું.

**રશિયાની ડાવેજર શાહનશાહબાનુએ** બે વેળા પોતાના પતિ તે **રશિયાના માજી ઝારની** જીંદગી બચાવી હતી. કહેછે કે એક વેળા તેણીએ ઝારનાં કપડાં બદલવાના ઓરડાની એક મેજ ઉપર ઝવેરાતનો જેવો દીસતો એક દાબડો જોયો. તે દાબડો સાધારણ ઝવેરાતના દાબડા કરતાં વજનમાં વધુ ભારી લાગ્યો અને તેથી તેણીની જીજ્ઞાસા ઉશ્કેરાઈ. તે તેણી પોતાના ઓરડામાં સંભાળથી લઈ ગઇ અને પાણીના વાસણમાં મેળી, પોલિસના વડાને બોલાવી મંગાવ્યો. તપાસ પછી

માલમ પડયું કે તે દાબડામાં 'ડીનેમાઈટ' નો દારૂગોળો કુશળતાથી છુપાવવામાં આવ્યો હતો જેને જરા પણ આંચકો લાગતે તો તે ફાટી નિકળી જાનોની ભારી ખુવારી સાથ તે મેહેલને તારાજ કરતે! આ વખતસરના બચાવથી તેણી પોતાના રાજવંશી ભરથારની જીંદગી બચાવી શકી હતી. મહાન લેખક શેકસપીઅરની જગપ્રસિધ લાઈન અચુક રીતે ખરી પાડનાર (Uneasy lies the head that wears a crown) રશિયાની હાલની રાજ-ગાદી છે. ત્યાનાં રાજાને જીંદગીનો કરાર યા તો તેની મજાહ નથી ને આવી હાલતથી તેનો જાન હર પળે જોખમમાં રહેછે, જેથી રાજવંશી કુટુંબને ચોંપમાં રહેવું પડેછે. મજકુર રાણીજી પોતાના મરનાર પતિ માટે હમેશ કાળજીમંદ રહેતાં. એક રાત્રે તેવણ પોતાના ઓરડામાં બધાં બચ્ચાંઓ સાથ બેઠાં હતાં, તે સમયે તેવણે એક ધીમો પણ માણસનો હોય એવો સાદ સાંભળ્યો. તેમનાં મનમાં શક જડ ઘાલી બેઠો અને પોતાના ઉમરાવી ભરથારના જાનની ધાસ્તી તેમને લાગી, તોપણ કશો ખાલી ઘોંઘાટ કરાવ્યા વિના, તેવણે સમાધાન કરવા ધાર્યું. એક દડો જે આગળ પડયો હતો તે ઓરડાના બારણાં બહાર ફેંકયો અને છોકરાંઓને તે લાવવા જણાવ્યું તથા જાણે પોતે પણ રમતમાં શામેલ હોય તેમ, તે દડો પકડવા દોડયાં. સઘળાં છોકરાંઓ દડા પાછળ દોડયાં અને રાણીજી પણ દોડીને આંટી આવી હોય તેમ તે ઓરડાના બારણાં બહાર આવી પડી ગયાં. માજી ઝાર પોતાના પત્નિને મદદ કરવા દોડયા અને જેવા બારણા બહાર દોડયા કે રાણીજીએ ઉઠી બારણું ઢાંકી દીધું. મેહેલની પોલિસને બોલાવવામાં આવી અને ગડબડમાં એક 'ડાઈનેમાઈટ' ના ગોળા સાથ બારી વાટે નાસ્તો ઝારના જાનનો તરસ્યો ખુંની નજરે પડયો. તેને પકડી તેના ફેજે પાડવામાં આવ્યો. આવી રીતે આ ચંચલ બાનુંએ બિચારા ઝારનો જાન એક આફતમાંથી બચાવ્યો હતો.

ગ્રીસના શાહજાદા જ્યોર્જે પણ એક વેળા હાલના નામદાર ઝારની જીંદગી બચાવી હતી. તે વેળા ઝાર રશિયાની ગાદીએ આવ્યા ન હતા અને "ઝારીચ" નામે રાજકુંવર ગણાતા હતા. તેઓ પ્રિન્સ જ્યોર્જ સાથ જાપાન ફરવા નિકળ્યા હતા. એક જીનરીકશામાં તેવણે

અને બીજીમાં પ્રીન્સ જયોર્જે જગા લીધી હતી અને ટોકીયોના એક ભાગમાંથી સેહેલ કરતા પસાર થતા હતા. એક ઝનુની સિપાહિ તેવણુ-પર તે વેળા હુમલો કર્યો અને પોતાની જીંદગી બચાવવા તેઓ જીનરીકસામાંથી કુદી પડી દુર નાસવા લાગ્યા અને ઝનુનથી ઘેલો થયલો સિપાહ એક કાતેલ તલવાર સાથ તેઓ પછવાડો દોડયો અને એક ફટકો ઉગાર્યો. પ્રિન્સ જયોર્જે આ આફત જોઇ અને જીવ લઇ દોડી પેલો સિપાહ પોતાના બુરાં કામમાં ફ-તેહ પામે તે પહેલાં તેને લાકડીના એક ફટકાથી નીચે પાડી ઝારનો જાન બચાવ્યો. ખરેજ આવાં નમુનેદાર રાજપતિઓ ધરાવવા એક દેશ યા પ્રજા મગરૂર રહેવી જોઇયે !

"જ્ઞાનવર્ધક"

## મહાન નરોના છેલ્લા શબ્દો.

મહાન મનુષ્યોના અંજામમાં આપણા જેવા સાધારણ આદમી-ઓને કોઇવાર ઘણું શિખવાનું મળે છે. તેઓની નમુનેદાર જીંદગી સારી આલમને જ્ઞાનનો ભંડાર પુરો પાડે છે. પાપી આય જગતમાં અમર કોઈને રહેવાનું નથી. મોડે યા વહેલે આ માટીનું શરીર માટીમાં મળી તો જવાનુંજ છે. સઘળી માયા, સઘળી કીર્તિ, સઘળા માલ ખજાના, સઘળા વહાલાંઓ—બધાં,—બધુ હયાં મેલી જવાનું છે. કરણીજ સાથે લઇ જવાની છે. મહાન જીવો જેઓ પોતાનાં કાર્યોથી અજ્ઞાનોનાં આ વિશાળ ને ઓહોળાં ટોળાંમાંથી છુટા નજર પડી આવે છે તેઓનાં આકેબતમાં અંજામમાંબી ફીલસુફી ને એલ્મ જણાઇ આવે છે. ઘણાંઓ આકેબતની ઘડીમાંબી જે શબ્દો ઉચ્ચારી જાય છે, ને શિખામણો આપી જાય છે, ને સદગુણો દેખાડી જાય છે તે છેવટના મહાન છેડાને પુગવાની અછાડપછાડ કરતા ઘણા નવા મુસાફીરને અંત—સુખની દીવા-દાંડીના ચેરાંગ તરીકે સીધો રસ્તો બતાવે છે. એ છેલ્લા શબ્દોએ ઘણાંક નેકીનાં માર્ગથી દુર ગયલાં બાનભુલેલાં આદમોને નવો રાહ સુઝાડયો છે—મહાન નરોની છેલ્લી શિખામણે ઘણાંઓની સુસ્તવણુ ટાળીતેઓને નવો જોશ—નવી ઉલટ આપી છે.

આ વિષયમાં આપણે આજે જીંદગીની ઓટમાં નમુનેદાર જીગરોએ બહાર પાડેલા થોડાક ઉદગારો રજુ કરીશું, જેથી વિચિત્ર અને અજબ જેવી આ અવનીના વિલક્ષણ ને મુશ્કેળ આ સંસારનો આપણને ખ્યાલ આવશે.

જય રે ગુલામગીરી રદ કરવાનું મહાન ને ઉમદા ઈંગ્લીશ બેટા વિલ્યમ વિલબરફોર્સનું "બીલ" આમની સભાએ પસાર કર્યું ત્યારે દુનિયાને મહાન આશીશ મેળવી આપનારો આ બેટો મરણની પથારીમાં પડયો હતો. તેની મહાન શેવાનાં પરીપૂર્ણ થવા સાથ તેની પરમાર્થી ને આશીશવંતી હસ્તીનોબી છેડો આવ્યો હતો. તેણે પરમાત્માએ સોંપેલું મહાભારત કાર્ય બજાવ્યું હતું, એટલે પછી આ હલકી અને પાપી અવનીમાં એવા એક આકાશી બેટાની વધુ હાજરીની જરૂરજ હતી નહિં! પોતાની મહાન ફતેહની ખબર સાંભળતાં તેણે મરતે દમે પોકાર્યું, "શુક્ર ખોદાના કે આજે હું એવો દિવસ જોવા પામ્યો છું, કે મારી વહાલી ભૂમીએ ગુલામગીરીના શ્રાપમાંથી નિકળી જવા જેવું દિલ બતાવ્યું છે. ગુલામગીરી, તું આજથી મારાં વતનમાં વહી ગયલાં ભુતકાળની એક ભયાનક યાદજ થઈ પડે છે" અને સંતોષ સાથ તેને હવે ટકયાપર માથું મેલ્યું—પણ મીઠી, શાંત, આખીરની ઉંઘમાં.—વિલબરફોર્સ, સુ, તું શાંતીમાં પોઢ, દુનિયા જાણે છે કે ગુલામગીરીની કંગાળ બદી જડમુળથી ઉખેડી નાખનારાં વહાલા જીગરોમાં તું સર્વેથી પેહલો હતો.

**કવેબેકની** મહાભારત ફત્તેહ મેળવવાની આગલીજ રાત્રે **એ કવિની** યાદગાર **"એલીજી"** માંની લીટી **(The path of glory leads but to grave)** ખરાં જોશથી ઉચ્ચાર્યા કરી તેજ રીતે પોતાનો બહાદુર જાન દેશ સેવામાં અર્પણ કરનારા વિરલા **જનરલ વુલ્ફના** છેલ્લા શબ્દોબી જાણીતા છે. **કવેબેકના** યાદગાર હલ્લામાં ઈંગ્લાન્ડને સર્વોપરી બનાવી યુનીયન જેકનો વાવટો ઉડતો કરવાની કીર્તિવંત પળોમાંજ તેની બહાદુર જીંદગીની જોત પુરી થઈ ગઈ—ફ-તેહની ઉંચાઈમાંજ તે મરણ પામ્યો. તેને પોતે જાજબી કહ્યું હતું કે એ કવિ કહે છે તેમ "ફ-તેહને કીર્તિની મહાભારત ટોંચજ આખેરીની આરામગાહના પહેલાં પગથ્યાં તરફ દોરવી લઈ જાય છે."

તે એજ યાદગાર લડાઈનો ભોગ થઈ પડયો જેની સાથ તેની પોતાની ફતેહ ને કીર્તિની નોંધ લેવાઈ છે. તે મરતો પડયો હતો ત્યાં આવી એક અમલદારે તેને કહયું "જુઓ નામદાર તેઓ કેવા દોડી જાય છે?" "કોણ દોડી જાય છે?" તેને જેમ તેમ ઉઠી બેસવાની કોશેશ કરતાં પુછયું. "આપણા કાતીલ દુશમનો!" જવાબ મલ્યો, "તેઓ કે જેઓને તમે બ્રિટાન્યાની મોહોતાઇ પુરવાર કરી આપી છે." "એમ કે!" તેને પાછો સતોષથી સુતાં જવાબ વાળયો," ત્યારે પવિત્ર ઇશ્વરનો આભાર માનો હું તમામ શાંતીને ખુશાલીથી મરૂં છું." આ વુલ્ફના છેલ્લાજ શબ્દો હતા. થોડીજ પળમાં તે કવેબેકની ફતેહના યાદગાર ભોગ તરીકે અમરતા પામ્યો.

તેના એક હરીફ ફ્રેન્ચ જેનરલ મોંટકામનીઓ એજ મહાન હલ્લામાં આખેરી આવી હતી. તે હારેલાને નાસીપાસ થયલા યેદ્ધાને જ્યારે કેહેવામાં આવ્યું કે તેનો જખમ ઘણોજ કાતીલ હતો ત્યારે તેને શરમીંદગીથી જવાબ વાળ્યો "ઘણુંજ બેહેતર, હું હવે કવેબેકને હારેલું ને સર થયલું ઘણો વખત જોવશ નહિં!"

સર જૉન મુરબો પોતાની યાદગાર ફ-તેહમાંજ મુઓ હતો. તેને એજ જાતનું દલેરીભર્યું મોહોત ગમતું હતું ને તે કીરતારે તેથી તેની ઉમેદ એમજ બર આણી હતી. તેને આખેર થતાં પોકાર્યું હતું કે "મારી ઉમેદ છે કે મારી માતભૂમી ઇંગ્લાન્ડના બેટાઓ સંતોશ પામશે કેમ કે મેં મારી ફર્જ બજાવીછે અને મારૂં વતન મને ઇન્સાફ આપશે."

દરિયાની રાણી બ્રિટાન્યાની "અગરૂરી" લૉર્ડ નેલસને પણ પોતાની યાદગાર ફતેહમાંજ દેશને માટે જાનનું બળીદાન રજુ કર્યું હતું. ટ્રાફલગારની યાદગારને અમર લડાઈમાં તે પડયો હતો. પડતાં પડતાં પોકારી ગયો હતો કે, "મારો વહાલો દેશ ઇંગ્લાન્ડ હરેક માણસ પોતાની ફર્જ બજાવે એવી આશા રાખે છે."

આ મહાન ફરમાન બ્રિટાન્યાની મોહોતાઇ ને ફતેહની ચાવી છે-એજ તેના સર્વોપરીપણાંનો બુલંદ ભેદ છે. તેના આખેરના શબ્દો 'મારા પાક કીરતારની મેહેરથી મેં મારી ફર્જ બજાવી છે" તવારીખમાં અમર નોંધાયલ છે.

જૉનસનના યાદગાર છેલ્લા બોલો આ છે "જીવજો તો સારી ને નેક જીંદગીએ જીવજો."

સર વૉલટર સ્કૉટે મરતી વેળા પોતાના જમાઇને શિખામણ દેતાં કહ્યું હતું કે, "નીતીમાન રહેજે, ધર્મી બનજે, તારી મુખ્ય નેમ એક ભલો માણસ થવામાં સમાવજે. જ્યારે આખેરની ઉંઘમાં પડશે ત્યારે એ શિવાય બીજું કશું તને આરામ આપવાનું નથી."

સર વૉલટર રાલેને જલ્લાદે જ્યારે ઢીમરાની ઉપર પૂર્વ બાજુએ મોઢું રાખવા જણાવ્યું ત્યારે તેણે હિંમતથી જવાબ દીધો કે "સરની દરકારના કર, જો મારૂં જીગર બરાબર જગ્યે હોય તો બસ!"

અમેરિકાને છુટાપણું આપનારા બે નમાંકિત પ્રેસીડંટો જૉન ઍડમ્સ અને જેફરસનના છેલ્લા શબ્દોબી સમજવા લાયક છે. આ બેઉ હરીફો ને મિત્રો એકજ દિવસે કીરતારને ભેટવા ગયા છે.

૧૮૨૬ નાં જુલાઇ માસની ચોથી તારીખનો તે દિવસ હતો, જ્યારે સારૂં અમેરિકા છુટાપણાંની સુલ્લેહના લખતની ચોથી વરસી ધામધુમથી ગુજારવામાં મશગુલ હતું!

જૉન ઍડમ્સ ટોપોના ધડાકાને ઘંટોના અવાજની ગડબડથી તે દહાડે સક્કારે ઉઠયો. જ્યારે આ ગડબડની મતલબ તેને પુછવામાં આવી ત્યારે તેણે ખુશાલીથી કહ્યું "હા, હા, હું જાણું છું. આજે ચોથી જુલાઇનો સબકતો દહાડો છે. ખોદા એ દિવસ આશીશવંતો સદા બનાવો. તમો સઘળાઓ આબાદ રહો." તેણે થોડો શાંત વિચાર પછી પાછું પોકાર્યું "એ એક મહાનને યશવંત દહાડો છે." તેને જરા વારે ચમકી ઉઠી પુછ્યું, "શું જેફરસન હજી જીવેછ કે?" બપોરના તેને હાંફો શરૂ થયો અને તે યાદગાર દિવસના સાંજના છ વાગે એ મહાન દેશે આ મહાન બેટો ગુમાવ્યો.

જેફરસનનેબી પોતાના આ લાંબા વખતના ગોઠયાને છેવટેબી છોડવા ગમયું નહિં. તેબી એજ દિવસે એક વાગે પોતાના રફીકની સાથે ચાલતો થયો. તેના ઉમદા શબ્દો તેનું મહાન જીગર ખુલ્લું કરે

છે. " મારો આત્મા હું મારા પરવર દેગારને અને મારી બેટી મારા દેશને અર્પણ કરૂં છું."—અને તે આખેરીમાં ઉંઘાયો.

તવારીખમાં અમરતા પામેલા, પેલા વિચિત્ર ચઢતી-પઢતી-લીલી-સુકી જોઇ વળેલા **કારડીનલ વુલઝીએ** મરતાં મરતાં રડીને પસ્તાવો કીધો હતો, " જો મારા રાજાની જેવી મેં સેવા બજાવી તેવી અરધી ઉલટથી પણ જો મારા કીરતારની નોકરી કીધી હતે તો આજે મારા આખેરીના વખતે મને મારા દુશ્મનોની દયાપર ને બુઢાપાનાં અશકતપણાંમાં તજી દીધો હતે નહિં."

**કારડીનલ બોફર્ટે** આખેરીના છેડાને ભેટતાં પોકાર્યું " શું મારા આટલા માલો ખજાના મને અજલના કાસદથી બચાવી શકતા નથી? શું મઉતના દેવને કોઇબી જાતની લાંચ અપાતી નથી?" ને તે તેના પંજામાં આખેર થયો.

**રાણી એલીઝાબેથે** મઉતથી બચવા તરેહવાર ઉપાયો લીધા, પણ તે તો આગળ આવી ખડુંજ રહ્યું. છેવટે તેણીએ થોડા દહાડાબી માંગી લીધા પણ અજલ કોણને છોડે છે? રંક હોય યા શાહ પણ અજલને સર્વેની પનાહ! તેણીના છેલ્લા શબ્દો " મઉત થોભ, મારા સઘળા મુલકો, તમામ ખજાનાંબી લઇને જરા થોભ!" અરે-રે-આ દુનિયાની માનસાઇ મોહીનીનો કેવો જીગર ભડકાવનારો ખ્યાલ આપે છે!

**દેશભકત પીટના** છેવટના બોલોબી દેશભક્તી દેખાડે છે. " ઓ મારી વહાલી ભૂમી! હું તને કેવો ચાહું છું." એજ ઉદગારો સાથ તેની જીંદગીની જોત હોલવાઇ ગઇ.

જાણીતા લડવઇઆ **સર હેનરી લૉરેંશનું** છેવટનું ફરમાન યાદ રાખવા જોગ છે. " મારે માટે કાંઇબી ધાંધલ કરતા ના. મને મારા માણસો-મારા બહાદુર ગોઠયા મિત્રો સાથે ભૂમીદાહ કરજો."

ઉમદાને પરમાર્થી **સર ફીલીપ સીડની**નું છેલ્લુ કામ તવારીખમાં નામના પામયું છે. **ઝુટફેણની** લડાઇમાં મરણ તોલ ઘાયલ થઈ તે પડયો હતો. એક સિપાહે તેના હોઠોની આગળ

પાણીનો પ્યાલો ધર્યો. આ વેળા બાજુમાં પડેલો એક બીજો ઘાયલ ગોઠયો તે પ્યાલા તરફ જોઈ "પાણી પાણી" પોકારતો હતો. વિરલા ને ઉમદા એ નરે તરતજ પોકાર્યું "આ પ્યાલો એને આપો. એ વગર હું ચલાવીશ. પી—મારા રફીક. તું પી, તારી પ્યાસ મારા કરતાં જ્યાદા છે." ને તે પ્યાસમાંજ છેલ્લી પળોમાંની આ મોટો પરમાર્થ બનાવી તે ગુલજાર પામ્યો

લોર્ડ બાયરન કવિરાજના છેલ્લા શબ્દો તરીકે "હવે હું સુવા જાઉં છું" નોંધાયા છે. ને હંમેશગીની ઉંઘ હતી.

જર્મનીના એક્ટર ગેરીકનો આકેબતનો અંજામબી નાટકીજ હતો. તે મરતાં મરતાં બોલ્યો. "હું જાઉં છું—ત્યાં કે જ્યાં મને બીજો નાટક ભજવી બતાવવાનો છે" અને તે આ નાટકી દુનિયા—આ તખ્તે ફાની છોડી ગયો

એડવર્ડ કોકના છેલ્લા શબ્દો પણ ડહાપણવંતા હતા—"આકાશી બાપ તારૂજ સર્વ છે, તારજ સર્વે થાય છે અને તારાજ ફરમાન મુજબ દોડયો હું આવું છું" અને તરત તેવાજ ગયા.

મોન્સીયોર રેટઝીયસના છેલ્લા શબ્દોમાં ફીલસુફીભર્યા હતા. તેને છેલ્લી ઘડી સુધી એલમનો શોખ તજ્યો હતો નહિં. મોહોતની ઘડીએ પણ તેના ક્યા ભાગો મરતા જતા હતા તેની ગણત્રી તે કર્યો જતો હતો. તેણે મોટે મોટે પોકાર્યું "હવે પગ અશકત થયા, હવે આંતરડાના માંમે પોતાનું કાર્ય બંધ કીધું, સર્વેથી છેલ્લું શું બંધ થશે? પણ તે મને કેમ જાણશે." અને નહિંજ જણાયું કાં કે તે બિચારો તરત આખેર થયો.

કીટસને છેલ્લી ઘડીએ પુછવામાં આવ્યું કે તેને કેમ લાગતું હતું? "ઘણુંજ બેહેતર રફીક, આયશું બધાં ડેઝી મારીપર ઉગી નિકળેછ" તેણે છેલ્લો જવાબ દીધો.

હમબોલ્ટે સૂર્યના કીરણો મરણના બિછાણાપર પડતાં જોઇ પોતાની ભાણેજને કહ્યું "જો આ કીરણો કેવાં દીપે છે. તે આ દુનિયાને આકાશ સાથ મળી જવા લલચાવેછ" અને તેનો આત્મા પછી આકાશ તરફ ઉડી ગયો.

**રીચીના** બેટાએ જ્યારે બાપને છેલ્લી દવા પીવા આગળ ધરી ત્યારે તેણે કહ્યું, "હવે એ દવાઓ રહેવા દે. ઘણી થઈ. મને બીજી જોઈતી નથી. હું તમામ સારી પેઠે છું" ને તરત જીવ મુકી દીધો.

જ્યારે ડેનમાર્કના **બીજા ફ્રેદરીકની** મરતી વખતની તબીબ નાડ જોતો હતો, ત્યારે તેણે કહયું "નાડને જોઈયે તો બંધ પડે પણ આપણે જાણુયેછ કે ખોદાની દયા કદી બંધ પડવાની નથી."

**આઈઝાક વૉટસને** મરતી વેળાં કેવું લાગતું હતું તે પુછયું, તેના જવાબમાં કહયું, "મરી જવાની રજા મેળવવા બેઠો છુ." અને તે રજા તરત મળી.

**એંડરૂ કુમ્બે** મરતાં મરતાં પોકાર્યું, "ખુશાલી, આબાદી"

**રીકટર** મરતાં મરતાં બોલ્યો, "આશાયસ લેવાનો વખત થયો" ને હંમેશની આશાયસ પામ્યો.

આટલા દાખલા બસ થશે. મહાન નરોના છેલ્લાં વચનોબી સંસારનો કેવો આયનો ખડો કરે છે! તખ્તે ફાંનીનો કેવો ચિતાર રજુ કરે છે!

"સાંજ વર્તમાન"

## ચુમી લેવામાં સમાયલા જોખમ!

વર્ષોથી વિખુતો પડેલો એક ભરથાર લાંબે વખતે પોતાની મોહરદારને ભેટતાં શાંની આરજુ રાખશે?—થોડીક મીઠી મોહબતવંતી પવિત્ર પ્યારની સાબેતીઓ આપતી **ચુમીઓની**. પોતાના વ્હાલાં કુટુંબથી જુદો પડેલો એક હેતવંતો બેટો, કે દુર થયલી એક દિલસોઝ બેટી પોતાના માત-પિતાને મળતાં સુખનો ઉભરો શાથી બહાર કાઢશે?-ખરા પ્યાર, કાળજી અને ભક્તિભાવથી ભરપુર મધુર **બોકીઓથી**. પોતાના ખોળામાં બેસાડી નીતિના અને ધર્મોના ઉત્તમ સબકો તે માતા પોતાના નાનાં વ્હાલાં મધુરા બચ્ચાંના કાનમાં રેડતાં અને ભેજામાં ઠસાવતાં શાનો ઉપયોગ કરશે?-નિશકલંક અને

ખાલેશ પ્યારની કોટીઓનો. બે હેતવંતા બેરાદરો કે બે મજાઈ બેહેનો પોતાના લોહીમાં ભેલાયલા સબધનો એક બીજાને ખ્યાલ આપતાં શું વાપડશે?—માયાની સાંકળથી બંધાયલાં અને લાગણીથી ભરપુર થોડાં ખરા સુખનાં ચુંબન. એક જવાન મરદ પોતાના સુખ અને દુખમાં એક ઓરતને સદા સુખીની ભાગ્યણુ કરવાના દસ્તાવેજ રૂપી એકરારપર શાથી છાપ મારશે?—ભવિષ્યના ખરા સુખી સ્પનાઓ સાથની પ્યારે ઝલઝલ થતી એક લાગણીભરી કીસથી!

અને ત્યારે એક ચુમી કે એક કોટી એ માણસનું એક અગત્યનુ 'સીલ' છે.—પણ સુધરેલા દેશોના વિદ્વાનોએ શોધ કરી છે કે એ માનીની લાગણી તો તરેહવાર ભયંકાર દરદોને જન્મ આપનાર થઈ પડી છે. એક વદક વિદ્યાર્થી એક જાણીતાં પત્રમાં જવાન ગ્રહસ્થો અને બાનુંઓને ગંભીર શબ્દોમાં ચેતવણી આપે છે.

આ વૈદક વિદ્યાર્થી કહે છે કે "જો પેલી જવાન નિર્દોષ બાનુઓ જેઓ એક સુંદર ભરાવદાર મુછ ધરાવનાર ખુબસુરત નર પાસ પોતાના નાજુક હોઠોપર 'કીસ' કરાવા દેવામાં જીંદગીભરનું સુખ માને છે તેઓ જાણુતી હોય કે તે ખુબસુરત લાગણી ઉત્પન કરતી મુછોમાંજ ભયંકારમાં ભયંકાર દરદો ઉત્પન કરનારાં જીણાં જંતુઓ સેંકડો સંખ્યામાં ઉધરે છે—ઉછળે છે ન[illegible] ના નું ગંભીર કામ પાર પાડે છે, તો દરેક શખ્સને પોતાની મુછ સાફ બોડાવા ફરજ પાડયા વિના તેઓ રેહે નહિં—ના એટલુંજ નહિં પણ તેઓ 'કીસ' કરવાનુંજ માંડી વાળે—યાતો "કીસ" કરવા અગાઉ અને પછી સખતમાં સખત જાતની જંતુનાશક દવા તે ગ્રહસ્થના અને પોતાના હોઠોપર લગાડે."

એક નામાંકિત ફ્રેન્ચ તબીબે ચુમી[illegible] ગે[illegible]હાયદાપર પ્રજાનું ધ્યાન ખેંચવાની હાલ હાટ[illegible] છે. મોટી મુછ સાથ ચુમી લેવામાં કેટલો જોખમ છે, તેના ખ્યાલ મજકુર તબીબનો નિચલા અખતરો આપે છે.

તેને પોતાના સંખ્યાબંધ વિદ્યાર્થીઓમાંથી ત્રણ જણાંને પસંદ કીધાં. એક ખુબસુરત જવાન બાનું હતી, જેણીએ પોતે એ અખતરામાં

ભાગ લેવાની મરજી દેખાડી હતી. બીજો એક ભરાવદાર મોટી મુછ-વાળો જવાન હતો, જયારે ત્રીજાએ પોતાની મુછ તદન બોડાવી નાંખી હતી. મજકુર જવાન બાનુંના હોઠ 'કારબોલીક સોપ' થી પહેલાં ઘસડીને ધોયાને તેણીના હોઠપર એક સખત જંતુનાશક દવા ચોકા-શીથી લગાડીને ખાતરી કીધી કે એકબી જંતુ ત્યાં હતું નહિં.

આ રીતે ખાત્રી કર્યા પછી પેલી મોટી મુછવાળા ગ્રહસ્થે તેણીને એક ચુમી લીધી. ડાંકટરે તરતજ એક દવાથી 'સ્તરીલાઇઝડ' કીધેલું 'બ્રશ' તેણીના હોઠપરથી જોરમાં ફેરવી તે એક ઘટતી દવા સાથની 'સ્તરીલાઇઝડ' કીધેલી બાટલીમાં બોળ્યું અને તેનું મોહડું બંધ કરી નાખ્યું. પેલી બાનુના હોઠો પાછા અગાઉ માફક સાવચેતીથી ધોવામાં આવ્યા અને દવા લગાડી ખાતરી કરવામા આવી કે એકબી જંતુ ત્યાં પાછું રહ્યું હતું નહિં. હવે પેલા મુછ સાફ બોડાવેલા જવાને 'કીસ' કીધી અને આગળની માફકનીજ સાવચેતી રાખી બીજી બાટલી તઇયાર કીધી. ચાર દિવસ પછી શું પરિણામ આવ્યું હતું તે તપાસવા ત્યાં જાણીતા તબીબોની સભા મળી.

તે બાટલીઓ ઉઘાડતા માલમ પડયું કે બોડાવેલી મુછવાળા ગ્રહસ્થની બાટલીમાં મોટા મોટા દાઘા જણાયા હતાં, જે બારીકીથી તપાસતાં 'ઇસ્ટ' નામના જંતુઓના ઢગલે ઢગલા જણાયા અને બીજા બિનનુકસાનકારક જતુંઓ હતાં. હવે પેલા મુછવાળા ગ્રહસ્થની બાટલી ખોલવામાં આવી, જેમા જાતજાતના ઝેરી જંતુઓ, ખહી, 'ડીપથીર્યા' વગેરે રોગને તેડું કરનારા જીવડાઓ અને એવાંજ બીજા હજારો સુક્ષમ જંતુઓ જણાયાં.

લ્યો, ત્યારે હવે બાલવાળા હોઠો કેટલા જોખમભર્યા છે તેનો આ પુરાવો! પણ એટલાંથીજ પત્યું નથી. બાલનો એક રેસોબી નહિં ઉગ્યો હોય તેવા હોઠોબી જાતજાતના રોગોના જંતુઓ ધરાવે છે. ડૉ૦ નેલપાસ જે પારિસની 'મેડીકલ ફેકલટી'નો એક આગેવાન સભાસદ અને કૉનસ્ટનટીનોપલ ખાતેનાં ફ્રેન્ચ એલચીખાતાંનો વડો તબીબ છે, તેણે માતાઓ પોતાના બાળકોને ચુમી કરી કેવા ગંભીર રોગોનો પાયો નાંખે છે તેનો ખાસ અભ્યાસ કર્યો છે અને એ વિષયપર એક મોટું પુસ્તક લખવામાં તે હાલ રોકાયલો છે.

તે જે માતા પોતાના બાળકને ચુમી કરે છે તેણીપર ઘણા ગંભીર આરોપો મુકે છે તેના મત મુજબ તે ચુંબન એક પ્યારની પ્રતિમા નથી, પણ તે બહ્રી, 'ડીપથીર્યા', 'સ્કારલેટ ફીવર,' ગોવરૂં, 'મમ્પસ', ગુચનો ખરાબ ઠાંસો, 'ટાઇફોઈડ' તાવ અને ચામડીનાં જુદાં જુદાં દરદો, તે બાળક કે જેણીને તે માતા ચાહે છે. તેનામાં ઉત્પન કરવાનું કાતીલ હથ્યાર છે. "ઉંમરે પુગેલાંઓ ચુમીની ખરાબ અસરથી કદાચ બચવા પામે," તે એક ઠેકાણે લખે છે "કારણ દરદોના હુમલાથી પોતાનો બચાવ કરવા તેઓનો બાંધો શકિતવાન છે, પણ એક નિર્દોષ નાના બાળકનુ શરીર એ ઝીણુ અને ધીમું ઝેર પોતાનામાં જલદી ઉછરે છે......જો એક બારગી મોટાઓને એ ધિક્કારવાજોગ વ્યસનથી આપણે હાલ અટકાવી નહિં શકતાં હોઇએ તોપણ બચ્ચાંઓના બાબમાં તો એ રીવાજ જોખમભર્યો અને તેઓના બાંધાને કચડી નાખનારો છે એમ પુરવાર કરી એ રસમના અટકાવનો એક કાયદો બાધવાના પગલાં તરત લેવાવાં જોઇએ. એ શુભ વખત આવે તેટલા ઓ માતાઓ, તમારાં બચ્ચાંઓને એ જુલમાતથી બચાવા હું તમને આગ્રહ કરૂં છું." અમેરિકામાં તો ચુમીની નુકશાનકારક ચાલ સામે ધુજારો ચલાવવા માટે એક મંડળીબા ઉભી થઇ ચુકી છે, જેમાં તંદરોસ્તીખાતાના ઘણા તબીબો જોડાયા છે. તેઓએ બાગોનાં એકાંત ખુણાંઓ, ગલી ગુચીઓ અને ચુમી કરવાને લાયકની બાજી શાંત જગાઓમાં એ ચાલની બુરી અસરો દેખાડનારાં અને તેનેથી દુર રેહેવાની સલ્લાહ આપવાનાં મોટાં મોટાં કાગળો અને પાટયાંઓ લગાડયાં છે. એક નામાંકિત તબીબ ડૉ૦ સોમર, જે એટલાન્ટીક સીટાનો 'હેલ્થ ઓફીસર' છે તે તો એટલે સુધી કહે છે કે એવાં પાટયાંઓ એકાંત જગ્યેજ જોઇએ નહિં.

ખરી રીતે તો જાહેર જગ્યા, હોટલો, નાટકશાળાઓ, 'મ્યુઝીક હૉલ', રેલ્વે સ્ટેશન, છોકરીઓની નિશાળો અને મોટી દુકાનો તેમજ 'કૉર્ટ'માંબી મારવાં જોઇએ, કારણ સુધરેલાં અને છુટાપણામાં મસ્ત થયલાં અમેરિકાનાં જવાન બાનુંઓ અને મ્રેહ્રસ્થો પ્યારનાં ઘેલાંઘેરાં અને જરા જરામાં ચુમી કરવાના ધિક્કારી કાઢવાજોગ હારસમાં એટલાં તો આગળ વધ્યા છે કે તેઓ એ અતેરાંને બેશરચક અને જાહેર આબરૂ-

દાર જગ્યાઓમાંથીબી બાકાટ રાખતાં નથી—ઓર જાહેર જગ્યામાં તો એ મજાહમાં મગરૂરી માને છે."

ઑસ્ટ્રીઆ ને જરમનીમાં બી 'કીસ'ની સામેની હિલચાલ શરૂ થઈ ચુકી છે અને તે ફરતી ફરતી આપણા શેહેરમાંબી હવે આવી ચઢશે ખરી—અને પછી જોઇ લેવો આપણા આલ્લાંમાયો અને દીનામાયો—જીમી અને જોલી-દોલીની જુમબેશ!

પણ જવા દયોની! એ કયાં વનબાધાની મોરચી! એ રાંપ મેં જગાડયો કરી જુવાન બાઈ સાહેબો મારીપર ઉતરી પડશે તો હું મુવો છુટશ!!!

"માસિક હિંદી-ચાઈલ્ક"

# ચિત્રકળાનાં રાજવંશી પુંજારીઓ.

આપણી તરફનાં કેટલાંક માતબર આસામીઓ જ્યારે પોતાનો લગભગ આખો વખત આળસાઈમાં ગુજરતાં હશે ત્યારે યુરોપનાં બાદશાહી રાજકુટુંબનાંઓ વટીક પોતાનો વખત કેવા નામીચા હુન્નરો શિખવામાં ગાળે છે તે નિચલા દાખલાઓ પરથી જણાશેઃ—

યુરોપનાં રાજકુટુંબોમાં ચિત્ર-કળાનો નાદર હુન્નર ઘણો માનીતો છે. આપણા મરહુમ શાહ એડવર્ડ પોતે પણ એ હુન્નરના ઘણા શોખીન હતા, ને પોતાનાં બચપણમાં ચિત્ર-કળાની ખાસ તાલીમ એઓએ મેળવી હતી, જેનાં પરિણામમાં એ નામદારનુ એક ચિત્ર ઘણી મોંઘી કિંમતે વેચાયું છે. વળી આશરે પચીસ વર્ષની વાત ઉપર "ક્રીમીયન વૉર" માં ઘાયલ થયલા સોલ્જરોના લાભ માટે બરલીંગટન હાઉસમાં એક મોટું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું, જેમાં બાદશાહી કુટુંબના નબીરાઓએ ખાસ પોતાને હાથે ચિતારેલાં ચિત્રો મોકળી આપી તે શુભ કામ તરફ પોતાની પુર દિલસોજી દેખાડી હતી, અને તે વખતે "લડાઇનું મેદાન" નામનાં આપણા મરહુમ નામદાર રાજાનાં વડાં બેહેનનાં એક સુંદર ચિત્રની કિંમત [illegible] ગીની ઉપજી હતી, જ્યારે રાજા એડવર્ડના હાથનાં એક ચિત્રની

૫૫ ગીની આવી હતી. આ વેળા એ નામદારની વય માત્ર તેર વર્ષની હતી, અને આવી જવાન વયે પણ તેઓ આટલું સુંદર ચિત્ર પાડવા શક્તિવાન થયા હતા, તો એ હુન્નર વિષેનું એઓનુ જ્ઞાન પાછળથી કેટલું પુખ્ત થયલું હોવું જોઇએ તે સેહેલથી સમજી શકાશે. તે આગળાં વરસોમાં ચિત્રકળાના હુન્નર તરફ એઓનો અતિઘણો ભાવ હતો, અને હમેશ સુધીપણ એઓ પોતાનો તે શોખ જાળવી શકયા હતા જુવાનીમાં દોરેલાં એ નામદારને હાથનાં ઘણાંક ચિત્રો હજી શેન્ડ્રીંગામ અને માર્લબરોના મેહેલોમાં જાળવી રાખવામાં આવ્યાં છે. મજકુર પ્રદર્શનમાં મરહુમ શાહાનશાહનાં બીજાં ભાઇ બેહેનોનાં ચિત્રોબી દરેક ૩૦ ગીનીએ વેચાયાં હતાં. એ ઉપરાંત નામદાર મહારાણી ઍલેકઝાન્ડ્રાએ પણ 'લૅન્ડસ્કેપ'ના ઘણા સુંદર દેખાવો વારવાર પાડયા છે. થોડાંક વર્ષની વાતપર તેઓએ પાડી મોકલેલાં ફળફુલાદીનાં સુંદર ચિત્રો એક મોટાં "આર્ટ ઍકઝીબીશન" માં અતિઘણાં વખણાયાં હતાં.

ચિત્રકળાના હુન્નર તરફ ઇંગ્લાન્ડનાં દરેક કુટુંબીઓનો ચાહ છે, અને એ શોખ ઉત્પન્ન કરનારાં અને તેને આખાં કુટુંબમાં ફેલાવનારાં આપણાં મરહુમ પ્રિય **મહારાણીજી વિકટોરીયા** હતાં. **કવીન વિકટોરીયાનાં** એક બેટી **ઍમપ્રેસ ફ્રેડરીક** પોતાની આખી જીંદગી દરમિયાન ચિત્રકળાના ચુંનદાં પુંજારી રહ્યાં હતાં, અને તેવણની કુશળતાની પિછાણમાં **બરલીનની** જગજાણીતી "**ઍકેડમી ઑવ આર્ટસ**" ની મંડળીએ તેઓને પોતાનાં '**મેમ્બર**' ચુંટી કાઢી મોટું માન આપ્યું હતું. **પ્રિન્સેસ ઑવ બૅટનબર્ગ**માં પણ એ કુટુંબી શોખ ઉતર્યો છે, અને તેણીનાં જાતજાતનાં 'લૅન્ડસ્કેપ' નાં ચિત્રો દરેક બાદશાહી મેહેલોમાં ટાંગેલાં નજર આવે છે. મરહુમ વિકટોરીયાએ તો તે પોતાના ખાનગી ઓરડાઓમાં ખાસ ટંગાવ્યા હતા. **પ્રિન્સેસ ક્રિસ્ચીયન** અને તેણીની બેટી **શાહજાદી વિકટોરીયા** પણ એ હુન્નરના આશક તરીકે જાણીતાં છે, અને તેઓનાં ચિત્રો પણ ઘણાં વખણાયાં છે, જેમાં શાહજાદી વિકટોરીયા તો સુંદર ફુલોના ચિતારો પાડવામાં હાલ સાૈથી વધારે મશહુર છે. રંગીન સબીઓ ચિતારવામાં **પ્રિન્સેસ લુઇસ ડચેસ ઑવ આરગાઇલ** સાૈથી ચુનંદી ગણાય છે,

ને તેણીનું એ કામ કોઈબી આગેવાન હુન્નરમંદને શરમાવે એટલી હદ સુધી ફ-તેહમંદ છે.

પણ ચિત્રકળાના હુન્નર તરફનો ભાવ ઇંગ્લાન્ડનાં રાજ-કુટુંબમાંજ અટકેલો નથી. થોડા વખતની વાત ઉપર **યુરોપના રાજકર્તાઓનાં** હાથનાં કેટલાંક ચિત્રોવાળી એક 'આલબમ' અતિ મોંઘી કિંમતે બહાર પડી હતી, જેમાં ઘણાક રાજા-રાણીઓએ પોતાનો ફાળો આપ્યો હતો. **જરમન કયસરે** શાંત દરિયામાં લંગર કરી પડેલાં એક મોટાં લડાયક બારકસનો સુંદર દેખાવ ચિતાર્યો હતો. તેણે તે બારકસની પાસે બીજાં નાનાં વહાણો પાડયાં હતાં, જ્યારે આજુબાજુ લીલોતરફથી ઢંકાયલા પહાડોનો રમણ્ય ચિતાર દરેકની વખાણ મેળવતો હતો. મજકુર ચિત્ર નામદાર કયસરનો ચિત્રકળાનો નાદર અભ્યાસ પુરવાર કરનારો એક નમુનો કેહેવાય છે.

પોતાના સરતાજ ભરથાર અને કુળદિપક બેટાને આફતકારક સંજોગો વચ્ચે ખોહી બેઠેલી હાલ સર્વની દીલસોજી ખેંચી રહેલી **પોર્ટુગાલની** પેલી કમનસીબ દેશનિકાળ **રાણી** પણ ચિતારી છે. તેણે ગધેડાંનાં આબાદ ડોકાંના ચિતારથી એ હુન્નરમાં પોતાનો ફાળો આપ્યો છે, જ્યારે તેણીની પડોસી **સ્પેનની રાણીએ** જાતજાતના ફુલોનાં 'ડ્રાઇંગ' રજુ કર્યાં હતા. **ઍમપ્રેસ ફ્રેડરીકે** એક લોકનાનું ડાકું પાડી મોકલ્યું હતું, અને **બવેરિયાવાળી પ્રિનસેસ** કલરાએ પણ ઘણી ઉંચી હુન્નરમંદીના નમુના રજુ કર્યા હતા.

**જરમન કયસર** ખરેખર એક કાબેલ ચિતારો કેહેવાય છે. "**બારકસો વચ્ચેની લડાઇ**"નાં તેના ચિતારે પણ વાજબી વાખવાખી મેળવી હતી, અને તે સમજુ વર્ગમાં અતિ ઘણું વખણાયું હતું. "**Tower of the Church of Our Saviour at Jerusalem**" વાળું તેનું એક 'ડોઝાઇન' ઇજનેરોમાં અતિ ઘણું વખાણયું હતું, અને તેની એ વિષેનાં આગેવાન માહારીઓમાં ખાસ લંબાણથી નોંધ લેવાઈ છે.

યુરોપના રાજકર્તાઓમાં સોથી નામીચો ચિતારો દલગીરીભર્યા સંજોગો વચ્ચે કવખતે માર્યો ગયલો પેલો **પોર્ટુગલનો** કમનસીબ

રાજા કાર્લોસ પોતે ગણાતો હતો. 'લીસબન સાલૉન' ખાતેનાં પ્રદર્શણુમાંનાં તેનાં ચિત્રો જોવા લોકોનાં ટોળેટોળાં ધસડાઇ આવતાં હતાં, જયારે પેરિસનાં પ્રદર્શનમાં તેના ચિતારો માટે અને મુખ્ય કરીને "પોર્ટુગાલના કિનારા આગળની માછલીઓ" નાં તેનાં ચિત્ર માટે તેને એક રૂપાંનો ચાંદ અને પેહેલાવર્ગની "સરટીફીકેટ ઑાવ મૅરીટ" મળી હતી. તેણે પોતાનાં મરણુની થોડો વખત આગમચ એક નામીચા ચિતારા સાથે વાત કરતાં જણાંવ્યું હતું કે "અરે, હું કેવું ઇચ્છું છું કે ધાંધળભર્યાં આ રાજના માલેક કરતાં મારી પીછીની બરકતે હાળ રોટલી પેદા કરવાનું મારાં નસીબમાં સરજાયું હતે—અને મારી જીંદગી અને કાબેલીયતથી એ હુન્નરને સંપૂર્ણ રવેસે સંપાદન કરવાનું મારા ભાગ્યમાં હતે!" બચ્ચીત, એવું સુખ તેનાં નસીબમાં હતું નહિં. પેલા મહાગુરૂ શેકસપીયરના શબ્દોમાં સચ્ચાઇજ છે કે "Uneasy lies the head that wears a crown."—અને એ મતલબના બીજા અસંખ્ય પુરાવાઓમાં આ કમનસીબ રાજાનો એક વધુ સમાવેસ થાય છે.

પરશિયાના માજી શાહમાં બી એજ શોખ ઉતર્યો હતો. કહે છે કે પોતાનો આ શોખ તેઓ વિચિત્ર રીતે પુરો પાડતા હતા. તેહેરાન ખાતેના પોતાના મેહેલમાં એ નામદારે એક કુશાદે ઓરડો જુદો રાખ્યો હતો, જેની દેવાલો પર મોટાં કિંમતી ડ્રોઇંગમાં વપરાતાં સફેદ કાગળો ચીટકાવવામાં આવતાં હતાં. આ કાગળો પર તે નામદાર પોતાને મનપસંદ ચિત્રો પાડતો, અને જ્યારે બધાં કાગળો ચિત્રોથી ખીચોખીચ ભરાઇ જાય ત્યારે તે ઉંચકાવી લઈ પાછાં બીજાં ચીટકાવવા ફરમાવતો; અને આવી રીતે તે પોતાના શોખને રસ્તો આપતો. વળી સ્વિડનના રાજાનો ચોથો બેટો પ્રિન્સ યૂજેને તો ચિત્રના હુન્નરને પોતાનોજ કરી લીધો છે, અને પોતાના પિતાના રાજ્યના બાદશાહી ધંધામાં પડવાને બદલે પોતાનાં ગુજરાણુ માટેબી એજ સાંધન કરી લીધું છે, યાને કે શોખ કાજે નહિં, પણુ ગુજરાણુ કાજે એ ધંધો તે ચલાવે છે. ચાર વર્ષ ચિત્રકળાના એક સાધારણુ વિદ્યાર્થી માફક પેરિસની નમુનેદાર ચિત્રશાળાઓમાં તેણે કેળવણી લીધી છે,

જે વેળા તે પોતાનાં મિત્ર-મંડળમાં મિત્ર તરીકે નહિ પણ એક સાદા 'ચૃજેન' તરીકે ભેળાયલો જણાયો હતો. એ દરમિયાન સહવારથી સાંજ સુધી તે પોતાનાં કામ પાછળ ઉમંગથી મંડયો રેહેતો હતો. સનદ મેળવવા પછી એક નામાંકિત પ્રદર્શણમાં તેનું જે પહેલવહેલું ચિત્ર મૂકાયું તે એક ગંજાવર રકમે ખરીદાયું હતું, જ્યારે તેનો લેનાર તો એ ચિતારાની હાલત વિષે તદનજ અજાણ હતો ! ત્યાર પછી તે યુરોપમાં એક ધંધાદારી ચિતારા તરીકે જાણીતો થયલો છે.

"ફુરસદ"

## હુન્નરમંદોની કારીગીરીના નમુના.

**નાનામાં નાની** ચીજોનો સંચય કરવાનો શોખ **યુરોપિયન મુલકોમાં વધતો જાય છે. એવી ચીજો** ત્યાં ખરીદવાની જબરી હરિફાઇ થાય છે અને એવા સુક્ષમ "મોડલો" બનાવવામાં ચંચળ ભેજાંના હુન્નરમંદોમાં પણ મોટી રસાકસી ચાલે છે. ઘડિયાળો, ઍન્જીનો, વહાણો અને એવી બીજી ચીજોની નાનામાં નાની આકૃતીઓની માંગણીને પુગી વળવા નામીચા હુન્નરમંદો હાલ રોકાઈ ગયા છે. મઇ જેટલી નાની આકૃતીમાં તે ચીજના દરેક ભાગો ખુલ્લા દેખાડવા એ કેટલું મુશ્કેળ કામ છે તેનો ખ્યાલ તો ખરા કીસબીઓનેજ આવે ! એ કામ કેટલું મુશ્કેળ અને બારીક હશે તેનો કાંઇ ઝાંખામાં ઝાંખો ખ્યાલ આપવાને નિચલા થોડાક દાખલાઓ પુરતા થઇ પડશે.

હાલ એક **અમેરિકન** કારીગરે એક નાનામાં નાનું **ઘડિયાળ** બનાવ્યું છે, જે એવી જાતની હુન્નરમંદીનો ખચીતજ ઘણો ઉમદા નમૂનો છે. આ ઘડિયાળનો ઘેરાવો એક ઇંચના ચોથા ભાગ કરતાંબી જરા-નાનો છે. ઘડિયાળનો "કેસ" સોનાનો બનાવવામાં આવ્યોછે જે પર ઘણી સુંદર નકશી પાડી છે. આ 'કેસ' ની એક બારીક ચાંપ દાબતાં તેનું બહારનું ઢાંકણુ ઉઘડે છે અને ઘડિયાળનુ 'ડાયલ' જેની ઉપર કાંટા અને કલાક બતાવ્યા છે તે નજરે પડે છે. જેવું. ઘડિયાળ

નાનુ છે તેવા તેના કાંટાઓ બારીક છે. કલાક અને મિનિટ દેખાડનારા બંને કાંટાઓને જોડી એક સીધી લીટીમાં મુકવામાં આવે તો તે લીટીની લંબાઈ ¾ ઇંચ જેટલી થાય છે. ઘડિયાળનું કદ આટલું નાનું છે, તોપણ સાધારણ મોટાં ઘડિયાળોના જેટલુંજ તેને મજબુત બનાવવામાં આવ્યું છે અને તેટલું ઉપયોગીબી થઇ પડશે એવી તેનો કીસબી બનાવનાર ખાત્રી આપે છે. સાધારણ ઘડિયાળમાં જેટલા ભાગો આવે છે તેટલા દરેક ભાગો આ મઇ જેટલા વખતયંત્રમાં પણ સમાવ્યા છે. કલાક, મિનિટ બતાવવા ઉપરાંત, તે "સેકંડ" બી દેખાડે છે! આ "સેકંડ" નો કાંટો એક ઇંચના સોળમાં ભાગ જેટલો બારીક છે! બાર કલાકના આંકડા રાતા કોતરવામાં આવ્યા છે જેથી તે જલદી વચાઇ શકે. આ ઘડિયાળ બરાબર જોવાઈ શકાય, તે માટે તેના સોનના કોતરા વચ્ચે એક અતિ ઘણો તીક્ષ્ણ અને ઉંચો "મેગ્નીફાઇંગ ગ્લાસ" નો ટુકડો જડી લીધો છે, જેથી તેનાં ખરા કદ કરતાં એ ઘડિયાળ બારગણું પંદર ઘણું મોટું દેખાય છે. આ કીસબી હુન્નરમંદીનાં નાદર નમુના માટે બસો પાઉન્ડની માંગણી થઇ ચુકી છે, પણ તેનો બનાવનાર કેહે છે કે એ નમુનો ઉતારવા ખાતર તેણે ત્રણ વર્ષ મેહેનત કરી છે અને તેથી પાંચસો પાઉન્ડ શિવાય તે આપવા ના પાડે છે.

એક ફ્રેન્ચમેને હાલ એક નાનાં "સ્ટીમ એંન્જીન"ની આકૃતી બનાવી છે તેબી ઉંચી જાતની હુન્નરમંદીનો એક ઉમદા નમુનોજ છે. આ ઇન્જીન વરાળથી ચાલતાં યંત્રની આબેહુબ નાની નકલ છે. આપણાં બાનુંઓ વાપરે છે તેવી નાની અંગુથી જેટલો તેનો ઇન્જીનવાળો ઓરડો છે અને તેનું વજન પંદર ગ્રેન કરતાંબી ઓછું છે! જેવું "એંન્જીન" બારીક છે તેવોજ સમકળો તેનો વરાળ ઉત્પન્ન કરવાનો ઓરડો છે અને તેવુંજ બારીક તેનું "પિસ્ટન" પણ બનાવેલું છે. "પિસ્ટન" ના હાથાની લંબાઈ એક ઇંચના બારમા ભાગ જેટલી છે અને તેનો ઘેરાવો ઇંચના નવમા ભાગ કરતાંબી નાનો છે! ત્યારે બીજું બધું સાંચાકામ કેટલી હદ સુધીનું બારીક હોવું જોઇયે, તેનો ખ્યાલ કરી શકાશે. આ યંત્ર ઘણું બારીક છે પરંતુ પણ તે અપૂર્વ તો નથીજ. એક કાબેલ હુન્નરમંદનાં કીસબી સિવનું

આ એક આશ્ચર્યકારક પરિણામ છે. તેનો બનાવનાર પોતે એક કુશળ ઇજનેર છે અને એક પેઢી તરફના મોટાં ઇનામની લાલચે તેણે આ “મૉડલ” આબાદ ઉપજાવી કાઢયો છે. આ સુક્ષ્મ આકૃતી ખાતર તેને કેટલી મેહેનત પડી હશે તેનો ખ્યાલ એટલા પરથીજ આવશે, કે આ મઇ જેટલું “ઍન્જીન” એકસો ચાલીસ જાદા જુદા ભાગો જોડી ઉભું કરવામાં આવ્યું છે અને તેના જોડાણમાં બાવણ ઇસ્કોરાં વપરાયાં છે. તેનું “બૉઇલર” એટલું તો “ગંજાવર” છે કે ત્રણ પાણીના ટીપાં નાંખતાં તે છલાછલ ભરાઇ જાય છે! આટલાથીજ બસ નથી હો! આ આટલા મોટા જથ્થામાં ભરાતું પાણી વળી તેટલોજ મોટો જથ્થો વરાળનો પેદા કરે છે અને તેથી તે વરાળને બળે તે ગતિમાં મેળાય છે. એક યુરોપિયનના કાબેલ ભેજાંનું આ કેવું ઉમદા પરિણામ!

એક મી. ઑસ્લેર નામના અમેરિકને પણ એક નાનું મઇ જેવું આગગાડીનું “ઍન્જીન” બનાવી હાલ જાહેરમાં મુકયું છે. આ ઇન્જીન બનાવવામાં રૂપાં અને સોના બેઉની મદદ લેવામાં આવી છે અને તેણી એક ઉમદા કારીગીરીનો ઉત્તમ ખ્યાલ આપે છે. તેની “બૅડપ્લેટ” સોનાના ટુકડાની બનેલી છે, “ઍન્જીન” ની “સિલિન્ડર” નો વિસ્તાર એક ઇંચના પંદરમાં ભાગ જેટલો છે. સમતોલપણું જાળવી રાખવા વપરાતાં “બૅલન્શ વ્હીલ” નો વ્યાસ ઇંચના ત્રીજા ભાગ જેટલો છે અને તે એવી કુશળતાથી ગોઠવવામાં આવ્યું છે કે એક મિનિટમાં હજાર આંટા ફરે છે. બીજા ભાગો પણ અતિ ઘણાં બારીક તોપણ મોટા ઇન્જીનોમાં વપરાય છે તેવાજ જડવામાં આવ્યા છે અને તેઓના કામો પણ તેવીજ કુશળતાથી થાય છે.

એક ઇટાલિયન કીસબીએ બનાવેલાં એક નાનાં વાહાણુ માટે મોટી મોટી “ઑફરો” તેને મળી છે. આ વાહાણુ ઘણુંજ નાના કદનું છે અને તે એકજ મોટાં મોતીમાંથી કોતરી કાઢેલું છે. તેનું સઢ કિંમતી ઝળકતા એક હીરા ને એક સોનાના નાના ટુકડામાં જડી ઘણી કુશળતાથી બનાવ્યું છે. હીરાના ચકચકીત તાબથી તે શોભીતું રહ્યું છે. વહાણના આગળા ભાગપર એક હાનકડો આકાર કરવામાં આવ્યો છે, જેમાં જડેલું એક કિંમતી માણેક ઝળકે અને તેથી બહાર પડતા

ઉજાશ કરતાં વધુ રોશની ફેંકે છે. આ "ગંજાવર" આગબોટ વળી સુકાણુથીબી બાકટ નથી હો! એક આબદાર લીલમને સુકાણુમાં ફેરવી નાંખવામાં આવ્યું છે અને તેની સાથની બેઠકની જગા સુંદર નકશી કામ સાથનો એક અતિ નાનો હાથીદાંતનો ટુકડો સાચવે છે. આ આગબોટ ભારીબી તેટલીજ છે. જ્યારે વાંચનાર જાણશે કે તેનું વજન અરધા આઉંસ કરતાંબી જરા ઓછું છે, ત્યારે તેને ઉચકવાને કેટલાં માણસોનો કાફલો જોઇતો હશે તેની ગણત્રી તેઓજ કરી લેશે! આ હુન્નરમંદીનો બેમુલ નમુનો તેના માલેકની ચતુરબુદ્ધિ માટે ખરેજ આપણી પાસે આફ્રીન પોકરાવે છે. એક દેશી રાજા તરફની બે હજાર પાઉન્ડની છેલ્લી માગણીબી તેના બનાવનારે ના પાડી છે. આપરથી તેના હુન્નરમંદ કીસીબીએ આ નમુનો ઉપજાવી કાઢવા માટે કેટલી રંજ ખેંચી હશે, તેનો ખ્યાલ આપણને આવે છે.

એવી નવી નવી ઉકમાઇઓ ઉપજાવી કાઢવામાં ઇટાલિયનો એક્કા છે. સાધારણ ચોખાના દાણા જેટલા રંગબેરંગી સુંદર પથરાઓ અને કાચની બારીક રજકરણોને સાથે મેળી કુદરતની બળીહારીનો સુંદર ખ્યાલ આપતાં પક્ષીઓ અને જનાવરોના એવા સુંદર "મૉડલો" તેઓ બનાવી કાઢે છે, કે દુનિયાના નામાંકિત હુન્નરમંદો આફ્રીનનો પોકાર મારતાં દાંતમા આંગળાં પકડે છે. એવા "આર્ટિસ્ટો" ના સુંદર નાનાં 'મૉડલો' ફ્લૉરન્સની ઘણીક દુકાનોમાં નજર પડે છે.

એક કાબેલ ઇટાલિયન હુન્નરમંદ બાનુંએ એવોજ એક સુક્ષ્મ "મૉડલ" થોડા વખતની વાત ઉપર આપણા શાહનશાહને માન સાથ ભેટ આપવા મોટી મેહેનતે ખાસ બનાવ્યો હતો. તે ભેટ જોઈ શાહનશાહ ઘણાજ ખુશ થઇ ગયા હતા—ના છક થઇ ગયા હતા એમબી કહેવાશે. તે કુદરતના જીવને ખુશ કરનારો દેખાવ હતો—એક પવનચક્કી, એક ખેતર, તરકારીથી ભરાયલું એક ગાડું અને તેને ખેંચનારો ઘોડો અને હસતે ચેહેર ઉભેલા થોડાક ગામડિયાઓ એ સઘળા ચિતારા—દેખાવો તે એકજ "મૉડલ" માં ખુલ્લા દેખાતા હતા પણ તે "મૉડલ" એવો તો વિચિત્ર રીતે ગુંથાયલો હતો, કે અરધા મેનનો એક ચોખાનો બારીક દાણો જેટલો બારીક હોય અને જેટલી જગા રોકે એટલીજ આ સુંદર ભેટ બારીક હતી. આટલી સુક્ષ્મ ચીજમાં

ખુલ્લી જગા સાથે મોકલાશથી આટલી બધી બાબદો દેખાડવી તે કેટલું મુશ્કેળ અને કલ્પના પણ નહિં કબુલ કરી શકે તેવું વિકટ કામ હશે?—પણ તે એક ફીસબી ભેજાંનો ઇટાલિયન બાનુએ કરી બનાવ્યું હતું! આપણા દેશમાં ક્યારે એવાં હુન્નરમદો જન્મ લેશે? અને જન્મેલાં હોય તો તેમની કદર કોણ બુઝે છે?

**જરમનીના શાહનશાહ** પાસ એક ઘણોજ સુંદર "ટી સૅટ" છે, જે એ નામદાર માટે એક **જરમન** કારીગરે બસ બનાવ્યો હતો. "ટી ટ્રે" એક અસલની જુની પ્રશિયન અર્ધી પેનીમાથી બનાવવામા આવી છે, જ્યારે આ "સૅટ" માટેની કીટલી બનાવવામાં જરમન ફાર્ધીંગ વપરાઇ છે. પ્યાલાં, દુધના વાસણ, ચમચી. રકાબી વિગેરેની બનાવટમાં જુદા જુદા સિક્કાઓજ લેવામાં આવ્યા છે." "ટી ટ્રે" અર્ધી પેનીમાંથી બનેલી એટલે કેટલી મોટી હશે તેનો ખ્યાલ કરશો—અને જ્યારે આ બધી ચીજો તેમાંજ સમાવવાની ત્યારે તે કેટલી બારીક બની હશે તેનો કાંઈ વિચાર આવશે.

"જ્ઞાનવર્ધક."

---

# નામાંકિત તબીબોની ગંજાવર 'ફી'.

સાતેક વર્ષની વાત ઉપર, આપણા શેહેરના એક જાણીતા ગ્રહસ્થ **મી॰ હોરમજી ચોકસા-સોલીસીટર** જેઓ પાછળથી તે અરસામાંજ સ્વર્ગવાસ પામ્યા તેઓએ, પોતાની સારવાર માટે, વિલાયતના નામાંકિત સરજ્યન **ડૉકટર મૉરિસને** બાદશાહી "ફી" આપી અત્રે બોલાવ્યો હતો તે બનાવથી આપણી તરફ ચકચાર થઇ રહી હતી, પણ યુરોપમાં તો એવા દાખલા વારંવાર બનેછે. પોતાના જાન બચાવનાર તબીબોને નેહાલ કરી નાખવાને ત્યાંના માલેતાજારો સદા તત્પર રહેછે. તબીબોને બાદશાહી "ફી" મળવાના અનેક દાખલા નોંધાયાછે. જેમાંના આટલા ત્રણ-ચારનીજ નોંધ આ પ્રસંગે હું રજુ કરીશ.

ગઇ સદીના એક જાણીતા તબીબ ડૉકટર હિમ્સડેલને એક-વાર સૌથી બાદશાહી રકમ મળી હતી. રશિયાનાં નામદાર શાહેન-

**શાહબાનું કૅથેરાઇન** અને કુટુંબને શિતળા મુકવા માટે મજકુર તબીબને **રૂપિયા દોઢ લાખ** 'ફી' તરીકે અને **રૂપિયા પંચોતેર હજાર ગાડીભાડાંના** આપવા ઉપરાંત, **રશિયન 'બૅરોનેટ'** નો ખેતાબ બક્ષવામાં આવ્યો હતો. વળી, એ સઘળું જાણે પુરતું નહિં હોય તેમ, એ તબીબને ૫૦૦ પાઉન્ડનું સાલિયાણું જીંદગી સુધી બાંધી આપવામાં આવ્યું હતું. એક નાની જેવી સેવા માટે આ કેવો ઉમદા બદલો!

નામીચા શસ્ત્રવૈદ **સર ઍશ્લી કુપર** જેનું નામ તબીબી મંડળમાં પ્રસિદ્ધ છે, તેના ભાગ્યમાં પણ બાદશાહી 'ફી' લેવાનું વારંવાર સરજાયલું હતું, પણ એક વાર એક 'કેસ' માં આ પ્રસિધ તબીબના બાબમાં એક લગરીક રમુજી બનાવ બન્યો હતો. આ નામાંકિત 'સરજ્યન' ને એક વેળા **હયાત** નામના એક લખેશ્રી **'વેસ્ટ ઇન્ડિયન' વેપારી** ઉપર શસ્ત્રવિદ્યાનો એક બિકટ પ્રયોગ કરવા માટે રોકવામાં આવ્યો હતો. તે પ્રયોગ ફતેહમંદ ઉતર્યો અને મજકુર લક્ષાપતિ સાજો થયો. તેણે પોતાના તબીબોને લવાજમ આપવા એક દિવસ ઠરાવ્યો જે દિવસે સઘળા તબીબો હાજર થયા. પોતાનાં કુટુંબના તબીબને એક મોટી રકમ તેણે બક્ષીસ આપી. બીજા બે તબીબો કે જેઓએ 'ઑપરેશન' વેળા મદદ કીધી હતી તેઓને દરેકને ત્રણ કલાકની સેવા બદલ દુલ્લઃ હિસે તેણે ૩૦૦ ગીની કહાડી આપી અને પછી સર ઍશ્લી તરફ ફરી, તે બોલ્યો:—"અને તમારે માટે, સાહેબ, આ મારી ફાટી ટોપી હાજર છે," અને એમ કહેવા સાથ તેણે પોતાના માથાંપરથી એક જુની ટોપી કહાડી, તે નામાંકિત તબીબ તરફ ફેંકી. બે પળ, સર ઍશ્લી હેરત રહ્યા. તેની આવી કિંમતી સેવા માટે યોગ્ય દામ આપવાને બદલે તે શખ્સે તેને આવું અપમાન આપેલું દેખીને તે પેહેલાં તો દંગ થઇ ગયો, પણ તે ટોપી તરફ એક ઝડપી નજર નાખતાં સર ઍશ્લીની ચતુર આંખોએ જોઇ લીધું કે એક કિંમતી 'ચેક' તેમાં ખોસેલો નજર પડતો હતો. તે હસ્યો અને પેલી ટોપી ઉંચકી, નમન કરતાં બોલ્યો:—"સાહેબ, તમારૂં અપમાન હું કબુલ કરૂં છું અને તમારી આ ટોપી તેની સાથનાં કાગળિયાં સાથે સ્વીકરવાની રજા લઉ છું." આમ કહી,

પાછું હસતાં, બે હજાર ગીનીનો 'ચેક' ગજવામાં મુકી સંતોષ સાથે તે ચાલતો થયો.

સર મોરેલ મેકેન્ઝીને પણ બાદશાહી 'ફી' એક વેળા મળી હતી. શહેનશાહ ફ્રેડ્રિકને સાજો કરવા બદલ વીસ હજાર પાઉન્ડની રકમ તેને મળી હતી.

ઈ૦ સ૦ ૧૮૭૧ નાં વર્ષમાં આપણા મરહુમ નામદાર શહેનશાહ જેઓ તે વેળાએ નામદાર "પ્રિન્સ ઑવ વેલ્સ" તરીકે ઓળખાતા હતા તેમની બિમારીમાં હાજર રહેવા માટે સર વિલ્યમ જેનરને દસ હજાર ગીની રોકડી તેમજ બીજી ભેટ-સોગાત મળી હતી. કહેછે કે જો તેને સોનાથી તોલ્યો હતે તો તેનાં પોતાનાં વજન કરતાં પણ વધુ ભારી સિક્કાઓ તેને મળ્યા હતા. એ ઉપરાંત. K. C. B. યાને "નાઇટ કમાન્ડર ઑવ ધ બાથ" ના મોટા ખેતાબનો તે ધણી થયો હતો.

સર વિલ્યમ ગલ, સર ઍન્ડ્રુ ક્લાર્ક, સર વિલ્યમ જેનર અને સર મોરેલ મેકેન્ઝીની દરેકની વાર્ષિક આવક ઓછામાં ઓછી ત્રણ લાખ રૂપિયાની ગણાતી જેમાંનો મોટો ભાગ ૫૦ થી ૫૦૦ 'ગીની' સુધીની એકેક વેળાની મળેલી 'ફી' થી થતો હતો.

આપણા તબીબો માટે ક્યારે એવો દિન આવશે? તેઓ ક્યારે પોતાના ફરેસ્તાઇ હુન્નરની કૃપાથી દોલતના ડુંગર સાથ આવી નામનાની નાવમાં તરશે?

"નૂરે-એલમ"

## હિંદ જીતનારી કમનસીબ ફ્રેન્ચ ત્રગડી.

હિંદુસ્તાન જીતવાની કોશેશ કરનારા દરેક ફ્રેન્ચ સરદારનો અંજામ ખરાબ આવ્યો છે. પ્રખ્યાત ફ્રેન્ચ લડવઇઆ ડુપ્લે કે જેને પોતાની આખી જીંદગી પોતાનું (ફ્રેન્ચનું) રાજ્ય હિંદુસ્થાનમાં સ્થાપવામાં ઘસી નાંખી તે મહાન નર ભિખારી હાલતમાં માર્યો લાગ્યો.

તેની કિંમતી સેવાઓ ધ્યાનમાં લેવા વગર તેની નાકદર ફ્રેન્ચ સરકારે તેને અહીંથી ફ્રાન્સ બોલાવી લઇ કેદમાં નાંખ્યો. લાંચ લેવા માટે તેને ઉભો કરવામાં આવ્યો અને મોટા જરને ભોગે લાંબી તપાસ પછી તે છુટયો. અરે—રે—કમનસીબ સરદાર! ફ્રેન્ચ રાજ્ય અત્રે સ્થાપવાની પોતાની ઉમેદ પાર પાડવાને તેને પોતાની ગીરેના ૪૫,૦,૦૦૦ રૂપ્યા ખરચ્યા અને અફસોસ કે તેને કાંઇ મળ્યું નહિં!

પોતાના મરણના બિછાણાપર તે આ શબ્દો બોલી ગયો, જે આજે પણ યાદગાર છે "અરે, મેં મારા દેશને ઉંચો કરવા ને હિંદુસ્થાનમાં ફ્રેન્ચ રાજ્ય સ્થાપવાને, મારી દોલત, મારી જુવાની અને મારી જીંદગી ખરચી નાંખી છે, પણ મારાં કામોને કલ્પીત અને હસવા સરખાં ગણવામાં આવ્યાં છે. મારી નાકદર સરકારે મને એક કંગાળ આદમી બનાવી મારી નેમ બરબાદ કીધી છે." બસ, તે યાદગાર શબ્દોનો ઓચરનાર જલદીજ આટલુ બોલી માર્ગે લાગ્યો! બીજો નામાંકિત સરકાર કાઉન્ટ ડલાર્લી પણ ગરીબીમાં રીબી આપઘાત કરી મરણ પામ્યો. તે પણ એક લાંબી તપાસ પછી લાંચ લેવાના આરોપમાંથી નિરદોષ છુટયો, પણ ગરીબીમાં પાતાનો જાન પોતેજ આપી ચાલતો થયો. ત્રીજો સરદાર મોરીશીયશનો તે વેળાનો ફ્રેન્ચ ગવરનર લાબરદોને પણ એવોજ અંજામ પામ્યો. લાંચ લેઇ ઇનસાફ વેચવાનો તેનીપર આરોપ આયો. લોકો તરફ ઘાટકી થઇ તેઓને દુઃખ દેવાનો આરોપ તેની પર પુરવાર થયો અને તે બહાદુર ફ્રેન્ચ બચ્ચો પોતાનાજ દેશમાં પોતાના સ્વદેશી ભાઇબંધોનેજ હાથે ફાંસીની સજા પામી ત્રણ લાકડે ચઢી ચાલતો થયો—અને આવી રીતે ત્રણદો બહાદુર ફ્રેન્ચ સરદારોનો બુરો અંજામ આવ્યો.

"જામે જેહાંનુમા"

---

# ફટાકડાઓની મુબારકબાદી.

## નવાં વર્ષના વિચિત્ર "કેકર્સ."

એકાદ નવાં વર્ષ જેવા ખુશબખ્તીના દિવસે આપણે અરસપરસ દુવાઓ અને મુબારકબાદીના કાર્ડો હંમેશ મોકલ્યે છીએ. એ રિવાજ

આપણી રાજ કરતી કોમે આપણને આપ્યો છે. અને તેજ ઇંગ્રેજોમાં કાર્ડ સાથ "ક્રેકર્સ" (ફટાકડા) મોકલવાનો રિવાજ પણ હાલ ઘણો સાધારણ થઈ પડયો છે. એ ક્રેકર્સો આપણી તરફ હજી પગ પેસારો કરી શકયા નથી, પણ યુરોપમાં તો એ ઘેલાપણું ઘણું છે. એક જાતના ફટાકડાઓને બહારથી જાત જાતના સુંદર આકારો આપવામાં આવે છે, અને તેની સાથની એક દોરી ખેંચતાં તે ફાટે છે, કે જયારે અંદરથી ભલી દુવાઓની કાપલી યાતો નકલી ફુલોની નાની ટોપલી યાતો જાત જાતની મીઠાઇઓ યાતો એવીજ કોઈ બીજી નવાઈઓ નિકળેછે. આ જાતની ભેટસોગાદો યુરોપ તરફ બહુ પ્રિય થઇ પડી છે, અને તે નજીવી કિંમતથી સેંકડો પાઉન્ડ સુધીની પણ મળે છે.

આ ફટાકડાઓ દર વર્ષે લખોની સંખ્યામાં બને છે. એક ગ્રહસ્થે હાલમાં ગણત્રી કાઢી છે કે એક વર્ષમાં માત્ર ઇંગ્લાન્ડમાં બનતા આવા ફટાકડાઓમાં વપડાતા સરસ યા ગુંદરનોજ જો એક ઢગલો કરીએ તો તે ઢગ ઉંચકવા ત્રણસો જોરાવર બાંધાના માણસો જોઇએ, અને તેમાં વપડાતાં કાગળનો ઢગ ઉંચકવા એટલું જોર વાપડવુ પડે કે જેથી ૩૦૦૦) માણસો ઉંચકી શકાય! આ પરથી આ કાર્ડોની કેટલી ગંજાવર સંખ્યા હર સાલ બહાર પડતી હશે તેનો આપણને કાંઇક ખ્યાલ આવશે. ઉપર જણાવ્યું તેમ છ પેનીની નજીવી કિંમતથી તે હજારો પાઉન્ડ સુધીના દરેક એવા ફટાકડાઓ બનાવવામાં આવે છે, ને તે માંહેલા કેટલાક કેટલા કિંમતી હોય છે તેના દાખલા જાહેરમાં આવેલા છે:—

ગયે સાલ એક અમેરિકન કરોડપતિએ પોતાની બેટી માટે એક એવો કિંમતી ફટાકડો મોકલ્યો હતો, જેની કિંમત પંદર હજાર પાઉન્ડ એટલે સવા બે લાખ રૂપ્યા અંકાઈ હતી! આ "ક્રેકર" ઘણુંજ ઉંચાં રેશમી કપડાંનો બનાવવામાં આવ્યો હતો, અને તેની દોરી ખેંચતાં એક છ ઇંચ લાંબો નકસીદાર સોનાનો દાબડો નિકળતો હતો જે ખરી હુન્નરમંદીનો એક બેમુલ નમુનો હતો, ને તેની અંદર ઘણુંજ આબદાર મોતીનો એક સુંદર હાર મુકાયલો હતો.

વળી એક બીજા જવાન શોખીન ગ્રહસ્થે પોતાની મોહોરદારને નવાં વર્ષ પર ભેટ આપવા એવાજ એક કિંમતી 'ક્રેકર' નો ઉપયોગ

કર્યો હતો. આ ફટાકડો સોનેરી રંગનાં કિંમતી ચામડાંનો બનાવવામાં આવ્યો હતો, અને તેની અંદર સોનાની ખોલી જડાવીને તેમાં એક ઝળકતા હીરાની વીંટી પોઈ હતી, તથા આસપાસ તેની પોતાની અને તેણીની નાની સખીઓ જડી લીધી હતી. આ ભેટ, અલબતાં, પેટ્ટી બાનુને ઘણીજ પસંદ પડી. પણ ધણીજીને એક એ નાજુક અને મીઠા અવાજનાં સુંદર '[illegible]' ખાતર સાડ હજાર રૂપ્યાની રૂમડી ઉઠી હતી!

લંડનના એક તવંગર ઉમરાવનાં બે ત્રણ વર્ષની વાત પર નવાં વર્ષને દિવસે લગ્ન થયા હતા. આ લગ્નમાં ભાગ લેનારી છ "બ્રાઇડસ મેડસ"ને તેણે અવાજ કિંમતી 'કેકર' ભેટ આપ્યા હતા, જેની અંદર એક સંતિધ [illegible] રૂપેરી 'કાસકેટ' ગોઠવવામાં આવી હતી. તે 'કાસકેટ'ને વળી એક નાનું બારણું જડવામાં આવ્યું હતું, જેમાં ઘણીજ સુંદર કુંચી પેચ મારેલી હતી. ને તે 'કાસકેટ'ની અંદર ઘણુંજ સુંદર 'સાચ' ગોઠવવામાં આવ્યાં હતા. આ કિંમતી ભેટનાં હરેક નંગ માટે તે લેહરી વરરાજાને અઢીસો પાઉન્ડ આપવા પડયા હતા.

પણ એ સઘળા ફટાકડાઓને બાજુએ બેસાડે એવો એક વિચીત્ર ફટાકડો થોડા વખતની વાતપર "ડુરીલેન થીયેટર"માં એક જાનીતા 'પેનટોમાઇમ'માં બતાવવામાં આવ્યો હતો. આ એક નકરોઝને દીને મુકેલો ખાસ ખેલ હતો, જે જોવા એક ઘણું મોટું અને વગવાળું મંડળ ભેગું મળ્યું હતું.

એ તમાસો શરૂ થતાંજ 'સ્ટેજ' પર એક વિચીત્ર 'ક્રેકર' નજર પડયો, જે સાત ફીટ લંબો હતો, અને બહારથી તેને ઘણોજ સુંદર દેખાવ આપવામાં આવ્યો હતો. તેની તાણવાની દોરી એક ઘણાજ રમુજી દેખાવના લહુઆએ પકડી હતી, જે ખેંચતાંજ મોટા સાધારણ અવાજને બદલે એક જાણીતો રાગ વાગ્યો, અને પછીથી તે ફાટતાંજ મજકુર કુંપનીની અતિ જાણીતી નાટકકાર મીસ નોરા હેર ફટાકડામાંજ બનાવેલા એક અતિ સુંદર નાના સોફાપર બેઠેલી સર્વેની નજરે પડી હતી; અને આ લોકપ્રિય નાટકકારને જોતાં તમાશબીન વર્ગે તાલીઓના ગંજાવર પોકારથી તે આખી નાટકશાળાને

લાંબો વખત સુધી ધમધમાવી મેલી હતી. એ તે સાહાસ! આપણા નાટકકારો એવી નવી નવી વિચિત્રતાઓને કયારે પોહોંચી શકશે?

વળી આથી બી ગંજાવર એક 'ફ્રેકર' લૉર્ડ હરનટ નામના એક કરોડપતિ ઈંગ્રેજ ઉમરાવે પોતાની બેટીનાં લગ્નની ખુશાલીમાં કરેલા 'બાલ' ના મેલાવડામાં રજુ કર્યો હતો. આ ગંજાવર ફટાકડો ૩૦ × ૨૫ ફીટ હતો. અને બહારથી તેને એક ઘણાજ સુંદર ઝુંપડાનો દેખાવ આપ્યો હતો, કે જે ઝુંપડાની દેવાલ પર ઘણાજ સુંદર દેખાવો ખાસ ચિતારવામાં આવ્યા હતા. એ પછી ત્યાં આખો મેલાવડો જમા થતાં બે ગ્રહસ્થોએ તે ગંજાવર ફટાકડા સાથ જોડાયલું ઉચ્ચાં રેશમનું જાડું દોરડું તાણ્યું, અને તરતજ તે વિચિત્ર કરામત એક ઘણા મોટા ધડાકા સાથ ફુટીને ફાટી જતાં હાજર રેહલાંઓ સામે એક ઘણોજ સુંદર દેખાવ નજર પડયો:—

તે ઝુપડું અંદરથી ભપકાદાર વિજળીક બત્તીઓથી ઝકઝકી રહ્યું હતું, ને વચમાં સુંદર ગલીચાઓથી ઢંકાયલી ભોંયપર એક નાનો અતિ કિંમતી સોફા મુકયો હતો, જેની પર ફુલ પાનના એક ઢગ વચ્ચે તે ઉમરાવની બેટી, જેનાં લગ્નની ખુશાલીમાં તે બૉલ કરવામાં આવ્યો હતો તે પોતે અને તેણીનો ખવિંદ અતિ ભપકાદાર પોશાકમાં સજ્જ થઇ બેઠેલાં બધાંની નજરે પડયાં! તે એક ઘણુંજ દિલચસ્પ ચિત્ર હતું, કે જેની તરફ પહરોણાંઓની આંખો જગનાજગ વાર સુધી ખુશીમાં ખેંચાઈ રહી. તેણીએ પેરિશયન મેળાવડાઓમાં પેહેરાતો એક અરધો ખુલ્લો પોશાક પેહેડયો હતો જેથી તેણીનું અરધું ઉઘાડું દિલ આસેપાસે પડેલા ફુલોના ઢગો વચ્ચે એવું દિપતુ હતું જે કોઈ બાગેબેહેસ્તમાં એકાદ પરીજ બેઠી હોય! વળી તેણીની બાજુમા એક ટર્કીશ શાહાજાદાના પોશાકમાં સજ્જ થયલો તેણીના ભરથાર બેઠો હતો, ને એ આખો દેખાવ એટલો સુંદર લાગતો હતો કે તે તમામ મેળાવડો ઘડીભર હેરત અને છક થઇ ગયો. લૉર્ડ અને લેડી૦ હરટન પોતે તો એ વેળાએ તે દેખાવ સંતોષથી જોતાં હસતાં બેઠાં હતાં. એ થોડી પળની મજાહ આપતાં રમકડાં ખાતર લૉર્ડ હરનટને એક હજાર પાઉન્ડ આપવા પડયા હતા!

ગયે વર્ષે, એક ઇંગ્રેજ મોજાં તુવાલ વગેરે વેચનારી પેઢીએ પોતાનાં ઘરાકોને એક સાદો "ક્રેકર" ભેટ આપ્યો હતો, જે ફોડનાં અંદરથી હાથનાં મોજાની એક સુંદર જોડ. પા દજન નાના નેપકીન અને મજકુર કુંપનીની નવાં વર્ષની ભલી દુવાઓ સાથની જાહેર ખબરની છાપલી વિગેરે મળ્યાં હતાં. પોતાના ધંધાની આથી વધારે સરસ ફુનેહભરી જાહેરાત બીજી કેવી હોય? ઘરાકો ખેંચવાની આવી ખરચાલુ પણ ખરી ફાયદાકારક રીતો આપણા ઢાળી 'કૅલેન્ડરો' વેંહચી જાણનારા વેપારી ભાઇઓએ શિખવી જોઇએ.

ડાં૦ હારલી કેનેડી નામના એક તબીબે પોતાનો પ્યાર જાહેર કરવામાં પણ એક 'ક્રેકર' નીજ મદદ લીધી હતી. પોતાનાં ઘરાકોમાની એક અતિ ખુબસુરત લયલાના જોરાવર પ્યારની મજબુત જ જીરમા એ મજનુ સપડાયો હતો. એ તબીબ સાહેબ દરરોજ વિચાર કરે કે એ લયલા આગળ દિલ ખાલી કરી નાખવું, પણ તેણીની હજુરમાં તેવણની જીભજ ટાલકે ચીટકે! હવે કરવું કેમ? તેવણે પ્રથમ તો વિચાર કર્યો કે એકાદ પત્ર મારફતે પોતાના પ્યારનાં પંખેરાંને તેવણની પરીના છાતીરૂપી પીંજરામા દાખલ કરવું, પણ તે નહિં ગમતાં આયંદા તબીબ સાહેબે એક 'ક્રેકર' નીજ મદદ લેવાનો ઠેરાવ કર્યો, અને તે માટે એક નઉરોઝનોજ દિવસ ઠેરવ્યો. તેવણે તે પછી તબીબો ભૂંગળી વાપડે છે તે આકારનો એક 'ક્રેકર' બનાવ્યો, અને તેની અંદર એક સુંદર વીટીને જગ્યા આપી. તે સુંગધી બનાવેલાં એક કાગળ પર પોતાનો હાથ કબુલ કરવા તેણી પર એક મોટી અરજી તૈયાર કરી તે બી તેની અંદર મેળી, અને તે પછી એ ભેટ તેવણની ધારેલી પર તેવણ સાહેબે મોકલી આપી. અને પછી? એ સુંદર ભેટની અસર બી તેવીજ સુંદર ઉપજી, કારણ થોડાજ દિવસમાં જવાબ મળ્યો કે "તમારા ફટાકડા મિસાલ આપણા વચ્ચેના અંતરને હવે ફોડી નાંખશું, અને તમે મને વીટી મોકલી આપી તેના બદલામાં મારૂં જીગર હું તમને સદાનું સોંપું છું" અને તમો સમજ્યાં કેની? આપણા એ લાડકવાયા 'ક્રેકર' ની બરકતથી તેઓ જલદીજ જોડાંયાં—અને—અને—ખાધું—પીધું ને મોજ મજાહ કીધી! એવાં તો અનેક

એંણુકોટકો આ ફુટાકડાઓની તવારીખમાં વેરવિખેર થયલાં મળી આવે છે, પણ આ નાનકડી કૉલમ પરનું દબાણ જોતાં અત્રેજ અટકશું.

"ફુરસદ"

# થોડાક ભૂખે મરેલા પ્રસિધ કલમકશો!

શું માણસનુંબી કીસમત છે!

જયારે કોઈના ભંડારમા ભરતી ભરાયાજ કરેછે ત્યારે કોઈ બિચારૂં એક રોટીનો ટુકડોબી ખરીદવાને અરધી ફાજલ પાડી શકતું નથી. લક્ષમી દેવી તારી વિચિત્રતાને કોણ પોહોંચી શકશે! એક બે બદામના કમીનાપર તું કોઇ વેળા દયાવ વરે છે તો બિચારો ખરો મુફલીસ, ગરજવંત, દરદવંત ને હાજતવંત તારી વાટ જોતો સારો ભવ રડે છે.

મહાન કલમકશો જેઓનાં લખાણો સોનાની ખાણુ અંકાયાં છે, જેઓનાં પુસ્તકોના વેચનારાઓએ મહાલો બાંધ્યા છે તેઓમાંનાં ઘણાઓએ ઘણી વાર બેકદર આલમની સુસ્તી વચે લક્ષમીની તંગીમાં વર્ષો કાઢયાં છે, દુનિયાને કિંમતી કરવા તેઓ કેવો ગંજ બહાર કાઢતા હતા, ભાઇબંધ ઇનશાનોમાં સદગુણો ને સારા વિચારો ફેલાવી આ જુઠ્ઠી ને ફાંની જીંદગીમાં પણ બેહેસ્ત બતાવવા, ઈશ્વરની હાજરી દેખાડવા દિવસો અને કલાકો કાગળ, કલમ અને સાહી સાથ સેજાં અને દેહનું નખ્ખોદ વાળતા હતા ત્યારે અફસોસ, તેઓ પોતે ભૂખે મરતા હતા! આલમ એક કાબેલ લખનારનાં લખાણો-પર મરી ફીટે છે, પણ તેને જન્મ આપનાર લેખક વિષે તેની જીંદગી દરમિયાંનજ જાણુવાની કેટલી થોડી જરૂર પિછાણે છે! હઝારોની જીંદગીમા નીતિ–નેકી ફેલાવનાર, રૂડાં વચનોને દિલસોઝીના પેગામો મોકલી દરદી અને આફતભરી જીંદગીનાં સંકટોમાં રાહત આપનાર એક કસાયલો કલમકશ બિચારો પોતે કેવી લડતો લડે છે તે ક્યાં વાંચનારી આલમ જાણુવા માંગે છે? એક વિરલા મઝાકીય લેખક

બેટાનાં મરણ પછી તે તેની ખુટ જોય છે, તેને વિષે જાણવાની આતુરતા ફેલાય છે ને પછી તેને માટે તરેહવાર ચલવલો ચાલી રહે છે—જ્યારે તે બિચારો પોતાનાં અમર લખાણો હયાં છોડી સદાની શાંત ઉંઘમાં ઉંઘતો હોય છે!

બેકદર આલમની સુસતીનો ભોગ થઇ પડેલા મોહોતાજ કલમકશો કાંઇ ઓછા થયા નથી, તેથી તો કહેવાયું છે કે સાહિત્યમાં કોઇનો સુકરવાર થતો નથી. તે વખત પસાર કરવાનું સર્વેથી શ્રેષ્ઠ સાધન છે, પણ પેટ ભરવાનું સર્વેથી ભુખરી કામ છે—Literature is a good pastime, but poor craft આજે એવા થોડાક દિલગીરીભર્યા દાખલાઓ તમારી જબાનમાં ધરીશ.

ઝાઇલેનડર માટે કહેવાય છે કે તે તમામ મોહોતાજ હતો. કલમની ઉંચી બખ્શેશ છતાં લક્ષ્મી દેવી તેનાસે પ્રસંન થતી હતી નહિં. કંગાળીયત અને ગરીબાઇએ તેનાપર અંતે એવો ગલબો કીધો કે એક વેળા એકવારનાં માત્ર ખાણાં માટે "**ડાયોન કેશીયસ**" ના લખાણનો હસ્તલેખ આપી દેવો પડયો હતો. તે કહે છે કે "અઢારમે વર્ષે નામના મેળવવાને મેં અભ્યાસ કર્યો, જ્યારે પચીસમે વર્ષે દુનિયામાં રોટી ખરીદવાનું કેટલું મુશ્કેળ છે તે માલમ પડયું."

**સ્પેનની "મગરૂરી"** ગુરૂ **સરવાનટીસ** પોતાના અમર લખાણો છતાં ઠંડી ગરીબાઇના ગારમાં ગરક ગયો હતો. આજે તેનો મુલક આવો રસિક બેટો ધરાવવા મગરૂરી લઇ છાતી ઠોકે છે, જ્યારે એક વેળા આલમની બેકદરી અને સુસ્તીનો કમબખ્ત ભોગ તે પોતે ભુખમરાથી માર્ગે લાગ્યો હતો. બેકદર દુનિયા!

પાડોશી **પોરટુગાલની એકલી મગરૂરી** પેલો નામાંકિત પણ કમબખ્ત **કેમીયોસ** પણ એવાજ કરૂણારસિક કિસ્સાનો ભોગ થઇ પડયો હતો. તેની માતૃભુમીએ તેનાસે કેવો દાવ ખેલ્યો છે તે એક લાંબી વાર્તાનો ખોરાક પુરો પાડે છે. ટુકમાં જણાવતાં તે બિચારો જીંદગીની સઘળી તંગી ને હાજતમાં લિઝબનની એક આસપીટલમાં અંતે માર્ગે લાગ્યો. તે કમનસીબ કવિની કારકીરદીથી માહીતગાર એક પાદરી જેને આ બિચારાનો છેલ્લો અંજામ અનુભવ્યો હતો તે લખે

છે કે "એક આવા વિરલા બેટાની આટલી કંગાળ કદર થયલી જોવાનું કેવું શોકજનક છે! સારી દુનિયા ફતેહથી ફરી વળેલા ને ઇસ્ટ ઇન્ડીઝને જયથી ગજાવી આવેલા આવા મહાન નરને એક કંગાળ આસપીટલમાં દિલમાં પેહેરવાનાં પોતાનાં એકબી ખાનગી કપડાં વિના એક ધાર્મીક પહેરણુ અને કંગાળ ચાદરમાં મરતો મેં જોયો. રાત અને દિવસ પ્રજા સેવા બજાવનારાઓની દુનિયામાં કેવી કદર બુજાય છે તેનો કેવો દુઃખભરેલો દાખલો!"

તેની પડતી અને ગરીબાઇમાં એકે તેને પુછ્યું હતું કે તે વધુવાર કવિતાઓ શા માટે રચતો હતો નહિં? તેણે જવાબ દીધો, "જ્યારે હું રચતો હતો, ત્યારે જવાન હતો, પાસે થોડું સાંધન હતું, આલમમાં ખોટી ઉમેદ હતી, બાનુઓ મારીપરથી ઓવરઇ પોવરઇ જવાનો દેખાવ કરતી હતી. ( લેઓ કેર્મીયોસએબી મત આપ્યું, વળી પાછી તમારીજ બઇરાંઓનીજ મોહોકાણુ!) તેથી કાવ્ય દેવી મારી નસોમાં વ્યાપી રહી હતી. હવે તે સઘળું મરી ગયું છે, મારી મગજની શાંતી ગુમ થઇ ગઇ છે. આજે ખોદા ને ઍનટોનીયો જાવા સિવાય મારો કોઇ મદદગાર નથી. એ મારો માનીતો નોકર છે. જે મારી સાથ હિંદુસ્તાનના જાવા ખાતેથી આવ્યો છે. જ્યારે સઘળાં મને છોડી ગયાં છે, ત્યારે તે વળગી રહયો છે. આખો દિવસ તે મારી માવજત કરે છે ને રાતે હું સુતો હોવું, ત્યારે મને ખવરાવવા ભીખ માંગવા જાય છે. લાખમાં મળે તેવો એ એક નેક છે." અફસોસ અંતે ૧૫૭૯ના વર્ષમાં તેનાં સઘળા સંકટો મોહોતની છાયાએ ખલાસ કીધાં. તે મરી ગયો—ગેબ બન્યો. ત્યાર પછી "લુઝીયેડ" ના આ અમર કર્તા તરફ પોરટુગાલનું ધ્યાન ખેંચાયું. તેના મરણથી દેશે કેવું ઝવાહીર ખોહયું હતું તે માલમ પડી આવ્યું, તેને "મહાન" નો ઇલકાબ આપ્યો, તેની જયંતીઓ ઉજવાઇ—જ્યારે તે તો બિચારો ખમી ખમીને માર્ગે લાગ્યો હતો! દુનિયા-દુનિયા!

ટેસોપર પણ ગરીબાઇએ ત્રાપ મારી હતી. એ નામાંકિત લેખક પાઇએ પાઇનો મોહોતાજ હતો. તેની પાસ રાત્રે બાળવાનાં તેલનાબી દોદીયાં હતાં નહિં. એક ઠેકાણે તે પોતાની માનીતી બિલાડીને કહે

છે કે "મારાં લખાણ તરફ જોયા કર, તારી આતસ્વા આંખોનો કાગળ ઉપર ઉજાશ પડશે તો તેથી હું થોડું લખી શકીશ, કારણ **એથી** જયાદા ઝળકાટવાળી રોશની મેળવવાની મારી ગુંજાશ નથી."

**કારડીનલ બેનટી-વોગલીયો,** જે ઇટાલીનું ઝવાહીર ગણાયો છે તેનેબી છેલ્લે ડરામણી ગરીબાઇનો ખરો અનુભવ મેળવવો પડયો હતો. **ફીલસુફ લેખક પોમપોનીઅસ લીટસ** બિચારો એવી ગરીબાઇમા ગરક ગયો કે પારકે પૈસે દટાયો, જ્યારે તેનાં લખાણોએ બીજાઓ માટે મહાલો મેળવી આપ્યા છે.

**ફ્રેન્ચ કવિરાજ ડયુરાયર** પણ તમામજ કરકાબાલુસ હતા.

"**કવિનટસ કરટીયસ**" ના તરજુમાપર ત્રીસ વર્ષ રોકનાર ફ્રેન્ચ **લેખકરાજ વાગલાસ** પોતાના અમર હસ્તલેખ શિવાય કશુંબી મેલી ગયો નહિ. તે છેવટે એટલો તો ગરીબાઇમાં આવી પડયો કે બીજું કશુંબી વેચવાનું બાકી નહિં રહયાથી અંતે પોતાનું **શરીરબી ડાકટરોને અગાઉથી વેચી** ગયો કે મરણ પછી તેનાપર અખતરાઓ થાય! અરે-રે એક કાબેલ કલમકશ માટે આ કેવી કૃર સરજત! કુદરત, કયાં છે તારો ઇનસાફ!

**ફ્રેન્ચ કવિઓ રાશીન** અને **બોઇલો** એવા ગરીબાઇમાં આવી પડયા કે **રાજા ચઉદમાં લુઇએ** તેઓપર દયા કરી બપોરનું ભાણું મેહેલના બબરચીખાનાં પર આવી જમી જવાનો હક આપ્યો. બિચારા મરતા—ઝીંકાતા—અફરાતાબી તેઓ આવી દિવસમાં એક-વાર પેટનો ખાડો પુરો કરી જતા. એક વેળા તેઓએ રાજાને ખબર કરી કે **કોરનેઇ** નામનો તેઓનો બીજો નામાંકિત ગોઠયો બિચારો મોહોતને બિછાને પડયો હતો ને પાસે ખોરાક માટે ખાકબી હતી નહિં. રાજાએ થોડું ભોજન મોકલાવ્યું ને થોડાં દિવસમાં અંતે પ્રસિધ્ધ કાવ્યોનો તે જોડનાર મોહોતાજપણાંમાં મરણ પામ્યો.

"**Relation of the world**" નામની ચોપડીનો કર્તા **પરચાસ** પોતાનાં આ લખાણ પાછળ સારી જીંદગી ભર મચ્યો રહ્યો ને તે છપાઇ આવી ત્યારે છપામણીના પૈસા નહિં હોવા માટે

કેદમાં ગયો જ્યાંથી જ્યારે ખરચ જોગ થોડી ચોપડીઓનો ઉઠાવ થયો ત્યારે તે છુટો, ને ચાર્લ્સ પહેલો હમેશ કહેતો કે તેના પિતા રાજા જેમ્સની તે સર્વથી માનીતી ચોપડી હતી—જ્યારે તેનો લખનાર બિચારો આવા સકંજામાં પડયો હતો!

રશવર્ડની "તવારીખી સંગ્રહ" જાણીતી છે. આ લેખક રાજે કર્જની મોહોકાણમાં છેલ્લાં બાર વર્ષ કેદમાં કહાડયાં. પ્રસિધ લેખકરાજો રાઇમર અને સાઇમન ઓકલીએ જીંદગીની જોત જાળવવા તરેહવાર ગધઇ વહીત્રાં કર્યાં હતાં. તેઓ બિચારા "ખાઉ કરડુજ" જેવાજ રહયા હતા, જ્યારે તેમના પ્રગટ કરનારા અમન ચમન કરતા હતા.

રસિક કવિરાજ સ્પેન્સર પણ "ઠંડી ગરીબાઇનું માનીતુ બાળક" હતું.

ફ્લોયર સીડનેમનું મરણ લેખક-રાજો માટે ઘણું ધ્યાન ખેંચનારૂં છે. આ બિચારા કલમકશપર એક કરજના પેટામાં "વોરંટ" છુટયું. લેખકરાજપર તેની એટલી અસર થઈ કે તત્કાળ જાન ગયો. હોહાકાર થઇ ગયો. લોકોની હવે આંખ ઉઘડી કે જાણીતા કલમકશો આશરા વિના કેવા હલાક થતા હતા. ગરજાઉ લેખકરાજો માટે હવે એક ફંડ સ્થાપવામાં આવ્યું, જે આજે એક મોટી રકમનાં "ટ્રસ્ટ" માં ફેરવાઇ ગયું છે.

ડૉ૦ એડમંડ કેસટેલે "લેકસીકોન હેપટાગલોટન" પાછળ વર્ષો કાઢયાં અને પરિણામમાં ખુવારી મેળવી.

લસાજ પણ ગરીબાઇની ગીરફતારીમાં બળાપોકરતો માર્ગે લાગ્યો.

છેવટે ૧૭ વર્ષની બાળ વયે ગરીબાઇને ગમખારીમાં જાન આપનારા પેલા બાળ-કવિ મધુર થોમસ ચેટરટનનાં દુખભર્યાં દાસ્તાનથી ઇંગ્રેજી જાણનાર કયો વાંચક અણજાણ છે?

યુરોપના લેખક રાજોનાં આટલાં દાસ્તાનો બસ થશે.

અને આપણા લેખકો-બિચારા કયાં ગાડી ઘોડે ફરે છે? છોડોને એઓને!

"જામે જમશેદ"

# લેખક-પતિઓને મદદ કરનારી પ્રસિધ બાનુંઓ.

## (તેઓમાંની થોડીઓનો ટુંક રસિક હેવાલ.)

એક સદગુણી અને પતિનું સુખ વધારનાર ધણીયાણી ધરાવનાર શખ્સ આ દુનિયામાં ખરેજ ભાગ્યશાળી ગણાવો જોઇયે અને એવું સુખ ધરાવવાનું નસીબ દેવીના થોડાજ માનીતાઓના ભાગ્યમાં હશે! એક સદગુણી સ્ત્રી કરોડોના ખજાના કરતાં વધુ કિંમતી છે અને એવી સ્ત્રીના પવિત્ર પ્યાર આગળ આ બાકી દુનિયાની દરેક પેદાશ રેતીના રજકણ મિશાલ છે. ખુદરતની કૃપાથી એવી સ્ત્રીઓથી આ ધર્તિ બાકાત યા વાંઝણી નથી. જુદા જુદા દેશો અને વખતોમાં ઘણીક એવી નામાંકિત નારીઓ થઇ ગઈ છે જેઓ પોતાના પતિ પ્રત્યેના પ્યાર, દેશ તરફના ભક્તિભાવ, સચ્ચાઈ તરફની મુગ્ધતા, પતિવ્રતાપણું આદિ કિંમતી અને આ કલ્યુગી જમાનામાં જવળે મળતા ગુણો ધરાવી તવારીખના યાદગાર સફાઓમાં સોનેરી હરફે પોતાનાં નામ અને કામ નોંધાવી-વર્ણવી અમર થઈ ગઇ છે. તેઓનાં નામ અને કામ જગપ્રસિધ છે. આ નારીઓએ પોતાના પતિના અનેક તરેહનાં કામમાં સાહ્યતા આપી તેઓને અમર કીધા છે. બીજી બાબદો સાથ સાહિત્યને પણ વારંવાર એવીજ મદદ મળી છે. અંગ્રેજી સાહિત્યની કીર્તિ અને નોક વધારનારા ઘણાક લેખકોએ વારંવાર કબુલ્યું છે જે તેઓની પ્રસિધતા અને કીર્તિ, તેઓનાં લખાણોની ચમક અને ઝમક, તેઓનાં પુસ્તકોની પ્રસંશા અને લોકપ્રિયતા માટે ઘણીકવાર તેઓની પોતાની પાકજાદ પરણેતરોને તેઓ આભારી હતા. આગળા સફાઓમાં આપણે તે કેટલાક કમનસીબ કલમકશોને એક ચિત્રમાં ખડા કર્યા છે જેઓ પોતાની પરણેતરોના બાબમાં કમબખ્ત નિવડયા હતા, આજે આપણે એથી ઉલટીજ રવેશે થોડાક સંસારી સુખ અને નસીબના લીલાઓપર નજર કરશું જેઓ પોતાની સંસાર સાગરની ભાગ્યણોનાં સંબંધમાં અજબ ભાગ્યશાળી બન્યા હતા. એક ચિત્ર જોઈ આવ્યાં છો તો હવે

બીજાંપર નિગાહ પુગાડે—પરણવાનો અને સંસાર માંડવાનો વિચાર છોડી દીધો હોય તો આ "બેહિસ્તે સંસાર" જાણી પાછા "પાવડે પગ દઇ ઘોડે ચઢવા" તૈયાર થાવ (પણ બા હજારવાર પુછપરછ કરી ખાત્રી બંદોબસ્ત મેળવી-એ મહા જોખમભયાને મારતીના ફેરફારમાં પગ મૂકજો, જો!—તમારૂં કીધેલું તમે ભોગવો!—કોઇ મને બદનામ કરતાં રખે!) એવા ઘણા દાખલાઓ સાહિત્યમા વેર વિખેર પડયા છે તેમાંના થોડાક અત્રે આપીશું.

"**ધી સ્કારલેટર**" ના જાણીતા પુસ્તકના કર્તા **નેથનીયલ હૉર્થાર્ન** પોતાના આ પુસ્તકને માટે પોતાની પરણેતરનો આભારી હતો, કારણ વાર્તાનો સાર, તેમા ભાગ લેતાં પાત્રોનો ચિતાર અને તેઓના મોંહમાં મુકાયલા કેટલાક પ્રસંગોપાત મધુર વચનો સુચવનાર તેણીજ હતી. આ કિંમતી મદદથીજ આ વાર્તાએ મોટો હોહોકાર મચાવ્યો હતો અને ત્યારે નેથનીયલ માટે નામ અને પ્રસંશા મેળવી આપવામાં તેની પરણેતરજ સાહ્ય થઇ હતી. પોતાની વાર્તાની ચોપડીમાં હૉર્થાર્ન પોતાની પરણેતરને નિચલા જુસ્સાદાર શબ્દોથી યાદ કરે છે:—

"મારા દુઃખ અને વિપત્તિના અંધકાર દિવસોમાં સુખ અને કીર્તિનો, જશ અને ધનનો ચળકતો પડછાયો તેણીજ લાવી છે. મારી વાર્તામાં તેણીએ કિંમતી મદદજ આપી નથી. પણ તેણી મારા પુસ્તકની માયાળુ પણ અપક્ષપાત નુકતેચીન પણ બની છે. જો હું કાંઈ એવુ લખવાને શકિતવાન થયો હોવુ કે જે પ્રજાની પ્રસંશા અને માનને લાયક થાય તો તે માન અને પ્રસંશા મને નહિ પણ મારી ધણીયાણીને ઘટે છે."

પેલા પ્રસિધ વાર્તા લેખક **મી૦ ફૅનીમોર કુપરની** મોહોરદાર પોતાના ભરથારને એવીજ મદદ કરવાને માટે જાણીતી થઇ ગઈ છે. આ ભવિષ્યના વાર્તા-લેખકમાં સાહિત્યનો શોખ અને લખાણ કરવાનો ઉમંગ ઉશ્કેરનાર તેણીજ હતી. આ લેખક આ બાનું સાથના પોતાના લગ્ન થયાં ત્યાં સુધી પોતામાં વાર્તા લખવાની કાંઇક શકિત છે એવું મુદલ જાણતો જ ન હતો. એક સાંજે પરણ્યા પછી થોડે

વખતે તે પોતાની જુવાન પરણેતર સાથે બેઠો. તેણી એક જાણીતી વાર્તા મોટે વાંચતી હતી. તે ધ્યાનથી સાંભળતો હતો. વાર્તા વાંચવા દરમિયાન તેની ધણીયાણી તે લેખક માટે અનેક ટીકાઓ કરતી અને ફ્રાનીમોરને પણ વાર્તાના સાહિત્યમાં ઝંપલાવવા આગ્રહ કરતી. મી૦ કુપરને આથી એટલું શુર ચડ્યું કે તે એકદમ પુકારી ઉઠયો "હું ખાત્રીથી કહું છું કે તું વહાલીના આગ્રહથી મારી પર એવી અસર થઈ છે કે હું આથી વધુ સરસ વાર્તાઓ લખી શકું." "ત્યારે વહાલા, તમે કોશેશ કાંય નહિં કરતા? મારે ખાતર તમો કોશેશ કરો અને એક પ્રખ્યાત વાર્તા લખનારને મારા સુખ દુઃખના ભાગ્યાખાવદ તરીકે જાણવા અને ઓળખવા હું ઘણી મગરૂરી માની લઈશ." તેણીએ મધુર હલકે પણ અસરકારક રીતે કહ્યું.

ટુંકમાં આ પછી **મી૦ ફ્રનીમોર કુપરે** કોશેશ કીધી અને થોડા વખતમાં તેની લાંબી હારમાળાની પહેલી ચોપડી બહાર પડી. તેણે ઉતેજણ અને પ્રસંશાથી ઉલટ લઈ એક પછી એક એમ ઘણીક વાર્તાઓ લખવા માંડી અને ટુંક વખતમાં પોતાની પરણેતરની સુચના પર અમલ કરવાથી એક નામાંકિત વાર્તા લેખક તરીકે પંકાયો. તે જે કાંઈ લખતો તે પોતાની બાયડીને બતાવતો અને તેણી જે સુધારા વધારા કરતી તે કબુલતો. આવી રીતે પોતાની પરણેતરને તે જીંદગી પ્રયંત આભારી થયો હતો.

પેલો જાણીતો **તવારીખનવેશ જૉન રીચર્ડ ગ્રીન** પણ આવીજ મોહોરદાર મેળવવા ભાગ્યશાળી નિવડયો હતો. તેણીની મદદ વગર તે પોતાના લખાણો કરીજ શકયો ન હતે એમ તે વારંવાર કબુલતો. લડડી ગયલી દેહ અને કામના બોજા તળે દબાયલા ગ્રીનને જો પોતાની ભલી પત્નીની મદદ અને ઉમંગ મળ્યા નહિં હતે તો "**ઈંગ્રેજી લોકની ટુંકી તવારીખ**" લખવાનું જોખમ ભર્યું અને મુશ્કેળ કાર્ય તેણે કદી ઉપાડી લેવાનું વિચાર્યું ન હતે. તેના દુખમાં દિલસોજી, તંદરોસ્તી સુધારવાની માવજત અને સંભાળ, અને વળી તેના સાહિત્યના પરિશ્રમને અનેક રીતની-કિંમતી મદદ આપવામાં તે ભલી બાનું જીવ પટકી નાંખતી હતી. તેણીની આવી ખંતીલી મેહેનેત ને જશ,

ખંત ને ધીરજ ખચ્ચિતજ ધણી પ્રત્યે જીવ પટકી નાંખનારી નેક નારીઓની તવારીખમાં યાદગાર રેહેશે.

**ડીઝરાયલીએ** પેલા **Budæus** ની ધણીયાણી માટે પણ પુષ્કળ તારીફ પોતાના પુસ્તકમાં કરી છે. તે તેણીને માટે લખતાં એક ઠેકાણે કહે છે કે "તેણી તેનાં અભ્યાસની સાથી હતી, જે ચોપડીઓ તેને જોઇએ તે તેણી લાવી આપતી, તેનાં લખાણો તેણી સરખાવતી, બીજી ચોપડીઓમાંથી તેણી ઉતારા કરતી, તે જ્યારે લખતાં થાકી જતો ત્યારે તેણી તેને વહાલથી રાહ્નત આપતી અને તેની પડખે રેહેતી, અને અઘડી પણ ઉપયોગી ચોપડીઓ વાંચી પોતાનું અને પોતના ભરથારનું મન વેરતી, પોતાના ખાવંદના જીવતરે જીવવામા મોજ માનતી અને આ બધી વેડમાં પોતાના મનથી પોતાને સૌથી સુખી અબળા ગણતી હતી."

કેવી નમુનેદાર મોહોરદાર! આવી હેતવંતી અને દિલસોઝ પરણેતર મેળવવાને બ્યુડસ કેવો ભાગ્યશાળી હોવો જોઇયે!

જાણીતો લેખક પ્લીની (નાનો) પણ પોતાની મોહોરદાર માટે મગરૂર હતો. તેની મોહોરદાર તેનાં લખાણો મોટી ઉલટ સાથ વાંચતી અને ઘટતા સુધારા-વધારા કરતી. તે તેણીને આ શબ્દોમાં યાદ કરે છે, "મારાં લખાણો, જે વાંચવામાં અને મોઢે કરવામાં તેની મોજ માને છે, તે હંમેશ તેણીના હાથમાં છે, જ્યારે હું કાંઈ નવી ચીજ હાથમાં લઉં છ ત્યારે તેણી તેમાં મદદ આપવા કેવી વીહીલી પડે છે! જ્યારે તે બાબદ પૂરી થાય છે ત્યારે મારી ખુશાલીમાં તેણી કેવો મોટો ભાગ લેય છે! જ્યારે મારૂં કોઇ લખાણ હું જુસ્સાથી મોટે વાંચુ છું, ત્યારે તેણી કોઈ જગાથી ભરાઇ મારૂં બોલવું ઉલટથી સાંભળે છે અને જ્યારે તે પૂરૂં થાય છે ત્યારે મારી અજાયબી વચ્ચે બહાર નિકળી આવી મને મુબારકબાદીથી વધાવી લેય છે. એવો એક ખજાનો મેળવવા હું ખરેજ મગરૂર છું."

**સેમ્યુઅલ કલાર્ક**ની બાયડી પણ પોતાના પતિનાં લખાણની મોટી વાંચનાર હતી. સઉથી વધુ તેણી પોતાના ધણી તરફ જે ભક્તિભાવ ધરાવતી હતી તેથી તેણી પ્રસિધ્ધતા પામી છે. તેણીને માટે લખા-

ચલું છે કે " તેણી પોતાના ભરથારને નમવા વિના ખાણાંની મેજ કદી છોડતી ન હતી, પોતાના ભરથારની સલામતી ચાહયા વિના કાંઇ પીતી નહિં હતી અને ટુંકમાં તેનો એક સખુન તે તેણીનો કાયદો હતો."

જાણીતા હૈયાત **લેખક થૅામસ હાર્ડીની** ધણીયાણી પણ પોતાના ખાવદને મોટી મદદ આપે છે અને 'પ્રૅસ' માં મોકલવા અગાઉ આખી કિતાબ તેણી પોતે પોતાને દસ્કતે લખી કાઢે છે. **રાઈડર હેગાર્ડની** ધણીયાણી પણ પોતાના ભરથારની ચોપડીના હસ્તપત્રો વાંચી સુધારી 'પ્રૅસ' માં મોકળતી.

જાણીતા લેખક **મેક્ષ ઑરેલની** બાયડી પોતાના ભરથારનાં લખાણોનો ઇંગ્રેજીમાં તરજુમો કરવામાં માન સમજી મરણ સુધી તેના લખાણોમાં ઉલટ ભર્યો ભાગ લેતી.

**આર૦ એલ૦ સ્ટીવનસન** નામનો જાણીતો લેખક પોતાની ચોપડીઓ 'પ્રૅસ' માં મોકલવા પહેલાં પોતાની ધણીયાણી પાસ વાંચતો અને તેણીનું મન માંગતો.

આપણે અત્રેજ થોભશું.

"માસિક હિંદી-ચાર્ટીક"

---

# ઈંગ્લાન્ડનાં રાજકુટુંબમાં સંગીતનો શોખ.

ઇંગ્લાન્ડનાં રાજવંશીઓનો મોટો ભાગ ગાયન તરફ ઘણો સારો શોખ ધરાવે છે. **પ્રિનસેસ ક્રિસચિયન** અને તેણીની બેટી **શાહજાદી વિકટોરીયા** ગાયનનાં ખાસ શોખીન છે. જાણીતી "**લંડન સર સોસાયટી**" નાં તેઓ આગેવાન સભાસદો છે. વળી એ મંડળ તરફથી ઘણી વાર તેઓએ જાહેર મેળાવડાઓમાં ભાગ વટીક લીધો છે. એ મા દીકરીના રાગની અતિ ઘણી તારીફ થાય છે, અને તેથી એ તરફની તમાશબીન આલમ એ બાદશાહી કુટુંબીઓનાં જાહેરમાં રજુ થતાં ગાયનને માટે હંમેશ વીહીલી પડે છે.

આપણા મરહુમ નામદાર **શાહનશાહ એડવર્ડ** પોતે પણ સંગીતના ઘણા શોખીન હતા, મગર તેઓએ જાહેરમાં જીવ જેવો ભાગ લીધો નથી. એ નામદારે જાહેરમાં ફકત એકજ વાર એક ગીત ગાયલું નોંધાયલું છે, ને તે વેળા એઓ ઘણું જુવાન વયના હતા. તેઓ દરેક ભલાં કામમાં આગેવાન ભાગ લેના હતાં.

તેઓની કૉલેજે એક દિવસ એક "કાનસર્ટ" કર્યો હતો, જેની ઉપજ એક ધર્માદા ખાતાંમાં જનાર હોવાથી તે "કાનસર્ટ" માં એ નામદારે પેહેલવહેલો જાહેર ભાગ લીધો હતો. એ વખતે શોખીન આલમ પોતાના ભવિષ્યના રાજપતિને સાંભળવા મોટી સંખ્યામાં હાજર થઇ હતી, અને જ્યારે એક પ્રસિધ અને પ્રિય ગાયન—"સદા તારોજ"—(Ever of Thee) સાથ એવણ હાજર થયા ત્યારે લોકોની તેવણને સાંભળવાની આતુરતા હદ વિનાની હતી. આખેર. એ ગીત તે નામદારે તે વેળા એવા તો અચુક ભાવથી ગાયું કે તાલી ઓનો ગગડાટ મીનીટો તક ચાલુ રહ્યો; પણ તે વખત પછી તેઓએ જાહેરમાં ભાગ લીધેલો જણાયો નથી.

હાલના આપણા **શાહનશાહ જ્યૉર્જ** હાસ્યજનક ગાયનના ઘણા શોખીન છે. દરિયાવરની ખાતાંમાં ગુજારેલા વખત દરમિયાંન એ સંગીતમાં તેઓ વારંવાર મજાહ મેળવતા હતા, ને પોતાના ગોઠયાઓમાં સર્વેથી ચુનંદા રમુજી ગાનાર તરીકે તેઓ પ્રિય થઈ પડયા હતા. જાણીતા જાહાંજ "**બૅકસાટ**" માં જ્યારે તેઓ દુનિયાની મુસાફરીએ નિકળ્યા હતા ત્યારે તે આગબોટમાં એવો એક પણ મેળાવડો નહિં ગયો હશે કે જેમાં એકાદ ઉમદા રમુજી ગાયનથી તેઓએ ભાગ નહિં લીધો હોય. **રાજા જ્યોર્જ**નું ઘણુંજ માનીતું ગાયન "**Champagne Charlie is my name.**" છે. ને હાલ બી ખુશી ખુરમી વખતે તેઓ પોતાનું એ માનીતું રમુજી ગાયન લલકાર્યા વિના રેહેતા નથી.

આપણા પાટવી કુંવર **પ્રિન્સ એડવર્ડ**માં બી સંગીતનો વારસો સારોજ ઉતર્યો છે. તેણે પેહેલો જાહેર દેખાવ **ઑસબૉર્ન** ખાતેની "**નેવલ કૉલેજ**" ના એક "કનસર્ટ" માં પોતાની તેર વર્ષની

વચે આપ્યો હતો, અને એ પોતાના પેહેલા દેખાવમાં જે ગીત તેણે પસંદ કર્યું હતું તે **કુમબરલૅન્ડ** અને **વેસ્ટમોરલેન્ડના** રહીશોમાં અતિ ઘણું પ્રિય થઈ પડેલું **"જૉન પીલ"** વાળું છે. આ ગીતમાં તેણે ઘણુંજ સારો દેખાવ કર્યો હતો. અને તમાશબીનોએ આ ભવિષ્યના શાહનશાહને તે વખતે હરખભર આવકારથી વધાવી' લીધો હતો. આ ગીત પણ આખ્ખાં રાજકુટુંબમાં માનીતું છે. **મરહુમ માતુશ્રી વિકટોરીયા** એ ગાયન ઘણુંજ પસંદ કરતાં હતાં.

આપણા શાહનશાહના મરહુમ કાકા **ડયુક ઑાવ સેકસ-કોબર્ગ-ગોથા** કે જેઓ પોતાના **ડયુક ઑાવ એડીનબરોનાં** આગલાં નામથી લોકપ્રિય હતા તેઓમાં પણ સંગીતનો ખુદરતી વારસો ઉતર્યો હતો. આ મરહુમ રાજવંશીનો વાયોલીન પરનો જબરો કાબુ તેઓના મિત્રો અને કુટુંબોમાં જાણીતો હતો, પણ એમના અતિ શરમાળ સ્વભાવે એઓને જાહેરમાં ભાગ લેતાં અટકાવ્યા હતા, જોકે તેઓના સમાગમમાં આવનારાંઓમાંનાં જેઓને એ તેમનાપર થયલી બક્ષેશ સમજવાનો લાભ મળ્યો હતો તેઓ તે પેહેલા વર્ગની મોજ લાંબો વખત સુધી ભુલ્યાં નથી. મરનાર **ડયુક પ્રાસધ્ધ સંગીતકાર ડબલ્યુ. એસ. ગીલબર્ટ**ના મોટા વખાણનાર હતા, અને તેનાં ગાયનો એ સંગીતકારના એક બીજા મોટા વખાણનાર **સર આરથર સલીવાન** જોડે તેઓ વારંવાર વજાડતા હતા. સર આરથરનાં મકાનમાં તેઓ જ્યારે વગાડતા અને સર આર્થર ગાતો ત્યારે એ ગાયન બેવડું વખાણાતું હતું. એક વાજીંત્ર પરના પોતાના જોરાવર કાબુથી અને બીજો પોતાના ઉત્તમ રાગથી એવી મજાહ આપી શકતા કે તે સાંભળવા સર આરથરના ઘર બહાર લોકોનું મોટું ટોળું જમાવ થઈ જતું.

એ રીતે ઇંગ્રેજી રાજકુટુંબના મરદ સભાસદો સંગીતના કેટલા શોખીન છે તે આપણે જોઈ ગયાં, પણ એ રાજકીય કુટુંબનાં બાનુઓમાં પણ એ શોખ થોડો ઉતર્યો નથી. પ્રિનસેસ ક્રિસચિયન અને શાહાજાદી વિકટોરીયા ઉપરાંત ઇંગ્રેજી રાજકુટુંબની બીજીબી બાનુઓ ગાયનના શોખ માટે જાણીતી છે.

ક્વીન મૉડ પણ ગાયનની ઘણીજ શેખીન છે. તેણીનો રાગ ઘણોજ મધુર છે, અને પોતાના હાલ કરી લીધેલા દેશ નોરવેની અસલી દંતકથાઓનાં ગાયનોમા તેણીની કુશળતા ઘણી છે. આપણાં શાહનશાહબાંનુ રાણી મેરીનો ... પરનો કાબુ અને સુંદર રાગની કાંઇ ઓછો જાણીતો નથી. તેઓનાં સુરીલાં ગલાંની ખુબી ઘણે ઠેકાણે થાય છે, અને ખાનગી મેળાવડાઓમાં તેવણનાં ગાયનોને હંમેશ હરખભર્યો આવકાર મળે છે.

દુનિયાનાં સર્વે રાજવંશી માનુંઓમાં સર્વેથી ચુનંદી ગાનારી રશિયાની શાહનશાહબાંનુ છે, જેણીનાં ગાયનની આરજુ કરતો હંમેશ ઝાર આવે છે. એક કાવત્રાંથી ભરપુર અને કાવાદાવાના પ્રપંચમાં સદા તૈયાર રેહેતાં બેહોળાં રાજની જંજાળોથી જ્યારે તે ઘણોજ ઠાકી કે કંટાળી જાય છે ત્યારે પોતાની આ ખુબસુરત મોહોરદારનાં મીઠાં ગાયનમાં તે રાહત સોહધે છે. વારંવાર પોતાની પત્નીને કહે છે કે આવાં ધાંધળભર્યાં રાજની લગામને બદલે જો તે ફકત વાજીંત્રપરજ કાબુ રાખવાને સરજાયો હતે તો તેણીના મીઠા રાગ સાથ તે વાંજાને મેળવી પોતાની જીંદગી કેવી આનંદમાં પસાર કરતે! વળી આપણા મરહુમ રાજાનાં બેહનની આ ખુબસુરત બેટી પ્રિનસેસ ઍલીસ (રશિયાની ઝરીના) પોતેણી વારંવાર એમજ ઇચ્છે છે કે એક શાહનશાહબાનુંની જીંદગી કરતાં એક સંગીતકારની જીંદગી તેણીને માટે સરજાઇ હતે તો કેવી શાંતી અને મજાહમાં તે રહી શકતે! લેઓ, જુઓ! આવાં રાજપતિઓ આટલી દેખઇતી આબાદી અને અમનચમન છતાં કેથાં અસંતોષી છે! ખરેખર, શેકશપીયરે વાજબીજ કહ્યું છે કે Uneasy lies the head that wears a Crown!"

"ફુરસદ"

## પાળણામાંથી જણાયલા સંગીતના પુત્રો.

કહેવત છે કે પણોતા પુત્રો પાળણામાંથી જણાય!

દુનિયામાં થયલાં ઘણાં અમર કામોના કર્તાઓ જવાન્યાજ હતા.

**લૉર્ડ બીકન્સફીલ્ડ** એક ઠેકાણે કહે છે કે "The history of heroes is the history of youth" તે ઘણા નામિચા પુરૂષોના બાબમાં ખરૂં છે. જગપ્રસિધ નરો જેઓ વિદ્યા—અભ્યાસમાં, શોધખોળમાં, સાહસકર્મોમાં, સાહિત્યમાં, વેપારહુન્નરમાં, લોકપ્રસંશા અને કીર્તિમાં અમર થઇ ગયા છે, જેઓએ પોતાના નામો દેશ અને આલમનાં જીગરમાં સદાને માટે યાદગાર રાખ્યાં છે તેઓમાંના ઘણાએ પોતાની પાછલી ચળકતી જીંદગીનો ખ્યાલ બચપણના લક્ષણોથીજ આપવા માંડયો હતો. તેઓની જાહેર અને યાદગાર સેવાઓની શરૂઆત બચપણ અને જવાનીની શરૂઆતમાંજ થવા માંડી હતી—તે વેળા કે જ્યારે સાધારણ રીતે આપણા પોર્યાઓમાં ભાગ્યે અક્કલણી ખિલવા માંડે છે. દરેક વિભાગોપર નજર ફેરવતાં એવા દજનબંધ નામો દેખાઈ આવશે, પણ આજે આપણે પેલી મધુરી **સંગીત દેવીને** અર્પણ થયલા અને તેની ભકિત અને સેવામાંજ અમર થયલા થોડા એવા પણોતા પુત્રોને હાથ ધરશું.

જાણીતો સંગીત વેત્તા "**હેનડેલ**" આજના વિષયમાં પેહેલું ધ્યાન ખેંચે છે. આ બાળકે પોતાની માનીતી દેવી તરફની જાનફેશાની બાળપણથીજ દેખાડી હતી. દસ વર્ષની કુમળી વયે તો "**સોનાટા**" ઓની એક મોટી હારમાળાઓ પ્રગટ કરી તેણે હોહોકાર મચાવ્યો હતો. તેના પિતાની મરજી આ બેટાને કાયદાનો અભ્યાસ કરાવવાની હતી અને તેથી કોઇબી વાજીંત્રને હાથ લગાડવાની તેને મનાઇ હતી. **હેનડેલ** તો જેવો જરા સમજમાં આવ્યો કે આ જ્ઞાન તરફ ખુદરતી વળણ બતાવતો ગયો. ...ણે કેડેથી એક જુની પીપોરી મેળવી અને બધાં સૂઇ જવા પછી ય... એકલો પડવાની ટક મળે તેવો તે તે વગાડવા મંડી જતો. તેની પરનો તેનો કાબુ અસાધારણ હતો. **ડયુક ઑવ સેકસ—વેસેનફેલ્ડે** એક વેળા આ બાળકને વગાડતાં અકસ્માતિક સાંભળ્યો—તે તો દંગજ બની ગયો ! શું કોઇ ફરેસ્તો વગાડતો હતો કે આ નાનકડું બચુકલું કોશેશ કરતું હતું ? તેણે હેનડેલના પિતાને આવી સરસ અજબ શકિતને પરિપૂર્ણ કરવા સમજાવ્યો. તે પિતાએ પેહેલાં વાંધો ઉઠાવ્યો પણ અંતે કબુલ થયો. દસ વર્ષની વયે તેનું પેહેલું પરિણામ પ્રજાહજૂર મેળાયું. આઠમે વર્ષે આ સંગી

તકારે જાહેર તખ્તાપર પહેલો દેખાવ દીધો ને પ્રખ્યાતીની શરૂઆત થઇ. સોલમે વર્ષે "આલમિરાયા"ના નામચિન ખેલે ગાયનમાં દેખાવ દીધો; "ફ્લોરીન્ડા," "ન્યુહોન," "રોડરીગો," "રીને-લ્ડો," "મેસિયા" વગેરે સંગીતના ઝવાહીરો ત્યાર પછી બજારમાં ઉભાતાંજ ગયાં. હેનડેલ નામાંકિત સંગીતકાર ગણાઇ ગયો અને તે આજે અમર નામ મેળી ગયો છે. આવી રીતે પોતાની ઉંચી કાબેલ્યત તેણે બાળપણથીજ દેખાડવા માંડી હતી. હેનડેલે આ હુન્નરપરનો કાબુ બચપણથીજ મેળવ્યો હતો. તેર વર્ષની કુમળી વયે, જ્યારે બીજાં બચ્ચાંઓ ભાગ્યે લખોટા રમવાથી છુટા થયલાં હોય છે, ત્યારે તો આ બાળકે દેવલમાં "માસ"ની ક્રિયા વેળા ગવાતુ જાણીતું કીર્તન જોડી પ્રજાની વાખવાખી મેળવી હતી.

હેનડેલની બરોબર્યા અને હરિફ "જૉન સીબેસ્ટીયન બાકે" પાળણામાંથી પળપળવા માંડયું હતું. તેણે આ દેવતાઇ શકિતની ઉંચી બક્ષેસનો ખ્યાલ ફસડતાં ફસડતાંજ આપવા માંડયો હતો. જેવું ભાગું તુટું લખતાં શિખ્યો કે તેને પોતાના વડા ભાઇ જૉન ક્રીસ્તોફરની એક કિંમતી કેતાબ જેમાં પેહેલી પકિતના સંગીતકારોનાં પ્રસિધ ગાયનોના ઉતારા કર્યા હતા, તે છાનીમાંની લઇ ઉતારા કરી ભરડવા માંડી. રખેને તેનો ભાઇ કે કોઇબી જાણવા પામે તે માટે રાતના અને એકાંતમાંજ તે નકલ ઉતારતો અને અભ્યાસ કરતો હતો. બિચારાને એટલી બધી ધાસ્તી હતી કે તે દીવો સળગા-વતો નહોતો. તે તો કુદરતી દયાળુ દીવાની ઝાંખી રોશનીમાં આંખો ફોડીને કામ ચલાવતો હતો! તેની આટલી બધી સાવચેતી છતાં તે પક-ડાઇ ગયો. વડા ભાઇએ પોતાની અને તેની ચોપડી ખૂંચવી લીધી. બાપડો લાઇલાજ થઇ ગયો. પણ આખરે તે પોતાના બાપ–ભાઇને મનાવી શકયો. નામીચા ઉસ્તાદોના તે સમાગમમાં રહ્યો અને ત્રણ વર્ષની મુદતમાં તો પોતાની અસાધારણ હુશ્યારી અને કાબુથી જીંદ-ગીભરના અભ્યાસીઓને દંગ કરી મેલ્યા. અઢાર વર્ષની નાહાન ઉમરે તો ગુરૂપદ પામ્યો અને વેઇમારની દરબારમાં રાજ–ગવૈયા તરીકેનું મોટું માન મેળવ્યું. તેની ત્યાર પછીની શાહઆર ફત્તેહોથી સંગીતના અભ્યાસીઓ ક્યાં અંજાણુ છે?

ગાયન વિદ્યાની પહેલી હરોલમાં આવેલા પંડીત મોઝાર્ટે પણ આ વિદ્યાપરના અસાધારણ કાબુના પુરાવાઓ જન્મથીજ આપવા માંડયા હતા. કહે છે કે મહાન નરો બનાવેલા બનતા નથી, તેઓ તો જન્મેલાજ હોય છે. મોઝાર્ટના બાબમાં તે કહેતી ખરી પડે છે, ચાર વર્ષની અસાધારણ ઉમ્મરે આ ગરૂએ રાગ રાગણીઓ જોડી કુદરતની મોટી અજાયબી તરિકેની નામના મેળવી હતી. તે વેળા તો તેને લખતાં પણ શિખાડવામાં આવ્યું ન હતું. ૭ વર્ષની વયે તો તેણે એક 'કૉનસર્ટો' જોડયો હતો. "**લા ફીન્ટા સેમ્પ્લીસ**" નો તેનો પેહલો "ઑપેરા" જાહેર આલમની પ્રસંશા પામ્યો ત્યારે તેનો કર્તા માત્ર બાર દિવાળી જોઇ વળ્યો હતો. આટલી નાની વયે તો તે તંબુરાને મળતું આવતું ઇંગ્લીશ વાજીંત્ર વગાડવામાં બિન હરિફ ગણાયો હતો. તેના પિતાએ તેને જાહેર તખ્તાપર રજુ કરી પુષ્કળ નાનુ ભેગું કીધુ હતું. દેશે દેશની પ્રજાએ આ ખુદાઇ બશારત પામેલા નાના મહાત્માને ઉત્સાહથી વધાવ્યો હતો. આ નાના ટેંગણુને તખ્તો ધ્રુજાવતો જોતાં હજારો બાનુંઓ તેની પર ઘેલી થઈ જતી અને બિચારો હજારો ચુમીઓના વરસાદથી બેફામ બની જતો. "**માઇથ્રીડેટીસ**" નો તેનો નાટક ચૌદ વર્ષની વયે ભજવાયો ત્યારે તેના જવાન જોડનારને તખ્તા પર લાવતાં આખી નાટકશાળા ગોયા નિચે આવી હતી. ફ-તેહ ફ-તેહને ખેંચી લાવે છે. ત્રણ વર્ષ પછી "**લુસીયા સીલા**" એ તો અવધીજ કરી; ત્યાર પછી આ સંગીતના પિતાના "**ચાઇડોમીનીયો,**" "**ફીગેરો,**" "**ડૉન ગાયોવેની**" "**કલીમેનઝાડી ટીટો.**" "**ઝુલરફલોર**" અને "**રિકવાયમ**" ના યાદગાર સંગીતો બહાર પડયાં. મોઝાર્ટનો જમાનો તે સંગીત વિદ્યા અને ગાયણ સાહિત્ય માટે એક સોનેરી સફો થઈ ગયો છે. એવા સેતારાઓ તો જવલેજ આ અવનીને ઝલકાવી જાય છે. પોતાની છેલ્લી મહાન કોશેશ તેણે મોહોતના બિછાણાં પર કીધી હતી. અસાધારણ અને ઠાકવી નાખનારા જાહેર બોજાના માર તળે તેનું નાજુક બદન જલદીજ ઝુમાઇ, લચકાઇ–મચકાઈ ગયું અને ૧૭૯૨ ના સાલમાં છત્રીસ વર્ષની જવાન વયે મોઝાર્ટનાં ખોલ્યામાં વાસો કરનારો ચાલાક અને અમર આત્મા બેહેસ્તના ભુવનમાં ઉડી પણ

ગયો. પક્ષી ઉડી ગયું-પાંજરૂ ડટાઈ ગયું, પણ તેનો અમર સાદ તેનું મીઠું ગાણું હયાં નિચે સદા જળવાઈ રહયું છે !

**બીટોવને** પણ પાળણામાંજ પોતાનો શોખ શરૂ કર્યો હતો. તેનો શોખ ખિલવી વધારવામાં તેના બાપનો તેને મોટો ટેકો હતો. તેર વરસની નાજુક ઉમરે તે જાહેરમા આવ્યો અને પોતાની પેહેલી ઉત્તમ સંગીતની કળીઓથી આશકારા થયો. **વીન્ટરેબી** પોતાની માનીતી દેવીનાં ચરણે પાળણાંમાંથીજ પડવા માંડયું હતું. દશ વર્ષનો થયો તેટલામાં તો તે બવેરિયાના રાજાનો એક સંગીતકારબી નેમાયો. પચીસ વર્ષની વયમાંતો "**ઑલ્લરેફ્રેન**" ના નામાંકિત "ઑપેરા" **થી તે જાહેરાત પામ્યો.**

**વબરેબી** પોતાની વળાણ બચપણથીજ પુરવાર કરવા માંડી. સાલ્ઝબર્ગ ખાતે જ્યારે તેનાં છ સંગીત નામનામાં આવ્યાં ત્યારે તે માત્ર બાર વર્ષનો પોર્યો હતો. ચૌદ વર્ષની ઉમરે તેનો પ્રસિધ 'ઑપેરા' જુદે જુદે સ્થળે નાટકશાળાઓ નિચે લાવ્યો.

**મૅનડલસોન** બોળતાં શિખ્યો તે પેહેલાં વગાડતો થયો. બાર વર્ષનો થયો તેટલાંતો 'વાયોલીન,' 'પ્યાનો' વગેરે પર કાબુ ધરાવ્યો એટલુંજ નહિં, પણ પુશ્કળ ગાયનો રચ્યાં. "કોમેકોના લગ્ન" વાળો તેનો સુંદર "ઑપેરા" સોલમે વર્ષ જાહેરાત પામ્યો, અઢારમે વર્ષે "બી. ફ્લાટ, સોનાટા" રોશની પામ્યો, વીસમે વર્ષે "મીડ સમર્સ નાઇટસડ્રીમ" અને બત્રીસમે વર્ષે "રૅફરમેશન સીમફની" જન્મ પામ્યાં. અઠાવીસ વર્ષ સુધીમાં તો તેના સઘળાં યાદગાર સંગીતો દેખાવ દઈ પંકાઈ ચુકયાં. આવો ઝળકતો સેતારો સંગીતના આકાશમાં જ્યાદા ચમકવા સરજાયલો હતો નહિં. એજ વર્ષમાં આ નામાંકિત 'બુચો' પોતાની યાદગારીનાં આ સઘળાં મહાન **રંથશો આ તખ્તે-ફાંનીમાં છોડી, જડ માયાની સાંકળ તોડી, અંતકાળમાં જતો રહ્યો !**

**મેમરબીયર નવ વર્ષે તો "પ્યાના" ના અસાધારણ કાબુથી વખણાવા માંડયો, દશ વર્ષે પોતે સંગીત જોડવા લાગ્યો, અઢારમે વર્ષે "જેફ્તાની બેટી" નામનો તેનો સંગીત-નાટક મ્યુનીચમાં પંકાયો**

અને સાડત્રીસમે વર્ષે "ગુનેહગાર રૉબર્ટ" તેને નામના ને કીર્તિનાં ઉંચા પગથ્થાંપર ખેંચી ગયો.

ડેનીયલ સ્કુબર્ટ બી બચપણથીજ પંકાવા માંડયો. તેની શરૂઆતની ફ-તેહ અને કારકીર્દીએ ચળકતું ભવિષ્ય ભાખ્યું—પણ કમબખ્ત તે! આવી ઉંચી બખ્શેશનો રૂડો ઉપયોગ કરવા કરતાં, તે બદીના ગારમાં તણાયો—ગરક ગયો. બુચા તરીકે સંગીતકાર ગણાયો, મોટો થતાં કારગો બન્યો.

વિયેનાનો જાણીતો સંગીતકાર ફ્રાન્ઝ સ્કુબૅર્ટ પણ પાળણામાંથીજ પળપળ્યો હતો. જાત જાતના વાજીંત્રોપરના હેરતભર્યા કાબુથી તે પંકાઇ ગયો, પણ એને પણ સખ્ખે ખાતાં ગોસાઇ નડયો. તણાયો બદીનાં ગારમાં, પડયો ઉંધેમસ્તક માંહે ને એકત્રીસમે વર્ષે અંતે મોહોતે સાપડયો એટલે ખલાસ થયો એ બુરો ખાપડયો!

ઇટાલીએબી સંગીત દેવીને પુષ્કળ બુચાઓ આપ્યા છે.

સ્પૉનટીનીએ સતર વર્ષની ઉમરે તો પોતાના પ્રસિધ "ઑપેરા" થી સારાં ઇટાલીને ધમધમાવી મેલ્યું.

ચીરૂબાઇનીએ તેર વર્ષમાં તો એક "માસ" લખી ફલોરંશમાં હોહોકાર મચાવ્યો.

પેઝીયેલો ચઉદ વર્ષમાં તો હાસ્યરસિક સંગીતનો આગેવાન ઉસ્તાદ ગણાયો. બાવીસમે વર્ષે તો એક બાલોનાની મોટી નાટક કુંપનીએ એક ખાસ નાટક જોડવા તેને મોટે દામે રોકયો.

મોચીના દીકરા સીમેરોઝાએ ઓગણીસમે વર્ષે તો સુંદર સંગીતો રચ્યાં.

પેગનીની આંઠ વર્ષે તો ગાનાર, વગાડનાર અને જોડનાર થયો.

"ઇટાલીનું ઝવાહીર" રોઝીની દસ વર્ષની વયે જાહેરાતમાં આવ્યો. અઢારમે વર્ષે તેનો પેહેલો "ઑપેરા" બહાર પડયો, જ્યારે ત્રણ વર્ષ પછી તેનો "ટેંકેડી" રોશની પામ્યો ત્યારે તો યુરોપમાં તેની વાહવાહ થઈ રહી.

હવે ફ્રેન્ચ બાળ-ગવઇઆઓ લઇશું.

**બૉઇલડયુ**, અઢારમે સાલે પોતાના પેહેલા 'ઑપેરા'થી નામાંકિત થયો.

**ગ્રેટ્રી**નાં ગીતો જ્યારે સારૂં **ફ્રાન્સ** ગાતું હતું ત્યારે તે પોતે માત્ર વીસ વર્ષનો હતો.

**હાલેવે**એ એજ ઉમરે પોતાનો "હરમોઇન"નો "કેનાટા" લખી એક મોટું જાહેર ઇનામ મેળવ્યું.

**ઇંગ્લીશ પ્રજા** હજી સંગીતમાં એટલી નામના પામી નથી, તો જો કે તેઉંમાં બે ત્રણ એવા બુચા કાઢયા છે. **પરસેલે** બચપણથી સંગીતપર વળણ દેખાડી હતી.

**ક્રોચ** ચાર વર્ષની બાળ વયે તો "વાયોલીન" પર કાબુ રાખતો થયો.

**ચાર્લ્સ વૅસલી** ત્રણ વર્ષે તો 'હાર્પસીકૉર્ડ' વગાડતો થયો. **ઑલ્કે** નવ વર્ષની બતુકળી વયે તો પ્યારના દેવ સાથે સંગીતમાં ચેડાંબી કાઢવા માંડયાં.

આટલા દાખલાજ આ નામાંકિત બુચાજીઓના બસ થશે કે? **આપણા દેશેબી** ઘણા જાણીતા સંગીતકારો કુમળીવયે કાઢયા હતા, મગર કમનસીબે **પારસી** જેવી આગેવાન ને સુધરેલી ગણાતી કોમે હજી એવા બુચાઓ પ્રગટ કર્યા નથી. **ગુજરાતી સાહિત્યની અનેક શાખાઓ પારસીઓએ ખેડી છે, પણ મરહુમ કેખુશરો કાબરાજી સાહેબ** અને મારા ભલા મિત્ર **ડૉ૦ ધનજીભાઇ ન. પટેલે** એ જાતનું સાહિત્ય ઉત્પન્ન કરવાની કાંઇક કોશેશ કીધી હતી, તે શિવાય હજી બીજા કોઇ **જરથોસ્તી લેખક બેરાદરે** એ દીશાપર નજર દોડાવેલી જણાતી નથી—અને ત્યારે સંગીતશાસ્ત્રી બુચાઓ બહાર પાડતાં હજી તો સદીઓ થશે!

"ગુલશને ઇલ્મ"

# લફખોની રીત લાવનારો અમેરિકન કન્યાઓ.

અમેરિકને હાલ ગભરાતમાં પડયા છે કે તેઓને ખરી મેહેનત અને ખરા પસીનાનો પૈસો બીજી પ્રજાઓ એક રીતે આઇતો અને હરામનો ખાઈ જાય છે. એ આઈતી દોલત ખાનારાઓમાં મુખ્ય ઇંગ્રેજો છે, અને દેશની દોલત એમ દેશ બહાર ઘસડાઇ જતી જોઇ એ અમેરિકને પોકારો પાડવા અને તેના અટકાવનો કંઇ તોડ શોધી કાઢવા મંડયા છે.

કહે છે કે લફ્ખો ને કરોડો રૂપિયાના ડુંગરોમાં રોળતી એ અમેરિકન કન્યાઓને તે તરફના સાહસીક, તવંગર પણ સાદામાદા "મીસ્તર" બરથારો ગમતા નથી. તેઓને તો ટ્રીમ ટ્રાક–ઢમ ઢોળ અને માંહે પોળ, પણ ડયુક, લૉર્ડ, કાઉન્ટ વગેરે શોભણુસાભણના ખેતાબોવાળા છેલ છબીલાઓજ વરવા ગમે છે. આથી અમેરિકન જવાનોને પોતાની ભૂમીની છોડીઓની અછટ માલુમ પડે છે, અને એવા લગ્નોથી તેઓના દેશનું લોહી ઓછું થઇ બીજુ પચરંગી લોહી તેમાં આમેજ થાય છે એ તેમની આજકાળ વધી પડેલી ફરિયાદ છે, કેમ જે હાલ સુધીમાં લગભગ પાંચસો અમેરિકન તવંગર કુમારિકાઓ ખેતાબ ધરાવનાર પારકી પ્રજાના બેટાઓ સાથ પરણી ચુકી છે, અને સાથે "રીતની ભીખ" તરીકે મોટી મોટી દોલતના ડુંગરોબી ઘસડી લઇ ગઇ છે! દાખલા તરીકે ૧૯૦૩ માં **મીસ મે જુયોલેટ** નામની કુંવારિકા ડયુક આૅાત્ર રાક્ષબર્ગ સાથ પરણી આવી ત્યારે વરરાજાને રીત તરીકે **વીસ લાખ** પાઉન્ડ મળ્યા હતા. એ ડયુક કાકાબી જબરા ભાગ્યશાળી! કાઉન્ટ ડી કાસ્ટેલેનનેબી શુકકરનીજ દશા ચાલતી હોવી જોઇએ, કારણ એ ભુખરીઆરસ ઉમરાવ એક છેલછબીલી રૂપરંગીલી **મીસ એૅના ગુલ્ડ** નામની અમેરિકન ખુબસુરતી સાથ "પસંદે કરદમ" બોલ્યો ત્યારે તે તેના બદલામાં પંદર લાખ પાઉન્ડનો ધણી થયો! ધાડ ગેઇ કેની!

નામાંકિત અમેરિકન વેન્ડરબીલ્ટ ખાનદાનનેબી એક ઇંગ્રેજ ઉમરાવને પોતાના કુટુંબમાં દાખલ કરવા માટે મોટી દોલતનો દંડ આપવો પડયો છે. એ કુટુંબની એક છોકરી નામે **મીસ કોન-સ્યુલો વૅનડરબીલ્ટે** પોતાને મનગમતા ઉમરાવ ખાવદ ડયુક ઑવ માર્લબરો સાથ પરણવા ખાતર વીસ લાખ પાઉન્ડ રીતમાં આપ્યા હતા !

પણ એ ખાન્દાનના ફકત એટલાજ પૈસા એમ બહાર ગયા નથી. છેલ્લાં એક લગ્ને તો આજના વિષયના સર્વ દાખલાઓને બાજુજ બેસાડયા છે ! **ડચેસ કોનસ્યુલો માર્લબરોની** એક પિત્રણ નામે **ગ્લૅડીઝ વૅનડરબીલ્ટ** થોડુંક પરજ રાજવંશી ખાન-દાનથી ઉતરી આવેલા જાણીતા હંગેરિયન ઉમરાવ કાઉન્ટ **લેસબીયો ઝેકેનાઈ** સાથ પરણી ગઇ, ને તે **ચાલીસ લાખ પાઉન્ડ** રીતના લઈ ગઇ ! ! અલબત, કાઉન્ટ પાસે કાંઇ ઘણી દોલત ન હતી, કે જ્યારે આ દામાદમાં વેનડરબલ્ટો હંગેરિયન તવારીખમાં સર્વેથી આગેવાન ભાગ લેનાર એક પ્રસિધ રાજવંશી કુટુંબ સાથ જોડાવા કાજે ઘણી વડાઇ લઈ શકે છે.

એ કાઉન્ટના બાપાવાની હંગેરી તરફની જાનફેશાંની અને મરણ સુધીની યાદગાર સેવાઓ જાણીતી છે. લોકોની આબાદી અને જાનમાલની જાળવની કાજેની તેની લડતોથી તે એ રાજના મહાન બેટાઓમાં આગેવાન જગ્યા ધરાવે છે. જ્યારે તેનો પિતા એક મહાન શોધક અને મુસાફર તરીકે પ્રસિધતા પામ્યો છે. તેણે પોતાને ખરચે એક કાફલો ઉભો કર્યો હતો. એ કાફલા સાથ ટીબેટ, ચીન વગેરે દેશમાં મુસાફરી કરી તેણે જાતજાતની કિંમતી શોધો કીધી હતી. તેણે ત્યાર પછી બરમાહમાં પ્રવાસ કીધો અને ઘણીક બુધીસ્ટ યાદગારીઓ તે એ વખતે મેળવી શકયો હતો. કાઉન્ટ પોતે અઠાવીસ વર્ષની ઉમરનો, ઉંચો અને આત ખુબસુરત જવાન છે. તે દુનયાના ઘણા ભાગોમાં ફરી આવ્યો છે, અને બીજી વખતબી પોતાની પરણેતર સાથ આખી દુનિયા ફરી આવવાનો તે વિચાર રાખે છે.

**મીસ વેનડરબીલ્ટ** ફકત બાવીસ વર્ષની ઉમરની છે. તે ઘણી ખુબસુરત નથી, પણ માયાળુ સ્વભાવ, ગરીબો પ્રત્યેની દાઝ અને દિલ

જીતી લેનારી અદા અંદાજ તેમજ મોહક નાઝોનખરાંને લીધે મંડળમાં અતિ માનીતી થઈ પડી છે. તેણીની મુખ્ય મોજ ઉંચાં સંગીતનો ઉંડો અભ્યાસ કરવાની છે. માડામ જોઆનન્ડ રેસ્કીન્નાં ઉંચાં શિક્ષણ તળે તે એ હુન્નરમાં પ્રવીણતા મેળવી શકી છે, અને મોટાં મેળાવડાઓ યા સખાવતી "કૉનસર્ટો" માં તે હંમેશ પોતે આગેવાન ભાગ લે છે.

તેણીનું રહેવાનું મકાન એક બાદશાહના મેહેલને બી બાજુએ બેસાડે એવું સુંદર છે. પોતાના માલેકોની આબાદી, જાહોજલાલી અને તવંગરીનો ખ્યાલ આપતું એ મકાન એક બેહેસ્તખાનુંજ છે. પૈસા જે કરી શકે તે બધું ત્યાં હાજર ને મોજુદ છે. તેણીએ ત્યાં એક નાદર બગીચો પોતે તૈયાર કર્યો છે, અને જાતજાતનાં કિંમતી ઝાડપાનથી તે બધો મઘમઘી રહ્યો છે. આ બાગ પાછવાડેજ માત્ર પંદર લાખ રૂપિયાની બાદશાહી રકમ ખરચાઈ છે! તેની જતન લેવા અને તેમા ઘટતા સુધારા કરવા ઝાડપાન અને રસાયણ શાસ્ત્રમાં પસાર થયલી બાનુંઓના એક 'સ્ટાફ' ને ખાસ રોકયો છે, જેમાંની વડીને પાંચ હજાર રૂપિયાનો દરમાયો આપવામાં આવે છે! ખરેખર ફકત આ બાગપરજ જો આટલી ગંજાવર રકમ ખરચાઈ છે તો આખું મકાન કેવું કિમતી હોવું જોઇયે, અને ત્યારે વેનડરબીલ્ટની દોલત કેવી ગંજાવર હોવી જોઈએ તેનો તરત ખ્યાલ થઇ શકે છે. જેમ કરોડો કમાઇઓ એ અમેરિકનોજ જાણે છે, તેમ વળી પાપરીની પેરે પૈસા પણ તેઓજ વેરી શકે છે. કાઉન્ટ અને વેનડરબીલ્ટની પેહેલી પિછાણ વિયેનામાં થઇ હતી, અને ત્યાર પછી અરસપરસની મિલાકાત ચાલુ રેહતાં આ જોડું સંધાઇ શકયું હતું.

લૉર્ડ કરઝન બી એક ખુબસુરત અમેરિકન કન્યાનાજ ધણી હતા, જે પણ રીત તરીકે મોટી દોલત લાવી હતી. એવા તો દાખલાઓ હવે લગભગ રોજ બને છે.

ત્યારે જુવો! આપણો બોકલેસ "બેહેલુ બારીસ્ટર" કે માખમારૂ "મંચી ડાકટર," કે બાગેલાં વહાણનો "અહી એનજીન્યર" જો પાંચ દસ હજારની રીતની ભીખ વિના પરણવા ના

પાડેછ તો લોકો તેનીપર વાદળ તોડી પાડેછ, અને કોમનો તાળો બગડી જવા માટે તસ્ત માથું કુટેછ; ત્યારે આ બિચારા ગરીબ અમેરિકનો કેવી રીતે એવી મોટી રીતોની આફત્ત લઈ ચલાવતા હશે? તે લોક જીવપર નહિં કરે? શુકરાના કરોની, મેહેરબાંન, કે એવો બુરો વખત હજી આપણા પારસીઓનો આવ્યો નથી! આપણા "ખાનબાહાદુરો" નો ક્યારે એવો વખત આવશે?

"ફુરસદ"

---

# આઈતી દૌલત મેળવનારાં નસીબવંતો.

---

**નસીબદેવીનાં** નખરાં બાજે વખ્તે કેવી વિચિત્ર વળણ અખ્તિવાર કરેછે તેના અચંબાભર્યા દાખલાઓ ઘણીવાર આપણને મળી-આવછે. નસીબ! ઓ નસીબ! તારા ભેદ ભરમોને કેમ પુગી વળિયે? આજે એક માણસ ગરીબાઇના ગંજાવર ગજબો વચ્ચે આજ્રેજ થઈ આ દોરંગી દુનિયાની બોહોળી સપાટીપર પોતાનાં ગુજરાન માટે મોહોતનાં અવત્યાં મારેછે અને તેવા સંજોગો વચ્ચે પોતાના કિરતારનાં ખરાં ઇનસાફી કર્તવ્ય તરફ ખાલી તિરસ્કાર બતાવી ગેરઇનસાફ થવાનાં રોદણાં રડેછે, તો બીજીજ સહવારે **નસીબદેવીનાં** નખરાંથી તે લાખોનો ધણી થઇ કુદરતના ઇનસાફ માટે આફ્રીન પોકારે છે! **નસીબદેવીનાં** બાહેરથી ચક્રમ દિસતાં નખરાંઓમાં પણ ઘણીકવાર તે કિરતારના મહા દહાપણની નિશાનીઓ આમેજ થયલી હોયછે. **નસીબદેવીનાં** નખરાંનો કંઇક ખ્યાલ આપણને નિચલા દાખલાઓ આપેછે:—

ગરીબાઇથી આજ્રેજ થઇ, દુ:ખથી નિરાશ થયલો એક શખ્સ એક વેળા મરણતોલ હાલતમાં 'હરહૅમ' ના એક મોહોલ્લામાંથી મળી આવ્યો. તેને 'પોલીસ' માં લઇ જતી વેળા ત્યાં થયલાં ખુલાસાપરથી માલમ પડયું કે તે શખ્સ દસ લાખ પાઉન્ડની કિંમતની મીલકયામતનો એકલો માલેક હતો. તેનાં કુટુંબનો એક માણસ આફ્રીકા ખાતે લખાપતિ થઈ મરણ પામ્યો હતો અને તે પોતાની

તમામ દોલત આ જવાનને આપી ગયો હતો. ઇંગ્લંડના નામાંકિત સોલિસિટરોની એક પેઢી તેને માટે શોધ ચલાવતી હતી અને આખરે જીંદગીના આવા કટોકટ વખતે તેણે આ ખુશ ખબર સાંભળી હતી.

'મિચલ મૅકડોનાલ્ડ' અને તેનો ભાઈ એક ધર્મસંબંધી મંડળીમાં ટુક પગારે નોકરી હતા અને એક કડવી જીંદગીનો અનુભવ ચાખતા હતા, પણ તેવામાં **નસીબદેવી** તેઓપર હસી અને તેઓને જણાવવામાં આવ્યું કે ' **પૅટ્રીક માર્કોમ**' નામના તેમના એક દુરના સગાનાં મરણથી '**કૅલિફૉર્નિયા**' ની એક કિંમતી ખાણના તેઓ એકલા માલેક થયા હતા. **નસીબદેવીના** આ ફાંટાથી પંદર રૂપરડીનો માસિક પગાર પાળનારા આ ભાગ્યશાળી પુરૂષો લક્ષાપતિ થવા પામ્યા હતા.

એવીજ જાતનો એક બીજો દાખલો એક **જર્મન દાસીનો** જાહેરમાં આવ્યોછે, જેણીનો પિતા તેણીને અને તેણીની માને મુકી એક દુરદરાઝ મુલકમાં નિકળી ગયો હતો. ઘણાં વર્ષો સુધી તેણીના પિતાની ઘણુનસલ જણાઇ નહિં અને ગરીબીમાં અવત્યાં મારી તેણીની માતા બિચારી માર્ગે પણ લાગી ગઈ, જ્યારે તેણી પોતે કોઇને ત્યાં ચાકરી રહી. એક દિવસે, ઓચિંતો તેણીને એક તાર મળ્યો, જેમાં તેણીના બાપનાં મરણથી તેણી અને તેણીની માતા એક બાદશાહી રકમનાં વારસ થયાં હતાં એમ એક સોલિસિટરે તેણીને જણાવ્યું હતું. મજકુર જર્મન સ્ત્રીએ તે રકમની એક પાઈ પણ લેવા સાફ ના પાડી અને તે તારના જવાબમાં જણાવ્યું કે—"લાંબો વખત અમને ગરીબીમાં નાખી પોતે અમનચમનમાં રહેનાર એક પિતાના પૈસા લેવા કરતાં, એક દાસીની કંગાળ જીંદગી ગુજારી, મારી પોતાની મેહેનતની પા રોટલી ખાવામાં હું મગરૂરી લઇશ. આ સઘળા પૈસા એક ઑસ્પિટલનાં ફંડમાં ભરી દેજો." પોતાના બોલને તે અંતઃકરણની સાચી બહાદુર જર્મન બેટી વળગી રહી અને નોકરીની ગુસરીમાંજ તેણીએ પોતાની આખી જીંદગી કહાડી. આપ-બળ અને આપ મેહેનતપર મુસ્તાક રહેનાર આ નમુનેદાર સ્ત્રીની નમુનેદાર હિંમત આપણને કેવો ઉમદા ધડો શિખવેછે!

**'બ્રિસ્ટલ'** ખાતે વસતા ચાર કામદાર–ભાઈઓ પણ એક આઈતો વારસો મેળવવા પામ્યા હતા. તેમનો એક દૂરનો ખેશી અમેરિકા ખાતે લાંબા વખતની વાત ઉપર નિકળી ગયો હતો અને તેની હસ્તી પણ તેનાં કુટુંબીઓ ભુલી ગયાં હતાં, પણ તેનાં મરણથી, બે લાખ પચાસ હજાર પાઉન્ડની તેની દોલતનો વારસો આ ચાર ભાઈઓને ઓચિંતો મળી ગયો હતો. **નસીબદેવીનો કેવો ચમત્કાર!**

**'સૅન ફ્રેન્સિસ્કો'** ખાતે ચાલેલા એક ગૃહસ્થના વારસા સંબંધી મુકદમામાં એવું ઠર્યું હતું કે મરનારની સઘળી દોલત તેના એક દૂરના વારસને મળે. આ હુકમ થયો તે વેળા પેલો ભાગ્યશાળી રશિયન સગો કે જેનું નામ 'ગોપવિક' હતું તે તો 'ત્રામ'નો એક 'કંડકટર' હતો. કહે છે કે જે દિને તેને પોતાને બે લાખ પાઉન્ડની આ મોટી દોલત મળી, તે દિને સઘળાં ઉતારૂઓને પોતાની 'ત્રામ'માં મુફત બેસાડી તેમનું ભાડું તેણે પોતે ભરી આપ્યું હતુ.

જણાવવામાં આવે છે તે મુજબ, **મિસ ઍગ્નેટ જૅનેટ રસલ** નામની બાનુંને પણ બાહેરથી એક ભિકારી જેવા દેખાતા તેણીના એક દૂરના ખેશીની ૯૭,૦૦૦ પાઉન્ડની દોલત મળી હતી. **નસીબદેવીનો આ કેવો ફાંટો!**

**'કારોલાઇ'** નામનો એક હંગેરિયન **'વાયોલિનિસ્ટ'** પોતાનું વતન છોડી પોતાનાં ગુજરાન માટે ગામે ગામ ભટકયો અને આ નાકદર દુનિયાની લીલી–સુકીનો તેણે ખરો અનુભવ મેળવ્યો. ઘણું કષ્ટ વેઠવા છતાં, જ્યારે ગુજરાન માટે તે કશુંજ પુરૂંપાધરૂં મેળવી નહિં શકયો, ત્યારે આ સંસારની માયાને આપઘાતથી છોડી જવાના ઇરાદાથી તે આયંદે પોતાને વતન પાછો ફર્યો, પણ પોતાનો છેલ્લો ઈલાજ તે અમલમાં મૂકે તે પેહેલાં તો, તેને માલૂમ પડયું કે પોતાના એક પિત્રાઈના વીસ હજાર પાઉન્ડનો તે એકલો હકદાર વારસ થયો હતો! **માણસ ધારેછે શું અને ખુદા કરેછે શું!**

**નસીબદેવી કેમ અને કેવી રીતે હસેછે તેનો એક બીજો નોધવાજોગ દાખલો એ છે કે 'ટૉન્બ્રિજ' ખાતે સાધારણ ફેરી–આંટીનું કામ કરતો એક છોકરો નાતાલને દિનજ પોતાની કોઈક દૂરની સગીનો ૧૩ હજાર પાઉન્ડનો વારસ નિમાયો હતો.**

સરત અને સોરતીથીબી ઘણાંઓ નેહાલ થઇ ગયાં છે. "સ્પૅનિશ ક્રિસ્ટમસ સ્ટેટ લૉટરી" નું બે લાખ ચોવીસ હજાર પાઉન્ડનું પેહેલું ઇનામ 'દસ ગરીબો' વાળી ટિકેટને થોડા વખતની વાત ઉપર લાગ્યું હતું. આ ભાગ્યશાળીઓમાના સાત જન એક પેહેડીમાં સાધારણ કામદારો હતા, જ્યારે બીજા ત્રણમાંનો એક માછલી-વેચનાર અને એક તો ચા-કૉફીની દુકાન રાખનાર હતો. એજ 'લૉટરી' નું ૮૦ હજાર પાઉન્ડનું ત્રીજું ઇનામ ગયે વર્ષે એક ચેરિફળ-વેચનારને લાગ્યું હતું.

પૅરિસ ખાતેની એક સરતનું ૪૦ હજાર પાઉન્ડનું ઇનામ ગયે વર્ષે બે ગરીબ સાળા-બનેવીને લાગ્યું હતું. સાળો એક ગરીબ ચિતારો હતો અને ઘણો વખત થયો બેકાર બની ગયો હતો, જ્યારે બનેવી પિત્તળને તેજ આપનારનું કામ કરતો હતો.

ગયા ફેબ્રુઆરી માસમાં નિકળેલી "ફ્રેન્ચ પ્રૅસ લૉટરી" નું વીસ હજાર પાઉન્ડનું ઇનામ અરગ્રાક ખાતેનો એક ગરીબ અને વહીતરૂં કરતાં લથડી-ગયલો 'કલાર્ક' લઇ ગયો હતો. એજ સોરતીનું ચાર હજાર પાઉન્ડનું ઇનામ ચાર ગરીબ છોડીઓને લાગ્યું હતું. વળી, ગયા ઑગસ્ટ માસમાં એજ 'લૉટરી' નું ૪૦ હજાર પાઉન્ડનું એક ઇનામ ૨૮ મી ડ્રેગૂન પલટણવાળી માદામ હોઝેર નામની ભઠિયારણને મળ્યું હતું, જે વેળાએ આંઠ હજાર પાઉન્ડનું એક ઇનામ 'ફ્રુઝે' નામનો એક ગરીબ ફ્રેન્ચ કલાર્ક જીતી ગયો હતો.

ફ્રાન્સમાં ક્ષયરોગથી પિડાતાં છોકરાંઓનાં લાભમાં કહાડવામાં આવેલી એક સોરતીનું પેહેલું ઇનામ એક બાવરચી જીતી ગયો હતો, જ્યારે ચાર હજાર પાઉન્ડનું એજ સોરતીનું ત્રીજું ઇનામ માદામ લા રૂ નામની એક ગરીબ દુકાનદાર-બાઇને મળ્યું હતું.

છેલ્લી "સ્પૅનિશ નશનલ લાટરી-ડૉન રાફેલ ઓલીના" નામની સોરતીમાં એક શખ્સને રૂપિયા એક લાખ મળ્યા હતા, જે રકમ પોતે ન લેતાં, તેણે એક વિચિત્ર યુક્તિ કામે લગાડી. તે રકમ તેણે શેહેરની પાંચ સઉથી ખુબસુરત અને સઉથી ગરીબ ધોબણોમાં વેંહેંચવાનું જાહેર કર્યું. ખુશાલીના ઉભરામાં આ પાંચે જણે પેલા

જુવાન શખ્સ ( કે જેની પોતાની હાલત ઘણી ગરીબ હતી તેની) સાથે પરણવાની માગણી મોકલી કે જેથી તે પણ તે રકમનો અરધો ભાગ મેળવી શકે. તે બિચારાં વિચારમાં પડયો કે પાંચમાંની કઈને પસંદ કરવી, કારણ કે એકેક કરતાં એકેક સરસ હતી. આખરે તેણે પોતાપર સોરતી કહાડી, જેણીને નસીબે તે આવે તેણીને વરવાનું નક્કી કીધું. 'ઍન્યૂલા' નામની પાંચમાંની એક સઉથી ખુબસુરત રૂપ-સુંદરીને નસીબે તે ચોંટયો, પણ આ રૂપનિશ સ્ત્રીએ ધાર્યું કે એક ભરથાર તેણીનાં નાણામાં ભાગ્યો થાય તે કરતાં તો એક 'મોટોર-કાર' લઈ, તેણી એકલીજ મજાહ કરે તો ઠીક. તેથી, આ ઇનામમાં મેળવેલા ધણી ઉપરથી તેણીએ પોતાનો હક ઉતારી મુકયો અને તે ઇનામ બીજે નંબરે આવેલી 'રોઝોતા'ને લાગ્યું, જેણી પેલા શખ્સ સાથે પરણી અને હાલ સુખી જીંદગી ગુજારે છે.

"નૂરે એલમ"

## ફત્તેહમંદ નાટકો.

અત્રેની એક નાટક કંપની પોતાના એકાદ ફત્તેહમંદ ખેલની મદદથી જો થોડાક હઝાર રૂપિયા કુટી કાઢેછે તો પોતાને ભાગ્યશાળી ગણે છે અને બીજી કંપનીઓની અદેખાઇનું મૂળ થઇ પડે છે. અસંખ્ય મુશ્કેળીમાંથી તેઓને પોતાનો રસ્તો લેવો પડે છે અને થોડાક હઝારને ખાતર જીવ પટકી મેહેનત કરવી પડે છે અને જ્યારે જો તેઓની મેહેનતને જશ મળે છે અને શોખીન આલમની પ્રસંશા ઉતરે છે તો બીજા ત્રણ ચાર ખેલો માટેનો ખર્ચ નિકળી શકેછે. આવા એકાદ સારા ખેલથી તેઓ પોતાનો દહાડો ફેરવી શકેછે કે જેવું આપણે અત્રેથી થોડીક કંપનીઓનાં બાબમાં વારંવાર જોઇયે છિયે. અમેરિકામાં નાટકનો શોખ અતિ ઘણો પ્રસરેલો છે. અમેરિકનો પોતાના દરેક કામમાં જેવું ઉદારપણું વાપરી શકે છે તેવુંજ ઉદારપણું સારા નાટકને નવાજવામાં પણ વાપરવા શિવાય રહેતા નથી, જે નિચલી બાબતો પરથી જણાશે :—

"મિસિસ વીગ્સ ઑવ ધી કુબેજ પૅચ" નામનો ખેલ ત્યાં ઘણો પ્રિય થઇ પડયો છે અને તે ખેલે તેના સાહસિક માલેકોને હાલ સુધીમાં પચાસ હઝાર કરતાં વધુ પાઉન્ડ કમાવી આપ્યા છે. એ કરતાંબી વધુ પ્રસંશા "રિપ વાન વીંકલ" નામનો ખેલ મેળવી શકયો છે. એ ખેલ જોવા ત્યાં તુટાતુટ પડે છે અને લગભગ પાંચ હઝાર વખત તે તખ્તાપર મુકાયો છે, તોપણ જેવીને તેવી ભીડ ચાલુ રહી છે. આ ખેલમાં ત્યાંનો નામાંકિત નાટકકાર **જોસફ જૅફર્સન** ભાગ લે છે અને તે દેખાવ દેતાં ગોયા આખી નાટકશાળા તાલીઓના પોકારોથી નિચે આવે છે. કહે છે કે આ ખેલ હમણા સુધી **દસ લાખ પાઉન્ડ** લાવી શકયોછે. અમેરિકનોનો શોખ કેટલો બધો હોવો જોઇયે અને કેવું જંગી 'ઑડયન્સ' હર વેળા ભેગું મળતું હોવું જોઇયે?

આવોજ ફ્તેહમંદ એક બીજો ખેલ "**ઓલ્ડ હોમસ્ટેડ**" નો છે. આ નાટક આજે બાર વર્ષ થયાં ભજવાતો આવ્યો છે તોપણ પોતાની લોકપ્રિયતા ખોઇ નથી. એમાં આગેવાન ભાગ ભજવતા ખેલાડીનું નામ **ડન્મેન થોમ્પસન** છે જેના સુભાખીત એકટીંગે અમેરિકન ખુબસુરતીઓનાં જીગર જીતી લીધાંછે. આ ખેલની **દર વર્ષની** આવક ૮૦ હજાર પાઉન્ડ ઉપરની છે યાને હાલ સુધી તે **નવ લાખ પચાસ હઝાર પાઉન્ડ**ની ગંજાવર દોલત ખેંચી લાવ્યો છે.

"**એરમીની**" નામનો એક બીજો લોકપ્રિય ખેલ ૧૨૬૭ વખત 'સ્ટેજ' પર મુકાયો છે અને હાલ સુધી લગભગ **આંઠ લાખ પાઉન્ડ**નો ગંજાવર નફો તેના માલેકોના હાથમાં આવ્યો છે. હજી એ ખેલ ચાલુ છે. આપણી તરફ અતિ ઘણા જાણીતા થયલા અને પેલી નામાંકિત ઇંગ્રેજ બાનું—મરહુમ નાટકકાર **મિસ મેરી ક્રેન્ટન**—'**પારસી ગુલ**'—ના કરૂણારસ 'એકટીંગ' થી હોહોકાર પામેલા કસાયલા કલમકશ **મી. બહમનજી કાબરાજી**ના "ફૅકડ" નાટક "**ભોલી ગુલ**" ના ઇંગ્રેજી સ્વરૂપ "**ઇસ્ટ લીન**" નો ખેલ બી ત્યાં અતિ ઘણો પ્રિય થઇ પડયો છે. ત્યાં ઉંચી તાલીમ પામેલી અને અતિ ખુબસુરત '**અમેરીકન ગુલ**' પોતાના કરૂણારસ 'એકટીંગ' થી

બાનુંઓની આંખોમાંથી આંસુઓની રેલ ચલાવે છે અને મરદોને દીગમૂઢ કરી મેળે છે. આ 'દુખિયારી બચુ' નાં 'ઍકટીંગ'થી અમેરિકનો અતિ ઘણાં ખુશ થઇ ગયાં છે અને મજકુર ખેલની હાલ સુધીની આવક લગભગ સાત લાખ પાઉન્ડની થવા જાય છે.

"ધી પ્રાયવેટ સેક્રેટરી" નામનો નાટક બી અમેરિકનોની પસંદગી પામ્યો છે અને જ્યારેબી તે તખ્તાપર મેળાય છે ત્યારે તમાશબીન આલમ વીહીલી પડે છે. હાલ સુધીમાં ૫૦૦ વખતજ 'સ્ટેજ' પર મુકાયો છે પણ એટલામાં ત્રણ લાખ પાઉન્ડ ઉપજાવી શકયો છે.

નામાંકિત નાટકકાર-લેખક શેરીડનના 'કોલીન બૉન.' (કે જેનું ગુજરાતી સ્વરૂપ 'ભોલી જાન' મશહુર છે.) મિસિસ સ્ટોની જગપ્રસિધ વાર્તાપરથી ઉપજાવી કાઢેલા "અંકલ ટૉમ્સ કબીન" (કે જેનું ભાષાંતર આપણા એક લેખકે "ગુલામી બાઝાર" નાં નામ હેઠળ કર્યું છે.) અને "પીપ ઓ ડે" નામના નાટકોબી ત્યાં અતિ ઘણા જાણીતા છે અને એ નાટકોથી બી બેથી ત્રણ લાખ પાઉન્ડ ઉપજ્યા છે. એવા તો બીજા ઘણાબી નાટકો છે કે જેની પ્રસંશામાં ખુશ થઇ ઉદાર અમેરિકનોએ લાખો રૂપિયા કાઢી આપ્યા છે. આપણા નાટક લખનારાઓ અને ભજવનારાઓની કયારે એવી કદર બુજાશે.?

"જ્ઞાન વર્ધક"

---

# "રાજાને ગમી તે રાણી અને છાણા થાપતી આણી."

પ્યાર તફાવત જોતો નથી-તે જીગર શોધે છે. તેની પ્રબળ મોહીનીમાં રાજપાટ, તખ્તો-તાજ, પદવી, અખિકાર, ધન-દોલત, સર્વે નકામાં છે. પોતાને મન ગમતું જીગર મેળવવા ખાતર ઘણા રાજપતિઓએ પોતાના અખિકાર પણ છોડી દીધા છે. આ જીવતા જાગતા દાખલાઓ એ મહાન સ્વલોગ ખુલ્લા કરે છે.

ઑસ્ટ્રીઆની ગાદી એવી પરણેતરો લાવવા આજે વર્ષો થયાં રાજ-કુંવરો પુરા પાડે છે. ઑસ્ટ્રીયાના શેહેનશાહનો ભત્રીજો આર્ચ-ડયુક ફેરડીનાન્ડ કાર્લ જે ભવિષ્યના શેહેનશાહ ફ્રાન્ઝ ફેરડીનાન્ડનો ભાઇ થાય છે, તે હાલ બરઠા ઝુબર નામની એક ગરીબ અવસ્થાની બાનું જોડે વરવા તૈયાર થયો છે. તેના કુટુંબીઓએ પોતાના ઉંચા દરજ્જાને હીણું લગાડનારાં એ જોડાણથી હઠી જવાને તેણે ઘણું એ સમજાવ્યો, પણ તે પોતાના પ્યારમાં પોતાના સર્વે હકોનું બલીદાન આપવા ખુશી થયો છે—અને આ લગ્નથી તે દરબારથી દૂર હવે એક સાધારણ જીંદગી ગુજારશે.

આ રાજ-કુંવરનો ભાઈ અને ઑસ્ટ્રીઆ—હંગેરીની સલતનતનો હવે પછીનો માલેક પણ એવાંજ લગ્નથી જાહેરાત પામ્યો હતો. તેને પોતાનું જીગર કાઉન્ટેસ સોફાયા કોટેકને સોંપ્યું. રાજ કુટુંબ આ લગ્નની સામે થયુ. જબરી હોજાતોજી, મારામારી, કજ્યા કંકાશ અને ચકચાર પછી અંત એવો છેડો આવ્યો કે ભલે શાહજાદાએ તેણીને વરવું, પણ એ જોડાણથી અવતરેલા કોઇબી બાળકનો ગાદીપર ભવિષ્યમા કદી પણ હક રહે નહિ. તે વર-રાજા એ સરતેબી પોતાની મન મૂર્તિને મેળવવા કબુલ થયો—અને "પ્રિન્સેસ ઑફ હોહેનબર્ગ" ના ખેતાબ સાથ તણીને પોતાની ધણીયાણી કીધી.

એજ રાજ્યના શાહજાદા મરનાર આર્ચ—ડયુક હેનરીની પસંદગી પણ એક ઉતરતા દરજ્જાની નાટકકાર લીયોપોલદાઇન હોફમેન પર ઉતરી હતી. આ "લયલા" ને તણે વીયેનાની "કાર્લ થીયેટર"માં જોઇ હતી. તેણે તેણીને જોઈ-જીગર ખોહયું ને પોતાના મહાન અધિકારનેબી તરછોડી તેણીને ચરણે પડયો. શેહેનશાહ આ લગ્નની પુશ્કળ સામે થયો હતો, પણ મરનાર પોતાના આ પ્યારને સઘળી મુશ્કેલીઓ છતાં વળગીજ રહેયો. "છાણાં થાપતી રાણીઓ" લાવનારા આ રાજગાદીના બેટાઓમાં હજી બીજા બે-ત્રણ જણા નોંધાયા છે.

૧૮૮૯ ના સાલમાં પોતાની વિલાયતની મુસાફરી દરમિયાન આર્ચ-ડયુક જૉન એક મીલા સ્ટુબલ નામની નાટકકાર સાથ પ્યારમાં પડયો. આ વાતની તેનાં બાદશાહી સગાં—વહાલાંને ખબર

પડતાં તેઓએ જબરો ગુસ્સો બતાવ્યો અને તેને સઘળા હકો છોડાવી દેશ બહાર કાઢયો. તેણે આ બધા ગુસ્સાની પણ દરકાર કરી નહિં. બાદશાહી લોહીને દરજ્જા છતાં તેણે હવે આપ મેહેનતથી રોટી રળી ખાવાનો વિચાર કીધો. તરેહવાર ધંધા કીધા ને "જૉન ઑર્થ" નાં નામ સાથ બધેબધ ભટકયો. તે કોણ જાણે કયાં ગુમ થઇ ગયો છે. છેલ્લે તેને માટે જણાયું હતું કે "**મારગેરીટા**" નામનાં વહાણમાં એક **ખલાસી** તરીકે વહીવરૂં કરી તે પોતાની બદબખ્ત સરજત પુરી કરતો હતો ! અરે-રે-કુંવર, તારાં મનપસંદ જોડાણ માટે આ તારીપર કેવો જુલમ !

**આર્ચ-ડ્યુક લીયોપોલ્ડ ફરડીનાન્ડ** નામનો બીજો રાજ-કુંવર પણ એક ગરીબ ગામડયન ગોરીને વરવા માટે હાડમાર બનેલો રદ બાતલ થયલો, **લુશેર્ન** ખાતે "**વીલફ્રીંગ**" ના નામ તળે એક ગરીબડા શહેરી તરીકે દિવસ ગુજારે છે.

**ટીરીશા એલઝર** નામની એક **નાચનારીને** ધણીયાણી બનાવવા ખાતર ૧૮૫૦ ના સાલમાં **ફ્રેન્કો-પ્રસિયન** લડાઇ વેળાનાં દરિયાઇ વડા **જરમન** શાહજાદા પ્રિન્સ **ચેડલબર્ટ**નેબી પોતાની હકુમતનો ભોગ આપવો પડયો હતો.

પ્રસિયાનો **પ્રિન્સ ઑગસટસ મારી ઑરન્ટ** નામની **ધોબણ** સાથ જોડાતાં તમામ બાદશાહી હકો ખોહી બેઠો હતો.

**બવેરિયાના** રાજવંશી પેલા તબીબ શાહજાદા **ડયુક** (**ડૉ૦**) **કાર્લ થીયોડોરનો** વડો ભાઇ **પ્રિન્સ ફ્રેડરીક ફ્રાલીન મેનડેલ** નામની ગરીબ કુટુંબની બાનુંને પરણી આવ્યો. આ લગ્નથી તેને પોતાની ગાદીના સર્વે હકો પોતાના નાના ભાઇને સંપૂર્ણ કરવા પડયા હતા. ૧૮૯૧ માં આ પરણેતરના મરણ પછી, પાછી તેને પોતાની સંસાર સાગરની ભાગ્યણ મેળવવા ગરીબ વર્ગ તરફજ નજર ફેરવી-ફ્રાલીન બાર્થ તેને મળી આવી.

**ગરીબ હાલતની કન્યાઓને પરણનારા રાજવંશીઓના જીવતા જાગતા દાખલાઓની મોટી સંખ્યા બતાવી શકાયે, પણ આ કટારો પરનાં દબાણનો ખ્યાલ કરી હવે એકજ દાખલો આપી બસ કરશું.**

સ્વીડનના હાલના રાજાનો ભાઈ પ્રિન્સ ઑસકાર કાલ ઑગસ્ટ બરનાડોટે એવાંજ લગ્નથી પોતાના સર્વે મહાન હકો ખોહી દીધા હતા. ૧૮૮૮ માં આ શાહજાદાએ પોતાના રાજ્યની "ક્રાઉન પ્રિન્સેસ" ની એક સાહેલી મીસ મંક જોડે વિવાહ કીધા તે વેળા આ બાનું, બોરનમથમાં લેડી કેરનને ત્યાં પરોણા તરીકે આવી હતી અને ત્યાંજ લગ્નબી થયાં. આ પ્યારના પરિણામમાં શાહજાદા તેમજ તેના વારસોનો રાજ-ગાદીપરનો હક સદાનો ખોહોવાયો છે.

"જામે જમશેદ."

## રાજપતિ ધંધાદારીઓ.

યુરોપના કોઈ રાજકર્તાઓ એટલા ઉદ્યોગી હોય છે કે એક બોહોળાં રાજના કારોબારની હજારો જંજાલો છતાં ખાનગી વેપાર-ધંધાનો સાહાસ અજમાવવા અને તે ફ-તેહમંદ કરવાને વટીક તેઓ પોતાનો વખત ફાજલ પાડી શકે છે!

એવા ઉદ્યોગી રાજાઓમાં જરમનીનો કયસર આગેવાન જગ્યા રોકે છે. એ રાજપતિએ પોતાની ખાનગી આવકમાંથી કડીનન ખાતે એક મોટું કોરીકામનું કારખાનું ઉભું કર્યું છે, અને તેને ફ-તેહમદ કરવા તે પોતે જાતે મેહેનત કરે છે. એ ખાતાંને લગતા કાનુનો પણ તેણે પોતેજ ઘડયા છે. તેને માટે જાણીતા હુન્નરમંદ કીસબીઓની તે પોતે ચુંટણી કરે છે, અને વળી તેમાંથી બહાર પડતાં કોરીકામના જાતજાતના નમુનાનાં ચિતારો વટીક તેનાં પોતાનાં ફળદ્રુપ ભેજાંનું પરિણામ છે. આ રાજવંશી માલેકીનું ખાતું થોડા વખતમાં ઘણું મચી ગયુ છે, અને સારો નફો ઉપજાવે છે. ગયાંજ વર્ષનો નફો લગભગ રૂ. ચાર લાખ થયો છે.

કયસર એ ખાતાંના કામદારો તરફ ઘણોજ મેહેરબાન છે. તે તેઓનાં સુખ-સગવડોપર જાતે ધ્યાન આપે છે. તેણે તેઓને માટે

નમુનેદાર મકાનો બંધાવી આપ્યાં છે, તેમજ 'પેનશન' અને નફાની આવકમાંથી અમુક ભાગ ચાલુ આપવાની રૂઢી દાખલ કીધી છે.

કયસર પછી બીજો રાજકર્તા જે આપણું ધ્યાન ખેંચે છે તે પેલા નાદગાર, કર્પીણ અને કંગાળ સંજોગો વચ્ચે મરણ પામેલાં રાજા-રાણીનાં ખુનના બનાવ પછી સરવિયાની અશાંત ગાદીએ હાલમાં આવેલો એ દેશનો રાજા પિટર છે. એ રાજા તો નાની નાની યોજનાઓ પાછળ મંડયો છે. તે એક "પટંટ" વસાણુંનો ધણી છે, જેને ઓહોળું ફેલાવવા તે પોતે મેહેનત કરે છે. વળી પોતાની રાજધાણી બેલગ્રેડમાં એક "મોટોર એજનશી" નો બી તેજ ધણી છે, ને હજામની એક મોટી દુકાણનો બી તેજ માલેક છે!! લ્યો, તમારા આજ કાલના જવાનોને જરા એક હેરકટીંગ સૅલુન કાઢવા કહો ને જુઓ, તેઓ કેવા છછણી પડશે; કે જ્યારે આ મોટો રાજપતિ એવા ધંધામાં પડવાને પણ શરમાતો નથી !

લીપ-ડેટમોલ્ડનો હાકેમ બી નાના ધધામાં કશું બુરૂં માનતો નથી. તેણે ઈંડા અને માખણનો ધંધો વધાર્યો છે, અને તેમાથી તે સારો નફો કુટી કાઢે છે. વળી એટલાથીજ તે અટકતો નથી. તેની નજર ઈંટો પકાવવાના ધંધા તરફ દોડી છે, ને એક મોટું કારખાનું ઉભું કરી મોટા પાયા પર તે ઈંટો કાઢે છે. કહે છે કે આ સાહાસ ઘણુંજ ફ-તેહમંદ નિવડયો છે, અને તેના માલેકને નફો કરાવી આપે છે.

વરટમબર્ગના તખ્તપતિએ પોતાની થોડી પુંજી પોતાનાં રાજ્યમાં બે મોટાં હૉટેલો કાઢવામાં રોકી છે, તે દર સાંજે પોતે ત્યાં હાજર થાય છે, અને ખાણા પીણા પર જાતે દેખરેખ રાખે છે; અને આ ધંધાથી તેની ખાનગી આવકમાં દર વરસે રૂપિયા દોઢ લાખનો ઉમેરો થાય છે !

ઑસ્ટ્રીઆનો શાહનશાહ વિયેનાની એક મોટી ચાઈના વૅરની પેહેડીનો એકલો માલેક છે. તેણે પોતાનો આ ખાનગી સહાસ ઘણોજ વધારી મેળ્યો છે અને તે તેને ગંજાવર નફો ઉપજાવી આપે છે. તેનાં આ કારખાનામાં એક હજાર કામદારો રોકાયા છે, અને ત્યાંથી બહાર પડતું કામ યુરોપિયન દરબારોમાં ઘણુંજ વખણાય છે. એલે-ઝીનો રાજપતિ બી એવાંજ એક ખાતાંનો માલેક છે.

બેલજીયમનો પ્રજાપતિ લીયોપોલ્ડ તો એક ઘણોજ વખણાયલો ધંધાદારી છે. તેને વેપારની જબરી કુનેહ છે, અને વેપારમાં જીંદગી આખી પસાર કરનારા ભલા ભલાઓને તે વેચી આવે છે. તેણે પોતાની દોલતનો મોટો ભાગ કોંગોના રબરના વેપારમાં રોકયો છે. તે ત્યાંની ઘણી કિંમતી જગાઓ પોતાની માલેકીમાં લઇ ચુકયો છે, ને ત્યાંના વેપારમાં તેની થાપણ લગભગ પચાસ લાખ પાઉન્ડનાં આંકડા પર જાય છે. આ સહાસ કાંઇ ઘણો ફતેહમંદ નિવડયો નથી તેને મોટા નફાની આશા હતી, પણ માત્ર વીસ ટકાજ તે પેદા કરી શકયો. હજી મોટા પાયા પર પોતાનો વેપાર વધારવા તેણે અમેરિકન કરોડપતિઓને પોતા સાથ સામેલ કીધા, પણ બિચારા તે લોક અમથા રડી રહ્યા. પીયરપંટ મૉરગન અને તેના સાથીઓ આ સાહાસમાં લાખના બાર હજાર કરી બેઠા, જ્યારે આ કુનેહબાજ રાજા તો નફો વધારતોજ ગયો.—એવો જબરો અને કુશળ તે એક વેપારી બચ્ચો છે.

આ તો રાજાઓને માટે થયું, પણ યુરોપની રાણીઓમાં બી વેપારી ગુણો માલમ પડયા છે!

સાહિત્યની લાઇનમાં કારમેન સીલવાનું વખણાયલું નામ કોણે નથી સમજ્યું? આ જાણીતી લેખક રાણીએ પોતાના રાજ્યમાં મોટા પાયા પર એક ચોપડીની દુકાણ કાઢી છે, જેમાં દુનિયાના સર્વે વખણાયલા લેખકોનાં પ્રસિધ પુસ્તકો વેચવા મુકયાં છે, અને પોતાના આ સાહાસમાં તેણીએ એટલી તો મોટી ફતેહ મેળવી છે કે પેરિસમાં બી હાલ તેણીએ એક 'બ્રાંચ' કાઢી છે. તે દુનિયાનાં દરેક મોટાં મોટાં શેહેરોમાં એકેક શાખા કહાડવાની ઉમેદ રાખે છે. "વિવિધ વિષયમાળા" ની બી નકલો વેચતી હશે કે?

પોતાના પણોતા ખાવિંદ અને કુળદિપક બેટાને કમનસીબ સંજોગો વચ્ચે ખોહી બેઠેલી પેલી દલેર અને દુનિયાની દિલસોઝી જીતી રહેલી ભલી પોરટુગલની દેશપાર રાણીએ એક મોટી "કેમીસ્ટ" ની દુકાન પોતાનાં નામ તળે "રેજીસ્ટર" કરાવી હતી. અને આ નાના વિષયમાં આગળ આપેલા બધા દાખલાઓથી ઉલટી

રીતે આ ખાતાંની તમામ આવક તે સખાવત અને ધર્મી કામોમાંજ આપી દેતી, કે જ્યારે રાણીના ઉત્તમ દાખલાની કદરમાં લોકો મોંઘે દામે બી અત્રેથી માલ ખરીદતાં. તે પોતે વારંવાર ત્યાં કલાકો ગુજારતી, અને ઘણી વાર ગ્રાહકોને પોતાને હાથે દવાદારૂ બનાવી આપતી. એક ભલાં કામમાં પોતાનો હીસ્સો આપવા માટે વેઠ કરતી આ "દયાની બેહેન" ને એ ઘડી જોવી એ એક મોટી મોજ હતી!

રાજવંશી વેપારીઓના આવા દાખલાઓ તો ઘણા વેર વિખેર થઇ પડયા છે, પણ તેઓ સર્વેને અત્રે ટપકાવવાની જરૂર નથી. આપણા દેશી રાજાઓ જ્યારે આલસાઇ ને લેહેરમાં પોતાનો વખત બરબાદ કરે છે ત્યારે પશ્ચિમના સુધરેલા દેશના રાજકર્તાઓ ઓહોળી ફર્જો બજાવવા ઉપરાંત કેવી ઉદ્યોગી જીંદગી ગુજારે છે તેનો ઝાંખો ખ્યાલ આપવા ઉપર આપેલા થોડાક આ દાખલાઓ પુરતા થઇ પડશે.

આપણા દેશી રાજાઓ કયારે એ કીસમે સ્વદેશી હુન્નરમાં પોતે જાતે ભાગ લેશે? દેશની ઉનંતી અને કલ્યાણનો સોનેરી દિવસ ત્યારેજ આવશે. પ્રભુ એવો શુભ વખત જલદીજ બતાવી રાંક હિંદ ભૂમીનો ઉદય કરો!—તથાસ્તુ.

"કુરસદ"

## યુરોપના નાટકકારોની ગંજાવર દોલત.

અત્રે એકટરો જીંદગીભર મેહેનત કર્વા પછીબી કેવા ગરીબાઇમાં અવત્યાં મારે છે તેના દાખલાઓ વારંવાર આપણી જાણમાં આવે છે. કોઇ કોઇ દાખલાઓમાં તો બિચારા એ હુન્નરમંદો જીંદગીભરની મેહેનત પછીબી ઘણી કંગાળીયતમાં રહે છે. યુરોપના ભાગ્યશાળી નાટકકારો સાથ તેઓની હાલતની કાંઇક સરખામણી કરતાં આપણને કેવી દિલગીરી ઉપજે છે? કયાં છે હુન્નરમંદોની ખરી કદર?

યુરોપના નાટકકારો કેવી મોટી દોલત મેળી જાય છે તેના દાખલા જગેજગ નોંધાયા છે. આજે આપણે એવા ગણત્રીના વધુ દાખલાઓ વાંચીશું.

**મી૦ રીચર્ડ ડૉયલી કાર્ટ** થોડા વખતની વાત ઉપર મરણ પામ્યો ત્યારે ૨૪૦,૮૧૭ **પાઉન્ડની** મોટી દોલત મેળી ગયો. આ નાટકકારે આ મોટી દોલત પોતાના હુન્નરમાંજ મેળવી હતી. **ગીલબર્ટ** અને **સુલીવાનના** રચાયલા નાટકો તેની કુંપની માટે સોનાની ખાણુ થઈ પડયા હતા, કારણ એ ખેલોએ તેના ભાગ્યશાળી માલેકોને જબરો નફો કરાવી આપ્યો હતો. **મી૦ રીચર્ડ** તો મજકુર કુંપનીનો સર્વથી નાનો ભાગ્યો હતો અને તે આટલી ગંજાવર દોલત મેળી ગયો છે, ત્યારે તેના બધા ભાગ્યાઓએ મળી કેટલી દોલત એકઠી કરી હશે?

**હેંગલર** નામના એક બીજા નાટકકારે પણ **૫૯,૫૫૫ પાઉન્ડની** દોલત એકઠી કરી હતી; જ્યારે "લૉર્ડ"ના નામથી માનીતો થયલો બીજો નાટકકાર **જ્યોર્જ સેંગરબી** એટલીજ રકમ મેળી ગયો છે.

**"અવર બૉયઝ"**માં **"બટર બૉય"** ના પાત્રથી એકવાર તખ્તાને ધુજાવનાર **ડેવીડ જેમ્સ ૪૧,૦૦૦) પાઉન્ડની** દોલત મેળી થોડુંક પરજ સદાની શાંતીમાં સુતો છે. તે હજુબી મોટી દોલત મેળી જતે, પણ ઘણા ઉદાર અને ખુલ્લા દિલને લીધે પોતાની જીંદગી દરમિયાંન તેને ઘણું નાણું વેરી નાંખ્યું હતું. કરૂણારસ 'ઍકટીંગ'થી તમાશબીન આલમની આંખમાંથી આંસુની ધાર લાવનાર **ઍડવીન બુથબી ત્રણ લાખ સાઠ હજાર** રૂપિયા મેળી ગયો છે. આ ઉમદા નાટકકાર હજુબી મોટી દોલતનો માલેક હતે, પણ તેને પોતાની કમાનીનો મોટો ભાગ નવારસ નાટકકારોના લાભ માટેનાં ફંડમાં કાઢી આપ્યો હતો. તે જે હુન્નરમાં રોટી પેદા કરતો હતો તેજ માનીતાં હુન્નરના કમનસીબ સભાસદોનાં દુઃખથી તે સદા જળતો અને તે ઓનું દુઃખ ઓછું કરવા તે ભલો બેટો સદા તૈયાર હતો!

**વિલ્યમ તેરીસ,** જે **ઍડલફીના** નાટક તખ્તાપર કમનસીબ સંજોગો વચ્ચે ૧૮૯૯ માં મરણ પામ્યો હતો, તે પણ ૧૮૨૫૭ પાઉન્ડ મેળી ગયો હતો. **ડૉન લીનોની** પુંજી પણ ૧૧,૦૦૦) પાઉન્ડની કેહેવાઈ હતી. તે એક મોટા કુટુંબને નિભાવતો હતો અને તેથીજ આટલી દોલત બચાવી શકયો હતો. **હરબર્ટ કેમ્પબેલેબી**

જીંદગી દરમિયાન મોટી પુંજી એકઠી કરી હતી, પણ તે બધી તે બચાવી શકયો નહિં. એક કમનસીબ પળે તેને સટ્ટો કીધો અને પોતાની મોટી પુંજી ગુમાવી. આ ફટકાએ તેનો અંજામ જલદીજ આણ્યો અને મરણ વેળા પોતાના કુટુંબ માટે ૪,૪૪૭ પાઉન્ડની પોતાની મીલકતો શિવાય તે બીજી કશી પુંજી મેળી જઇ શકયો નહિં.

**ફ્રેડ લૅસલી** જેને એક વેળા યુરોપની ઘણીક નાટકશાળાઓ ગજાવી મેળી હતી અને જેની આશાવંત જીંદગીનો સાડત્રીસ વર્ષની જવાન વયે અંત આવ્યો હતો, તે ૧૬,૧૧૩ પાઉન્ડ મેળી ગયો. આટલી મોટી રકમ તેની નાટકી જીંદગીનાં થોડાં વર્ષોમાંજ મેળવી હતી અને જો તે વધુ જીવ્યો હતે, તો કેટલી બોહોળી દોલત મેળી જતે તેનો ખ્યાલ થઇ શકશે.

**વિલ્યમ રેગનોલ્ડ** માત્ર ૪૧૯૬ પાઉન્ડજ મેળી ગયો, કારણ તેનો એક બેટો મોટો કોચીનો સાહુકાર નિકળ્યો અને તેને તરેહવાર આફતોથી બચાવતાં એ બિચારા બાપને મોટી રૂમડી મુકવી પડી.

**વિલસન બૅરેટ**બી મોટી દોલત મેળી ગયો છે. તેને જીંદગીની ઘણી હારો ખાધી છે અને નાટકી કારકીર્દીમાં ઘણી ચઢતી-પડતી જોઇ છે. ઘણાક ખેલોમાં તે નિશફળ નિવડયો, પણ "**સાઇન ઑવ ધી ક્રાસ**" ના પ્રસિધ ખેલે તેનું નસીબ ફેરવી દીધું અને જીંદગીના પાછળા દિવસો જાહોજલાલીમાં ગુજારવા છતાં ૩૧,૦૦૦ પાઉન્ડની ધરખમ રકમ મેળી ગયો છે. **કૅાર્નીગ્રેન** જેવો સાધારણ નાટકકાર ૧૮૭૫૦ પાઉન્ડ મેળી ગયો છે, જ્યારે **સર ઑગસ્ટસ હૅરી** માત્ર ૨૩,૬૭૭ પાઉન્ડજ મુકી ગયો, કારણ તેની નાટકશાળાની છેલ્લી ભયંકાર આગે તેની કુંપનીને મોટી ખરાબીમાં ઉતારી હતી અને તેને પોતાનેબી મોટી ખોટ ગઇ હતી. નાટક તખ્તાની પેલી "**મગરૂરી**" **સર હેનરી અરવીંગ**, જેનું નામ આજે જ્યાં જ્યાં નાટક તખ્તો મુકર્યો છે, ત્યાં ત્યાં એક સત્તા સમાન બોલાય છે, તે કાંઇ ઘણી મોટી દોલત મેળી ગયો નથી એ અજાયબી ભર્યું છે. તેની બુધ્ધી અને સેવા તરફ જોતાં તેની આચાપુંજી હસવા જેવી નાની ગણાય છે, પણ આ મહાન

નરે પોતાની દોલત કરતાં કીર્તિ માટે વધારે મેહેનત લીધી હતી. તે વારંવાર કેહેતો હતો જે "મારી મોટી દોલત તે મારૂં મશહુર નામ છે. એક દોલત મુકી જવા કરતાં હું મારી ભલી યાદ મેળી જાવું છું, જે યાદ મારી પાછળ આવનાર હુન્નરમંદો પ્યારથી પોતાના જીગરમાં સમાલવા મગરૂર થાય." ખરેખર આ યાદ આજે એક નાટકીની મગરૂરી છે. તે એક કીર્તિવંત નામ—અને માત્ર ૨૦,૫૨૭ પાઉન્ડની માયા પુંજી મેળી ગયો છે.

એવા તો સેકડો નાટકકારો છે, જેઓએ એક કદરદાન પ્રજાની કૃપાથી હઝારો પાઉન્ડ એકઠા કીધા છે અને જેઓને વિષે હઝારો વાર બોલાઇ ચુક્યું છે, માટે આ કટારોપર વધુ ત્રાપ મારવી વાજબી ગણાશે નહિં.

અને ત્યારે મારા હિંદી નાટકકારો, તમારી ક્યારે આવી કદર બુજાશે ? તમો ક્યારે હજારો રૂપિયાના માલેકો થશો ? જ્યારે લાયકોની લાયક કદર બુજવાની તમાશબીન આલમ હાલતમાં આવશે, ત્યારેજ વધુ બળવાન ભેજાંઓ એ હુન્નરના શરીક થશે અને ત્યારેજ આપણા તખ્તાની હાલત વધુ સુધરશે–મુસ્તકીમ બનશે.

"માસિક હિંદી–આર્ટીક."

---

# યુરોપની હરજણ રાણીઓ !

યુરોપનું રાજવંશી કુટુંબ પણ ભરવા, સીવવા, ગુંથવામાં કેટલો રસ લેય છે તેનો હેવાલ એક અંગ્રેજી અઠવાડિક પત્ર આપે છે.

**રોમાન્યાંની રાણી એક વખણાયલી ગુંથણ કામ કરનાર છે. તેણીએ "સેંટલુઇ"નાં પ્રદરશનમાં ગઇ વેળા "કારમેન સીલવા" નાં જાણીતાં છુપાં નામે ગુંથણ કામનો એક નમુનો મોકલ્યો હતો જે માં પહેલો સોનાનો ચાંદ મેળવવા પામ્યો હતો, જો કે તેનું મોકલનાર કોણ હતું તે તો પરિક્ષક 'કમીટી' જાણે જાણતી પણ ન હતી.**

**રાણીમાતા એલેકઝાન્ડ્રા** પણ અચ્છાં કાપડ વેતરનાર છે. તેઓ નાની વયે પોતાના પોશાકો ખાસ હાથે સીવતાં હતાં અને ગરીબ લોકોને પોશાક સીવી ભેટ આપવા જેવી મોજ એ દયાળુ માતુશ્રીને બીજાં કશામાં મળતી ન હતી.

**રશિયાની ઝરીના** પણ બહુ અથંગ ગુથણ કામ કરનાર છે. તેને પોતાના આ શોખને જાહેરાત આપવા એક રાજવંશી 'કલબ' કાઢી છે જેનું નામ "**કૅાલોનીઝમ વર્કમ**" છે. જેમાં "લેસ" ગુથવાની ખાસ તાલીમ આપવામાં આવે છે. રશિયનોને પોતાની રાણીનો આ શોખ ઝાઝો પસંદ નથી છતાં તેણી કોઈની દરકાર કરતી નથી.

**જરમનીની શાહનશાહબાનુ**બી અથંગ સીવનાર છે. એ રાજવંશી બાનું એક નમુનેદાર જરમન ધણીઆણીનો નોધવા લાયક નમુનો છે. એક શાહનશાહજાદી છતાં તે પોતાનાં કપડાં પોતે સીવવામાં મોજ સમજે છે.

**ગ્રીસની રાણી** પણ ગુથણ કામમાં બહુ ચાલાક છે.

**સ્વીડનની રાણીના** સુંદર ટાંકા યુરોપમાં બહુ વખાણ પામે છે.

**સ્પેનના હાલનાં ને ડાવેજર રાણી** પણ એવાં કામમાં બાહોશ છે.

આવી ઉદ્યોગી રાણીઓ, ખાલી ફીશીયારીથી બળી મરતી ફેશીનમાં ગરક થયલી આજની અર્ધ કેળવણી પામેલી આપણી દેશી કન્યાઓને કેવો ધડો આપે છે?

"જ્ઞાન-વર્ધક."

# ચિત્રકળા અને શિલ્પશાસ્ત્રના થોડાક નામીચા યુવાઓ!

ભવિષ્યની નામદારીના બચપણથી ઉમદા પુરાવાઓ આપનારા પ્રસિદ્ધ બેટાઓના એક વિભાગમાં આપણે આ બાળકોમાં નજર ફેંકી

આવ્યા છીયે. આજે એજ વિભાગના જોડયા કુટુંબીઓ—ચિત્ર-કળાને શિલ્પશાસ્ત્ર તરફ ડોકયું ફેરવશું. આ ઉંચા અને કુદરતી બક્ષેશના કીસઓમાં પણ એવા સંખ્યાબંધ બિનલાઓ દેખાવ દે છે કે જેઓએ મોટપણુની કિર્તિનો બાળ અવસ્થામાંથી ભાસ આપવા માંડયો હતો—જેઓ "જન્મેલા મહાન નરો" હતા.

માઇકલ એનજેલો એવી ઉમદા પેદાયશનો એક નાદર નમુનો હતો. તેની હસ્તીના પેહેલા મહિનાઓમાંજ તેને એક પથ્થરમાં કામ કરતાં ઢોંડફોડાની સ્ત્રીની સંભાળમાં સંપૂર્ણદ કરવામાં આવ્યો હતો. જેવો તે ફસડયાં મારતો થયો કે ચિત્રકળાની પોતાની બાહોશીના લક્ષણો તેણે આપવા માંડયાં. જેવો તે પોતાના હાથો અને આંગળાઓનો ઉપયોગ કરવા શિખ્યો કે પોતાના સંભાળનારનાં ઘરની ભોંય અને દીવાળો પર તરેહવાર ચિત્રો પાડવાં શરૂ કર્યાં. થોડો વખત પછી તે પોતાના પિતાને ઘેર આવ્યો. અહિંની દીવાળોનીબી એજ હાલત થઇ. નિશાળમાં તેને ચોપડીઓ સાથ દોસ્તી માંડી નહિં, પણ પોતાનો માનીતો શોખ વધારવામાંજ સઘળો વખત ગાળ્યો. અમર ચિત્રકારોનાં પ્રસિધ કાર્યોની મુલાકાત લઇ અભ્યાસ કરવો એજ તેની મોજ હતી. તે વેળા ચિત્રકારો અને શિલ્પશાસ્ત્રીઓ મોટે ભાગે ગરીબોના બેટાઓજ થતા હતા. જેથી તેના ઉંચકુળના ને ભારે લાગવગવાળા આગેવાન કુટુંબના કુલીન પિતાને પોતાના બેટાની આ હુન્નર તરફની જાનફેશાની જરાબી ગમી નહિં. તેણે તેને એ શોખથી બાઝ આવવા સમજાવ્યો. ના, ના, પિતા તરીકેની સત્તાબી વાપરી—મગર કુદરતની સરજતને કોણ છાંડી શકશે ? તે બાપે નસીબમાં લખેલા લેખો ને ધારી આપેલી સરજતને ખોટી પાડનારો યા ફેરવનારો આ જગતમાં કોણ મહાત્મા હૈયાત છે ?

તે મહા બળવંતા બાપે તો આ પ્રસિધ બેટા માટે એજ હુન્નરોમાં અમર નામદારી સરજી હતી, તો પછી તેની મહાન મરજી આગળ પિતાનું શું ચાલણ રહે ?

તેની હુશીયારી અને કુદરતી બક્ષેશ આખરે તેના પિતાની જાણમાં આવી. તેણે ખુશીથી ગીરલેન્ડાવ નામના એક ચિત્રક ગુરૂના

હાથ હેઠળ તેને સોંપ્યો. તેણે થોડા મહિનામાં તો એટલો અજાયબ સુધારો કરી બતાવ્યો કે તે શિક્ષક પણ હેરત રહ્યો. મફત શિખવવા ઉપરાંત તેનાં કામથી ખુશ થઇ તેના પિતાને તેની મેહેનતના બદલામાં સારી જેવી રમકમો આપવી કરી. થોડા અરસામાં લાંબા વખતના સઘળા ચેલાઓને તેણે પાછળ પાડયા—એટલુંજ નહિં પણ ગુરૂજીપર પણ ચઢાવો કરવા માંડયો. આ વખતે તેને ભાગ્યે સોળ-સત્તર દિવાળીઓબી જોઇ હશે! એક દિવસ તે લોરેન્ઝોના એક જાહેર બગીચામાં ગયો, ત્યાંના ઉંચા હુન્નર દેખરાવતાં કિમતી પુતલાંઓ જોઇ તે છક્ક થઇ ગયો. તેણે હવે પીછી બાજુ મુકી શિલ્પશાસ્ત્ર શરૂ કર્યું. તેને કુદરતની કરમ બક્ષેશજ મળી હતી. આ વિભાગમાં ટુંક અરસામાં તે એટલો આગળ વધી ગયો કે આસપાસ અજાયબીનો ગણગણાટ ફેલાઇ રહ્યો. અઢાર વર્ષની બાળ-વયે તો "બૅટલ ઑાવ કેનટોર્સ" નું તેનું નામાંકિત કોતરકામ જોઇ જીંદગીભરના કાબેલ હુન્નરમંદો છક્ક થઇ ગયા. વીસમે વર્ષે જ્યારે તેના હોઠોપર મુછબી ભાગ્યે ફુટવા માંડી હતી ત્યારે તો "સ્લીપીંગ ક્યુપીડ" ના પુતળાંએ હજારો આશકો અને માશુકોના જીગરમાં તને માટે બાણો છુટયા. તેની પાછળ "ડેવીડ" નાં સંગેમરમરનાં પુતળાંએ ચઢતીની સર્વેથી ઉંચી ટોંચપર તેને મેલ્યો. આ નામના ને ફ્-તેહથી ધરાઈ તેને હવે પાછો પોતાની પીછીનો પ્યાર ચાઇ આવ્યો. હવે તેના પ્રસિધ ચિતારો પાછા દેખાવા માંડયા. 'પાઇઝા' ની લડાઇનું તેનું ગંજાવર ચિત્ર એવું તો અચુક હતું અને ખરા બનાવનું એવું તો આબાદ પ્રદર્શન રજુ કરતું હતું કે કહે છે કે એકવાર સિપાઇઓની એક ટોળકીએ તેની દૂરથી દેખી ખરા દુશ્મનો સમજી હુમલો કરવાની પણ તૈયારી કીધી હતી! આવા નામાંકિત ચિતારનો કર્તા તે વેળા માત્ર અઠ્ઠાવીસ વર્ષની વયનો હતો. આટલી નાની વયમાં તો તે ચિત્રકળા અને શિલ્પશાસ્ત્રના દુનિયાના સર્વેથી નામીચા ગુરૂ તરીકે તે અમરબી થઇ ચુકયો હતો અને ત્યારે વાહલાં વાંચકો "પલોતા પુત્રો પાળણામાંથી પળપળવા માંડે છે" તે કહેવત શું ખરી નથી?

નામાંકિત કીસબી રાફેલ પણ પોતાના હુન્નરમાં બાળપણથી ખીલી નિકળ્યો હતો. પોતાની માનીતી પીછી તરફ વહાલથી પેહેલું

ધ્યાન દેવાની તેની શરૂઆત નામાંકિત ઍનજેલોનેજ આભારી હતી. આ "જ-મેલા" બેટાના મહાન કામો તરફ, **રોમનાં "સીસ-ટીન ચેપલ"** નામનાં દેવળમાં મેળાયલા તેના ચિતારો પરથી તેનું ધ્યાન ખેંચાયું. તે આ ચિત્રો જોઇ દંગ થઇ ગયો. તે પોતે તે વેળા નાનું બાળક હતો—ભાગ્યે દસ ઉનાળાબી જોયા હોય. તેણે તેનો હરીફ થવાનું મન કર્યું. સઘળા ભકિતભાવ અને માનસાથ તે પોતાની નેમમાં ફાવવા તરતજ મંડયો. તે દિવસથી તેના જીગરમાં જળતા આતશની પેહલી ચીંગારીઓ રોશન થઇ—તે થોડી ચીંગારીઓ જે આબદાર ખોરેહમંદ રોશન બળતામાં બદલાઈ જનાર હતી! તેને પોતાના ભાવીક ઍનજેલો જેટલી મુશ્કેળીઓ નડી નહિં. તેના પિતાએ તો દરેક ઉતેજન અને ઘટની મદદ તરતજ આપવા માંડી અને સતર વર્ષની જવાન વયે તો પોતાના હુન્નરની આગળી હરોળમાં આવી ઉભો. ઍનજેલો જેવા મહાન ગુરૂના અમલમાંજ તે જીવતો હતો તે માટે તેણે ઈશ્વરનો ઘણો પાડ માન્યો અને તેની જીંદગીની નકલ કરવા માંડી. પચીસમાં વર્ષે **"સ્કુલ ઑાવ એથન્સ"** નું તેનું ચિત્ર મશહુર થયું. "**ટ્રાન્સફીગ્યુરેશન**" સાડત્રીસમે સાલે જાહેરાત પામ્યું. આ તેની નામાંકિત જીંદગીની સર્વેથી મહાન ફ-તેહ હતી અને ઓ બદ કીસમત તે છેલ્લીજ હતી! એજ ઉમ્મરે તેના ચિતારો આ દુનિયાને, તેનું શરીર કીડાઓના ભક્ષ માટે આ અવનીને અને તેનો અમર આત્મા સારી ખલકતના મહાન આલમ-પરવર પિતાને પાછો સપ્રુર્દ કર્યો. ખાકસે ખાક મીલ ગઈ—દુનિયામાં અમર નામના રહી ગઇ!

**લ્યોનાર્ડો ડી.—વીંકી** ગણીત, સંગીત અને ચિત્રકળામાં પ્રસિધતા પામ્યો છે. પોતાની ઉંચી શકિતના પુરાવા તેણે બાળ-પણથીજ આપવા માંડયા હતા. અમરતાની તેની શરૂઆત એક ઘણા વિચિત્ર સંજોગમાંજ શરૂ થઇ હતી.

એક મોતેબર પ્રસંગને માટે તેનો મહાન શિક્ષક **વેરોશીયો** "**બૅપટીઝમ ઑાવ ક્રાઇસ્ટ**" નું ચિત્ર તૈયાર કરતો હતો. એક દિવસ તે પોતાનું કામ કરતો કરતો અધુરૂં મેળી, કામસર બહાર ચાલી

ગયો. તે આવીને ત્યાં એક ફરિસ્તાની શીકલ પાડનાર હતો એમ પોતાના શિષ્યોને જાહેર કરી ગયો. સર્વેથી બાળ શિષ્યનાં ભેજામાં એક અજાયબ ખ્યાલ ઉત્પન્ન થયો. તેને માટે આજે એક જીંદગી ભરની ટક આવી પડી હતી! તેણે તરત પોતાના ગુરૂની પીંછી લીધી. થોડી મિનિટ કામ ચાલ્યું. સઘળા ચેલાઓ હરણફાર થઇ ગયા! અરે! આ બચુકલો શું કરતો હતો? પોતાના ગુરૂના આ સર્વેથી કિંમતી ચિત્ર સાથ છુટ લઇ તે બગાડી નાંખતો હતો, તેથી તેના ગુસ્સાના ખ્યાલથી ધાસ્તીમાં ધ્રુજવા પડયા, પણ કામ ખલાસ થયું. તે ચિત્રમાં ગોયા ખરો ફરિસ્તો કૈલાસપુરીમાંથી ઉતરી આવી ત્યા ગોઠવાઇ ગયો હતો. સઘળાઓની અજાયબી ને વખાણની વચ્ચે તે મહાન ગુરૂ પોતે ત્યાં આવી ઉભો. તે આ આકાર જોઇ અજબ બની ગયો. અરે—એ કદી પણ બનવાજોગ હતું, કે તેનો આ તરતનો રહેલો નાનકડો વેંગણ્યો ચેલો આવો મોજેજો કરી બતાવે? તેણે આ વિરલાને હાથમાં ઉપાડી લીધો. ચુમીના વરસાદ અને આંસુઓની ધારોથી તેણે તેને ભીંજવી નાંખ્યો. તેણે ત્યાંજ કસમ ખાધા કે જ્યારે આવો નાનકડો ચિતારો ત્યાં કૈલાસમાંથી આવી માનસાઇ સાહ્યામાં સજ થયો હતો, ત્યારે હવે તેના જેવા એકે બીજાને શિખવવાની અભિલાષા રાખવીજ કેવી જોઇએ? તે નાસીપાસી અને ગુસ્સાઓમાં તરત ચાલી ગયો અને પોતાનો હુન્નર તજી ખોદા માલમ દુનિયાથી દૂર સદા માટે કયાં ગેબ બની ગયો! તે દિવસથી લ્યોનાર્ડો નામાંકિત પુરૂષ દાખલ પંકાવા લાગ્યો અને ત્યાર પછીની વધતી અને વધતી ફ્-તેહથી તે કેવી અમરતાએ પુગ્યો તે કયાં અંજાણ્યું છે?

ગ્રુવેરશીનોએ દસ વર્ષની વયે પોતાના પિતાના ઘરની સામે જમીનમાં દોરેલાં "વરજીન" નાં પિકચરથીજ પોતાની ભવિષ્યની નામદારીનો પુરાવો આપ્યો હતો. ત્યાર પછીના તેનાં કામો હજારો આશકોનાં જીગરમાં કોતરાયાં છે.

ટીનટોરેટો પોતાનાં 'બ્રસ અને કેનવાસમાં' નાની વયમાંજ એવો હોશિયાર થઇ ગયો કે તેના ગુરૂને દાંતમાં આંગળા પકડવા પડયાં. પોતાના ચેલા માટે તેને એક ઉમદા બાવ્યજ બાન્ધું ને તેમાં તે કેવો સાચ્ચો નિવડયો તે વખતે દેખાડી આપ્યું.

પોતાની ચબરાકીના લક્ષણો કેનોવાએ પાળણામાંથીજ આપવા માંડયાં હતાં. માખણના એક લોંડામાંથીજ તેણે ચાર વર્ષની બાળ વયે એક હાથીની આકૃતી એવી સરસ બનાવી કાઢી કે એક દિવસ નાસ્તાની ટેબલપર તેના બાપે મેખ મારી કે તે નામાંકિત નર થઇ પડવાનો! ચૌદ વર્ષની બાળ વયે તો તેણે આરસપહાણનાં જાત જાતનાં પુતળાં કોતરી કાઢવામાં નામ કાઢી, આગેવાન શિલ્પશાસ્ત્રીની જગ્યા મેળવી. ફ-તેહ ફ-તેહને લાવતીજ ગઇ અને અને આ નાનકડો કીસબી વધતોજ ગયો.

થોરવેલ્ડઝેન પોતાના પિતાની સુથારની દુકાને હંમેશ બેસ્તો. લાકડાંમાંથી જુદા જુદા આકારો કોરી કાઢવામાં તે એટલો પકાઇ ગયો કે તેર વર્ષની વયથી તો તે તેના ગરીબ બાપ માટે સોનાની ખાણ થઇ પડયો. પંદર વર્ષે તો કોપનહેગનની "ઍકેડમી ઑવ આર્ટસ" તરફનો પેહેલા વર્ગનો સોનાનો ચાંદ જીતી ગયો. "સૂતેવા કામદેવ" નાં તેનાં પુતલાંએ તેને નામાંકિત જગ્યા અપાવી. જયારે વીસ વર્ષની વયે "હીલ્પોદોરસ દેહેરાંમાથી દેશનિકાળ" નું ચિત્ર દોરતાં તે ડેનમાર્કના સર્વેથી ચુનંદા ચિતારાનું પદ પામ્યો.

કલૉડ જોસફ વરનેટે પાંચ વર્ષની વયે ચિતારો દોરવા શરૂ કર્યા ને વીસ વર્ષ પોહોંચતાં તો પ્રજા-પ્રસશાને રેલછેલનો આપ મેહેનતથી ધણી થયો.

પૉલ પોટરે જયારે પોતાની જીંદગીની સર્વેથી મહાન ફ-તેહ "બુલ એટ હેગ" નામનું ચિત્ર દુનિયા હજુર રજુ કર્યું ત્યારે ભાગ્યે વીસ નાતાલ પસાર કરી હશે. ઓગણત્રીસ વર્ષે જયારે આપણા જવાન્યાઓ "બુચાજી" ના દરજાથી વધી જરા સાન સલુકણા બનવા માંડે છે ત્યારે તો આ વિરલો પોતાના હુન્નરમાંથી અલગ પણ થઇ ગયો. આટલી જવાન વયમાંજ તેણે આખો જન્મ ચાલે તેટલી દોલત ને નામના જમાવી હતી.

વિલકી વાંચતા શિખ્યો તે પહેલાં દોરવા લાગ્યો, ને ઉચ્ચાર કરવા લાગ્યો તેટલાં પીછી વાપરતો થયો. ઓગણીસ વર્ષની વયે તો

પ્રસિધતા પામેલા "ધી પીટસેસી ફેર"ના પ્રસિધ હારમાળાનાં ચિત્રના ૧૪૦) ચિતારો તે પાડી ચુકયો હતો.

સર એડવીન લેન્ડસીયર સોલ વર્ષે "ડોગ્સ ફાઈટીંગ" ચિત્રના પ્રસિધ દોરનાર તરીકે આલમ હજુર રજુબી થયો ને પંકાઈબી ગયો.

કેમ, પ્રસિધ બુચાઓના વધુ દાખલાઓ વાંચવાની કશી જરૂર છે ? બચપણથી નામદારીમાં આવેલા એવા પરદેશો અને પરજાતોના સેંકડો ઝવાહીરો ગોતી શકાશે, પણ આ કટારોપરનાં દબાનનો ખ્યાલ કરી આપણુ અત્રે અટકશું.

મગર આપણે કયારે એવાં રત્નો ધરાવતાં થઇશું ? આપણા છોકરાઓમાં તો આજના જમાનામાં "સોલે સાણુ અને વીસે જ્ઞાન" આવવાના પણ ટોટા પડે છે, તો પછી "પાળણામાંથી પળપળવા"ની આશા કેટલી થોડી રાખી શકાય ?

"ગુલશને ઇલ્મ"

# મહાન નરોની યાદગાર વસ્તુઓ.

## તેની ઉપજતી ગંજાવર રકમો.

પ્રખ્યાત અને જાહેર આસ્રમીઓની હરેક પ્રકારની ચીજો યુરોપમાં અતિ કિંમતી ગણાય છે, ને લોકો એવા પ્રસિધ પુરૂષોની ચીજો મેળવવા હઝારો રૂપિયા ખુશી સાથ કાઢી આપે છે, જેનો ખ્યાલ કદાપી નિચલી બાબદથી આવશે:—

ચાર્લ્સ ડીકન્સે લખેલું એક કાગળ થોડા વખતની વાત ઉપર ત્યાં ૪૮૦) રૂપિયે વેચાયું હતું. પોર્ટસમથ ખાતેનું તેનું ઘર પણ અતિ ગંજાવર રકમે અપાયું હતું. આ ઘર જેની અસલ કિંમત માત્ર ૨૦૦ પાઉન્ડ હતી તે પૉર્ટસ્મથની કારપોરેશને ૧,૧૨૫ પાઉન્ડે ખરીદી લીધું હતું, ને ત્યાં હાલ એક "મ્યુઝીયમ" ઉઘાડ-

વામાં આવ્યું છે, જે "ડીકન્સ મ્યુઝીયમ" ને નામેજ ઓળખાય છે. પેલા પ્રખ્યાત સ્કૉટીશ કવિ રોબર્ટ બર્ન્સે લખેલું એક નાનું પ્યાર-પત્ર ૧૦ પાઉન્ડની કિંમતે એક જવાન ઉમરાવે ખરીદી લીધું હતું. **એડમન્ડ કીને** લખેલું એક સાધારણ પત્ર ૯ પાઉન્ડે વેચાયું હતુ. **ઑસ્ટ્રિઆની શાહાનશાહબાનુંનું** પીવાનું એક નાનું ગ્લાસ એક માતબર શખ્શે એક હજાર પાઉન્ડની કિંમતે થોડુંક થયુંજ ખરીદી લીધું છે! મહાન યોદ્ધો **નેપોલ્યન સેંટ હેલીના** ખાતે મરતી વખત જે પલંગપર સુતો હતો તેને માટે એક તવંગર **ફ્રેન્ચમેને** ૫૦,૦૦૦ પાઉન્ડ આપવા માંગ્યા હતા, ને **પેહેલા ચાર્લ્સ રાજાએ** ફાંસીએ ચઢતી વેળા જે બલુ રેશમનું "શર્ટ" પહેડયું હતું તે ૩,૧૫૦ રૂપિયે ખરીદી લેવામાં આવ્યુ હતું! પેલી તવારીખમાં નામ કાઢી ગયેલી **સ્કૉટલેન્ડની રાણી મેરીની** બે લાકડાંની ખુરસીઓ, કે જે **લીનલીથગોના** મહેલની આગમાંથી બચાવવામાં આવી હતી તે દરેક ૪૮ પાઉન્ડની કિંમતે વેચાઇ હતી, કે જ્યારે એક માતબર શખ્શે એજ કમનસીબ રાણીએ માત્ર એક બે વેળાજ વગાડેલો એક શીતાર મેળવવા ૭૫૦ ગીની આપી હતી!

**ત્રીજા જ્યૉર્જ રાજાની** ખાવાની એક "ડીશ" ૪,૫૦૦ પાઉન્ડે વેલાતના એક પ્રખ્યાત હૉટેલવાળાએ હાલ થોડુંક થયુંજ ખરીદી લીધી છે, અને ફકત મોટા ઉમરાવો માટેજ તેમાં ખાણું લાવવામાં આવે છે. આ "ડીશ" માંથી ખાણું લેવા તેઓ ખાસ મોટી રકમ ભરે છે.

મહાન લેખક **થેકરેની** ફાટીતુટી એક લૅટીન ડીકશનરી, "યુકલીડ" ની ચોપડી અને "લીરેશીયર્ધા" નું કાવ્ય કે જે ચોપડીઓ પર તેને પોતાનું નામ લખેલું છે અને ઘણાં બચ્ચાંસહી ચેડાં કાઢયાં છે, તે દરેકની કિંમત ૪૦ પાઉન્ડ હાલ આવી છે. આ ચોપડીની અસલ કિંમત ભાગ્યે ત્રણ પેની હશે! એ તે મહાન લેખકોની ખરી કદર!

**લૉર્ડ બાયરનના** એક માનીના કુતરા "બોટસ્વેન" (કે જેની વાતમાં તે કવિએ "ન્યુસ્ટેડ ઍબી" માં એક સ્થંભ ઉભો

કરાવ્યો હતો તે) નાં ગળાંના પટાની પણ ૨૧ ગીની ઉપજી છે. એજ કવિના "ચન્ડરર" નામના બીજા કુતરાના ગલપતાની કિંમત ૪ ગીની અપાઈ હતી. મહાન યોદ્ધા નેલસનનાં એક નાનાં "ટેલેસ કોપ" ની કિંમત ૪૦ પાઉન્ડ ઉપજી છે. આ "ઇંગ્રેજોની મગરૂરી" એ લખેલાં એક પત્રની તો એક બાદશાહી રકમ ઉપજી છે. આ પહેલવાને મરતી વખતે તે પત્ર લેડી હેમીલટન પર લખ્યો હતો કે જેમાં તેણી તરફ તેણે પોતાના પ્યારના જુસ્સાઓ અને દિલસોઝી દેખાડી હતી. આ પત્ર એક માલેતુજાર અમીરે રૂ. ૧૫,૪૫૦ ની કિંમતે ખરીદી લીધો છે!

વૉટરલુની પ્રખ્યાત લડાઈની એકજ દિવસ પછી લખેલાં ડ્યુક ઑાવ વૅલીંગટનનાં એક કાગળે ૧૦૧ પાઉન્ડની કિંમત મેળવી હતી. એજ મહાન નર વૉટરલુની લડાઈમાં જે ઘોડા પર બેસી લડયો હતો તે ઘોડાના થોડાક બાલ અતિ મોટી કિંમતે વેચાયા હતા. ઑાલીવર ક્રૉમવેલે પહેરેલાં એક સાધારણ સીપનાં બટન માટે એક જણે ૧૦) પાઉન્ડની કિંમત આપી હતી. આ બટન સાથે એક "સરટીફીકેટ" હતી, જેમાં લખેલું હતું કે ચાર્લ્સ રાજાની તપાસ કરતી વેળા તેણે તે પહેરેલું હતું.

થોડા વખતની વાત ઉપર એક ભાગ્યશાળી "સ્ટીલપેન" ૩૬ પાઉન્ડની કિંમતે વેચાઈ હતી. આ "સ્ટીલપેન" વડે પહેલા ફ્રાન્સીસ શાહનશાહે, પહેલા ઍલેકઝાન્ડર ઝારે અને પ્રશિયાના ત્રીજા ફ્રેડરીક વિલ્યમે ૧૮૧૫ માં "હૉલી ઍલાયન્સ" ની "ટ્રીટી" (સલાહ) ના કાગળયાં પર સહી કરી હતી, ને એ ભાગ્યશાળી સાધારણ "સ્ટીલપેન" આવી રીતે ત્રણ પ્રખ્યાત શાહનશાહોએ પકડી હતી. નેપોલ્યનના બાલનું એક ગુચ્છું ૧૫ રૂપિયે વેચાયું હતું, જ્યારે તેનો દરબારી કોટ ૧૯૩ ગીનીએ ખરીદાયો હતો.

બાર વર્ષની વયે મરહુમ મહારાણીજી વિકટોરીયાએ ચિતારેલાં એક ચિત્રની કિંમત ૪૫ ગીની અપાઇ છે!

મહાન ગ્રંથકારો ને પ્રખ્યાત પુરૂષોની સહી વગેરે ત્યાં મોટી મોટી કિંમતે વેચાય છે. થોડા વખતની વાત ઉપર મહાન નરોની

સહીઓનું લીલાંઉં થયું હતું, જેમાં પ્રિન્સ બીસ્માર્કની સહી માટે રૂ. ૪૦, ઇટાલીના રાજાની સહી માટે રૂ. ૧૨ા, રશિયાની ઝારની સહી માટે રૂ. ૨૦, ને પ્રિન્સ ઑાવ વેલ્સ (હાલના આપણા શાહનશાહ) ની સહી માટે રૂ. ૯ ઉપજ્યા હતા. એ મુજબ મહાન નરોની ચીજોની હજી ઘણી ગંજાવર રકમો ઉપજી છે, પણ આપણ અહીંજ થોભશું: મગર ઓ હિંદુસ્તાન, તારા લેખકો ને મહાન પુરૂષો માટે ક્યારે એવો દિવસ આવશે? તારા લેખકોની ક્યારે એવી કદર બુજાશે?

"કુરસદ"

# શાહનશાહી માયા.

ઓસ્ટ્રીઆ–હંગેરીનો મરહુમ રાજકર્તા જોસફ બીજો તવારીખમાં એક યાદગાર રહે એવો દાખલો નોંધી ગયોછે.

એ શાહનશાહ–બગદાદના ખલીફની માફક દરરોજ નગર ચર્ચા નિહાલવા છુપા વેષમાં નિકલતો હતો. તે ભલા શાહનશાહના વખતમાં રૈયત સુખી હતી; તે ભલો શાહનશાહ દરેક રૈયતને પ્રસંગોપાટ ઇનસાફ આપતો; પરંતુ તેને ભીખની ઘણી ચીડ હતી. તે કોઇને ભીખ આપતો નહિં પણ દરેકને ચાકરી રાખતો.

એક દિવસે પોતાની રાજધાણી વિયેના શહેરમાં તે ફરતો, હતો, ત્યારે તેને જાણીતા 'કીંગલીંગ પેલેશ' ના ઓટલાની શીડીપર એક છોકરાને બેસી રડતો દીઠો.

તે છોકરો પોતાના રાજપતિને ઓલખી શકયો નહિં, કારણ કે આજે શેહેનશાહે એક સાદા સોદાગરનો વેષ પહેર્યો હતો.

તે છોકરો બાર વરસનો, મોહક ચેહેરાનો હતો. તે પોતાની જગાપરથી ઉઠયો ને પેલા ગ્રહસ્થને નમી સલામ કરી જાણે કાંઇ બોલવા ઇચ્છતો હોય તેમ ઉભો.

"મારા નાના મિત્ર તુંને શું જોઈએછ ?" તે ગ્રહસ્થે પેલા દુ:ખી બાળકને પુછયું ને પેલા ગ્રહસ્થે એવા તો મીઠા સ્વરે કહ્યું કે બાળકને બોલવાની હિંમત આવી.

"અરે સાહેબ તમે કેવી મીઠાશથી મારી સાથ વર્તોછ. મારી પર તમે કાંઈ ઉપકાર કરવાને ના પાડશો નહિં એવી હું આશા રાખુંછ" તે નાનો બાળક છોકરો અચકાતો અચકાતો બોલ્યો.

"હુ ના પાડવાને ઘણો દિલગીર થઇશ," તે ગ્રહસ્થે કહ્યું, "પણ તું શામાટે મોહલ્લામાં ભીખ માગેછે. તું કાંઇ ભીખારીના કામને લાયક જન્મેલો લાગતો નથી.

"સાહેબ, હું કાંઇ એક સાધારણ ભીખારી નથી" પેલો છોકરો બોલ્યો—જ્યારે તેના ગાલ પરથી એક આંસુ સરી પડયું. "સાહેબ મેં કોઇ દિવસ આગળ ભીખ માંગી ન હતી. મારા મરહુમ પિતાજી એક જોરાવર લશ્કરી અમલદાર હતા; પરંતુ તેમની ભયંકર માંદગીના સબબે તેવણને તે ચાકરી છોડવાની ફર્જ પડી, અને શાહનશાહ તરફથી એક ચોક્કસ મુસારો તેને બાંધી આપવામાં આવ્યો હતો, જે મુસારાથી તે અમારા કુટુંબનું ગુજરાન કરતો હતો; પણ થોડા મહિના થયા તે મરણ પામવાથી બંધ થયો અને અમને તે ગરીબ અવસ્થામાં મેલી ગયો."

"ગરીબ બચ્ચાં !" તે ગ્રહસ્થે કહ્યું, "તારી માતા હજુ જીવેછ?"

"હા સાહેબ, તેણી દુ:ખી જીગરે જીવેછે અને મારા બે ભાઇઓ ઘરમાં તેણીની આગળ છે. તેણી પોતાનું બિછાણું છોડવાને બે અઠવાડિયાં થયાં અશક્ત છે. અમારામાંના એકે તેની આગળ દરરોજ બેસી તપાસવું જોઈએછ, જ્યારે અમે ખોરાક સોધવા જઈએછ." તે છોકરાએ પોતાના આસુંઓ ખેંચવાને માટે ઘણી કોષેશ કીધી, પરંતુ સઘળી કોષેશ છતાં તે તે અટકાવી શકયો નહિં અને રડી પડયો.

"ઠીક, ઠીક, મારા છોકરા," પેલા ગ્રહસ્થે કહ્યું, "એટલો અસંતોષી ના થા. તુંને કેવી રીતે મદદ કરવી તે હું જોઇશ. પહેલાં તો તારી માતાને સારી કરવી જોઇએ. તારા ઘેરની પાસે કોઇ ડૉક્ટર રહે છે ?"

"મારા ઘરથી માત્ર થોડે છેટે બે ડાકટરો છે."

"ઠીક છે. તું એકને ત્યાં ઝડપે જા ને તારી માતાની મુલાકાતે લઇ જા. આ પૈસા છે તેમાંથી ડાકટરને ફી અને તારા ઘરને પાછી સુખવાસી સ્થિતીમાં આણુવાને માટે થોડા ખરચજે." એટલું કહીને તેણે પેલા છોકરાના હાથમાં ૩૫) પાઉન્ડની એક થેલી મુકી.

"ઓ સાહેબ," તે છોકરાએ કહ્યું, "હું તમારો કેવી રીતે બદલો વાળું? આ પૈસા મારી માતાને બચાવશે અને મારા ભાઇઓની હાજત પુરી પાડશે."

"કંઈ ફીકર નહિં, છોકરા, જા અને વૈદ્યને લઇજા."

છોકરો તાબે થયો, અને ઘેરનું ઠેકાણું પેલા માયાળુ ગ્રહસ્થને આપી ગયો. તેના જવા પછી શાહે પોતાના પગલાં તે દીશા તરફ ફેરવ્યાં.

પેલા છોકરાની ગરીબ માતા જયાં સીક પડેલી હતી તે ઓરડો એક ખરી ગરીબાઇનો સિદ્ધા ચિતાર આપતો હતો.

દરેક ચીજ સાફ અને સ્વચ્છ હતી, પણ તે રહેઠાણુ ગરીબાઇના સપાતામાં પકડઇ ગયલું હતું. તેની માતા એક નિચા ખાતલાપર દુઃખથી તાસવીસ કરતી પડેલી હતી. જો કે હજી તેણી જુવાન હતી તોબી તેણીનો ચેહેરો દુઃખ ને ભુખમરાથી ફીકો થયો હતો. તે ઘરમાં માત્ર નામનું થોડું ભાગેલું 'ફરનીચર' હતું, કારણ કે તેણીએ સઘળું વેચી નાખ્યું હતું.

જયારે શાહ ત્યાં દાખલ થયો ત્યારે ગરીબ વિધવા અને સઘળાં છોકરાંઓ ઘણા અજાયબ થયાં. તે કોણ હતો તે તેઓ જાણતા ન હતાં, પણ તેના દેખાવપરથી તેઓ સમજ્યાં કે તે એક ગ્રહસ્થ હતો.

"હું એક વૈદ્ય છું, બાઇ" તેને નજદીક આવી નમન કરતાં કહ્યું. "મને તમારી માંદગીની ખબર મળી છે અને હું તમને સારો કરવા આવ્યો છું."

"બાઇ માણસની દયા ખાનાર ફીરેસ્તા! અફસોસ, સદહજાર અફસોસ! તુને ફી આપવાને મારી પાસ કાંઈજ નથી!" પેલી બાઈ રડીને બોલી.

"એ બાબદ સર દુઃખી ના થા." તેને માથાથી કહ્યું. "જો હું તને પાછી મજબુત અને તંદરોસ્ત કરી શકું, તો તેજ મને પુરતો બદલો મળેલો ધારૂં."

ત્યાર પછી તે ડૉકટરના વેષમાં સજ થયલાં રાજાએ દરેક માંદગીની બિના પુછી, કારણુ કે તે તેના મનપર એવું ઠસાવા માંગતો હતો કે તે એક ડૉકટર છે.

વાંચનારાઓ જાણુતાં હશે કે તે વૈદ્ય પોતેજ હાતમ શેહેનશાહ છે, કારણુ કે પેલો છોકરો તો હજુ ડૉકટરને બોલાવવા ગયો હતો, પણુ તેને તે મળ્યો હતો નહિં. શેહેનશાહે એક કાગજપર કાંઈ દવાના 'પ્રીસક્રીપશન' તરીકે લખી પાસેની એક ટેબલપર મુકયું.

"આય દવાનું 'પ્રીસક્રીપશન' હું અંહીઆ મુકું છું, બાઇ. તે તમારો મોટો છોકરો જયારે આવે ત્યારે તેને દેખાડજો. હું આશા રાખુંછું જે મારી બીજી મુલાકાતમાં તમે ઘણા તંદરોસ્તી ભરેલાં દેખાશો." ત્યાર પછી તે વિદાય થયો.

થોડી વારે તે બાઇનો વડો છોકરો એક ખરા ડૉકટર સાથ આવી લાગ્યો.

"અરે માતાજી ?" તે છોકરાએ બુમ પાડી "એક ભલા, માયાળુ શહરસે આ બધું મને આપ્યું ?" અને તેને જે નાણું શેહેનશાહે આપ્યું હતું તે તેને પોતાની માતાના ખોળામાં મુકયું.

"માતાજી, વ્હાલાં માતાજી, રડો ના," છોકરાએ કહ્યું "પૈસા તમે સાંજા થશો ત્યાં સુધી કામ લાગશે. આ ડાકટર પણુ પેલા શહસ્થેજ લઈ જવા કહ્યું."

"એક ડાકટર તો અહીં આવીગી ગયો, તેને દવાનું "પ્રીસક્રીપશન" પણુ લખ્યું છે. જો તે પેલું રહ્યું." તેણીએ કાગલ તરફ આંગલી કરીને તે શાહનશાહ કાગળ મુકી ગયો હતો તે દેખાડયું.

છોકરાએ કાગળ લીધું અને વાંચ્યું. તેના ચહેરાપર સંતોષ આપી રહ્યો, અને તેને એક બુમ પાડી. તે કાગળમાં નિચે મુજબ લખેલું હતું.

"મારા લશ્કરના બહાદુર અમલદાર 'કેન્ટ'ની વિધવાને દર માસે ૫૦) રૂપિયાનું 'પેનશન' તેના મરહુમ ધણીની તારીફલાયક ચાકરીને માટે ને તેના બહાદુર બેટાની વફાદારીને માટે મળે" ઉપલું કાગળ વાંચી રહેવા પછી તે છોકરાએ કહ્યું. "અરે મા? આ "પ્રીસક્રીપશન' તો એક ડાક્ટર લખે તે કરતાં વધારેછે. એ તો 'પેનશન' મળે તેનું છે. એક 'પેનશન' તમારે વાસ્તે માતાજી-ને નીચે શાહનશાહની સહી છે!

આવી રીતે એક બહાદુર છોકરાને લીધે તે નાનું કુટુંબ સુખી થયું.

ત્યાર પછી શેહેનશાહે તેઓની ઘણી બરદાસ્ત લીધી અને તે નાના છોકરાએ મોહોતપણે શાહની નોકરીમાં સારૂં નામ કાઢયું.

આ રાજાના ભલા કામોની કાંઈ હદ ન હતી. આતો માત્ર તેનો એક નાનાકડો દાખલો છે. બીજા એવા ઘણાક દાખલા તવારીખમાં નોંધાયલા છે.

"માસિક-વાર્તા સંગ્રહ."

# આપણા રાજા-રાણીની ક્રિસમસની ભેટો.

આપણા જેવાં સાધારણ આદમીઓને નરોઝ કે 'ક્રિસમીસ'સ આવતાં ધસકો પડે છે કે વળી સગાં-વહાલાં, કુટુંબીઓ ને અંગત દોસ્તઆસ્નાઓને ભેટ-સોગાદ આપતાં એક ખાસ્સી જેવી રકમની રૂમડી મેળાશે, ત્યારે રાજવંશી અને અમીર ઉમરાવોને કેવી મોટી રકમ એવે ટાંકણે કાઢવી પડની હશે તેનો આપણને તરત ખ્યાલ આવે છે. વિલાયતમાં ક્રિસમસ ટાંકણે મોટાં માણસોને લખ્ખો રૂપિયાનો એ પાછળ ખરચ થાય છે, કે જેની પુરવારીમાં એક મહાવરીમાં આપણા નામદાર શાહનશાહ અને શાહનશાહબાનુને ક્રિસમસ ટાંકણે ભેટ-સોગાદ માટે કેટલી મેહેનત અને રંજ સાથે ગંજ બેસે છે તેનો એક રસિક હેવાલ આપવામાં આવ્યો છે, જેની થોડીક વિગતો અત્રે ટપકાવેલી વાંચવાજોગ થઇ પડશે.

**ડીસેંબર** મહિનાની શરૂઆતથી એ નામદારો એ ભેટ-સોગાદો પસંદ કરવા માંડે છે, અને લગભગ આખો મહિનો એ ખટપટમાંજ નિકળી જાય છે! એ ભેટો હજારોની સંખ્યા પર જાય છે, અને તેઓનાં મિત્રો-તે નામાંકિત રાજાઓ અને રાણીઓથી-તે એ નામદારની જાગીરોપર રેહેનારાં ગરીબ ખાડુતોનાં છોકરાંઓ સુધીનાંનો એ ભેટોમાં ફાળો હોય છે. આપણું એ માયાળુ રાજકર્તાંઓ આ ટાંકણે તેઓની મેહેરબાનીનો લાભ ગરીબ ગુરબાંઓને પણ છુટે હાથે ને પુરતી રીતે આપવા ખાસ કાળજી કરે છે.

ડીસેમ્બર માસની શરૂઆતથી યુરોપની જાણીતી બધી બાદશાહી 'પેટ્રનેજ' મેળવેલી પેહેડીઓને સૌથી સરસ અને કિંમતી જાતની ચીજોનો મોટો સંગ્રહ પસંદ કરવા માટે મોકલવા ફરમાવવામાં આવે છે. આ સઘળી ચીજો એ બાદશાહી જોડાંના રેહેવાના **બકીંગામ** યા **વિંડસરના** મેહેલમાં મજકુર પહેડીઓના કાબેલ આડત્યાઓ લાવી તેને માટે ખાસ તૈયાર રાખેલા મોટા મોટા ત્રણ ચાર ઓરડાઓમાં ગોઠવે છે, ને જાતજાતની મનઆકર્ષિત ચીજોથી તે ઓરડાઓ ગોયા એક ક્રિસમસ બઝારમાંજ ફેરવાઈ જાય છે. નામદાર રાણીજી માટે **આઇરીશ** લેસોની જાતજાતની ફેશનો, **લીમરીક**ની કિંમતી ચાદરો, **બેલફાસ્ત**ના કિંમતી સણના નમુનાઓ, **સેટલેંડ**ની બેમુલ શ્યાલો, સાટીન અને રેશમના ટાકાઓ, **સ્કૉટલાન્ડ**નું જગ-પ્રસિધ ઉનનું વણતકામ, **વેલ્સ**ના પ્રસિધ ગલીચાઓ, ઈંગ્લાંન્ડના 'ફ્રોક' અને 'બ્લાઉઝ,' રાણીજીનાં વતન **કોપનહેગન** ખાતેનાં માટી-કામ, કાચકામના દિલપઝીર નમુનાઓ, રૂપેરી ચીજો, ટૉઇલેટ બૉક્ષો, ચોપડીનાં સોનેરી અને રૂપેરી કવરો, ફલાવરવાઝો વગેરે વગેરે હઝારો ચીજો ત્યાં ઢગલે ઢગલે નજરે પડે છે. રાજાજીને માટે પણ જાતજાતની ચીજોના ઢગ પડેલા હોય છે: કિંમતીમાં-કિંમતી 'સીગરેટો,' તેના સોનેરી રૂપેરી દાબડાઓ, પેનસીલ-પેન-કલમ વગેરે સ્ટેશનરીના સોનેરી રૂપેરી બાકસો, બટનો, કિંમતી ફોટોફ્રેમો, સ્કાર્ફ પીનો વગેરેનો એક મોટો ઢગ તે નામદારની પસંદગી માટે હાજર કરવામાં આવ્યો હોય છે. વળી સોનેરી પુઠાંમાં બંધાવેલી કિંમતી કેતાબોની ભેટોના એ નામદાર અતિ ઘણા શોખીન

છે. વિલાયતની 'ગીલ્ડ ઑાવ વીમેન બાઇન્ડર્સ'ની પ્રસિધ્ધ પેઢી એવી ચોપડીઓની ભેટો એ નામદારને પુરી પાડે છે. ગયે વર્ષે મોકલેલી ભેટોમાં એ જાતની ભેટોમાં આપણા જાણીતા કવિ ઓમર-ખ્યામની પ્રસિધ્ધ 'રૂબૈયાત'ની નાનકડી છાપેલી સોનેરી કેતાબે બહુ ધ્યાન ખેંચ્યું હતું. અને શાહનશાહનાં ઘણાંક મિત્રોને તે ખાસ પસંદ પડી હતી.

પારકાં રાજ્યોના શેહેનશાહો પર મોકલવાની ભેટ અતિ કિંમતી હોય છે. તેઓ પર મોકલવા માટે જાતજાતનાં નવાઇના ઘડીયાળો વિગેરે ઉપરાંત કિંમતી જાનવરો બી માલમ પડે છે. રાજવંશી કુટુંબની સબીઓની કિંમતી ફ્રેમો બી એ ભેટોમાં આગેવાન જગા ધરાવે છે. ફ્રેન્ચ પ્રેસીડંટ ઉપર એ નામદારે પોતાની સબી હીરા-મોતીની ફ્રેમમાં જડી એક વેળા મોકલી હતી. ગયે વર્ષે હૉલેન્ડની રાણી પર એ નામદારે કિંમતી નંગોથી મઢેલી એક સોનેરી ફ્રેમ મોકલી હતી, ને રશિયાના ઝારને ફાળે બી એવીજ એક ભેટ આવી હતી, જ્યારે ઝરીના તેણીનાં બચ્ચાંઓની સબી સાથની 'બ્રેસલેટ' મેળવવા ભાગ્યશાળી થયાં હતાં. નામદાર કયસરે, વળી, 'મોટાર કાર'ના આકારનો એક સીગારનો ડાબડો એ નામદાર તરફની ક્રિસ-મસ ભેટ તરીકે સ્વિકાર્યો હતો. આ પરથી આપણુને ખ્યાલ આવે છે કે એ નામદારો પોતાનાં મિત્રોને કેવી ચીજો ભેટ આપે છે. આ ચીજો ઉપરાંત નાનાં બાળકો માટે જાતજાતનાં વહાણો, નાની આગગાડીઓ, રીક્ષા ગાડી વિગેરે રમકડાંઓ મોકલવામાં આવે છે. દરેક ચીજો પર તેનો ભાવ માંડેલો હોય છે તે પ્રમાણે તેઓ પસંદ કરે છે, ને આવી મોટી સંખ્યામાંથી લાયક ચીજો ગોટી કાઢવાનું કામ કેટલું મુશ્કેલ થઇ પડતું હશે તેનો એ ઉપરથી વાંચનારને ખ્યાલ થઇ પડશે. ઘણાક દિવસો આ જંજાળમાં ચાલી જાય છે.

બધી ચીજો પસંદ કર્યા પછી રાણીજી માટે એક 'લીસ્ટ' તે મુજબ તેઓની 'સેક્રેટરી' લેડી આરસોટ નૉયલ્સ બનાવે છે, કે જ્યારે દરેક ઓળખીતાં પારખીતાં, ગરીબ ભરબાકુતો વગેરેને પણ તેઓની લાયકની ભેટ મળે તે માટે એ નામદારો એટલી તો સંભાળ રાખે

છે કે જેઓનો બી ભેટ મળવાની હોય તેઓનાં નામો એક ખાસ મોટા પોથામાં ઉતારેલાં હોય છે, અને તેઓનાં નામની સામે દર વર્ષે તેઓ માટે મોકલવામાં આવતી ભેટોની ટુંક હકીકત લખી લેવામાં આવે છે, કે જેથી એક જણપર એકજ જાતની ભેટ જુદે જુદે વર્ષે મોકલાય નહિં. દરેક ભેટપર, વળી, તેઓની લાયકાત મુજબ લખાણ લખવામાં આવે છે, અને તે કરતાં પ્રાઈવેટ સેક્રેટરીઓની પેટ નિકળી જાય છે. અતલગનાંઓપર તો રાજા–રાણી પોતેજ લખે છે; અને એ રીતે જ્યારે બધું તૈયાર થઈ રવાના કરવામાં આવે છે ત્યારે એ નામદારો બીજા ૧૧ માસ માટે છુટકારાનો દમ ખેંચતા હશે અને કરાર માનતાં હશે કે સારૂં છે જે ક્રિસમસ વર્ષમાં એકજ વખત આવેછે! ખરેખર, ક્રિસમસની ભેટો પર ગંજાવર ખરચ અને આટલી રંજ પડે છે તો એ નામદારોની બીજી બધી ફર્જો કેટલી બોહોળી હશે? ખરૂ છે કે એક રાજવંશી જીંદગી કાંઇ ગોલાબનું બિછાણું નથી. એક શાહ કરતાં તો 'દોરંગી દુનિયા'નો ગરીબ માછીમાર 'કોબાદ' હઝાર દરજ્જે વધુ સુખી ગણાવો જોઇયે!

"ફુરસદ"

# નાના ધંધાની મોટી આવક.

આપણી તરફ પેટંટ દવાઓનો તોટો નથી તેમજ દવા ઉપરાંત પેટંટ મેળવેલાં તરેહવાર વસાણુંઓ કકડી જાય છે. આવી પેટંટ દવાઓ અને વસાણુંઓ ઘણીવાર તદન કચરા જેવાં હોય છે પણ ખોટી અને લલચાવનારી જાહેર ખબરોથી બાઝે વખતે તેઓનો ઝપાઝપ ઉઠાવ થાય છે. કેટલીક દવાઓ અને વસાણુઓ વળી અતિ ઘણાં ઉત્તમ અને ખરેખરાં અકસીર હોય છે જેને પ્રતાપે તેના બનાવરાઓ નેહાલ થઇ જાયછે. એવું કહેવામાં આવેછે કે લક્ષ્મી દેવીને ભેટવાનો સેહેલો રસ્તો કોઇ બીજો નથી, પણ એક જરા રતી સારૂં પેટંટ વસાણું જો બનાવી કુશળતાથી જાહેરમાં મૂકાયું હોય અને ધૂમ જાહેર ખબરથી તે વિખ્યાત કરવામાં આવે, તો પૈસા અને લક્ષ્મીનો રસ્તો આપ

મેળ ખુલ્લો થાય છે. પેટંટ દવાઓ અને વસાણાથી તેના માલેકો કેટલા નેહાલ થઇ જાયછે તેના પુરાવા નિચલા દાખલાઓ આપેછે.

**વરજીનીયા વૉટર** અને **ઇગ્હેમ** ખાતે બંધાયલાં "**રાયલ હૉલોવે કાલેજ**" અને '**હૉલોવે સેનેટરિયમ**' નાં જંગી ખાતાંઓ પેટંટ દવાઓથી નેહાલ થઇ જનાર સખાવતી નર **થૉમસ હૉલોવેનો** દાખલો બતાવેછે. આ સાહાસિક નર પોતાની પ્રસિધ ગોળીઓ અને મલમોથી લાખો રૂપિયા કમાઇ ગયોછે અને વળી એક નામાંકિત નામ મેળી ગયોછે. તે કેટલુ કમાઇ ગયો તેનો ખ્યાલ એટલાંપરથીજ આવશે કે ૧૮૮૩ માં તે મરણ પામ્યો ત્યારે તેની પોતાની **ખાનગી મીલકત** ધંધા વગેરેની **બાદ કરતાં—૫૯૬૩૫૫** પાઉન્ડની ગણાઇ હતી. આ દોલતમાથી બે લાખ પાઉન્ડ પોતાની કૉલેજને બક્ષેશ આપી ગયો હતો, કે જે વિધ્યાલય પોતાના મરણની બેજ વર્ષ આગમચ તેણે એંસી હજાર પાઉન્ડના ગંજાવર ખર્ચે સ્થાપી હતી. એ ઉપરાંત અઢી લાખથી વધુ પાઉન્ડ તે પોતાની માનીની 'સેનેટરીયમ' ને આપવા ફરમાવી ગયો હતો. જાહેરખાતાંઓને તેણે દુલ્લા દિલે અનેક સખાવતો કરીછે. કહે છે કે તેણે આજ સુધીમાં વીસ લાખ પાઉન્ડ સખાવતમાં ખર્ચ્યા છે. કેવો સખી પુરૂષ? કેવો દુલ્લા દિલનો અને હાતમ નર? તે ગરીબીમાંથીજ વધ્યો હતો અને તેથી ગરીબોની દાઝ તેને હૈયે હતી. વધજો અને વધજો અને નેહાલ થજો એવા ઘણાક બેટાઓ કે જેઓ પોતાની માતબર હાલત પછીબી ગરીબોની દાઝ દિલે ધરાવે અને પોતાની સકમાઇની દોલતનો રૂડો ઉપયોગ કરી જાણુતા રહે. ઇશ્વર એવા બેટાઓની સદા નામના વધારો!

પણ જે જાણવાજોગ છે એ તો તેની અગંત અને પોતાની મીલકતો બાબે થયું. તે ઉપરાંત તે રોકડી દોલત અને પોતાની ધંધાની બાદશાહી ઇમારતો મળી બીજા લખ્ખો રૂપિયા મુકી ગયો છે **અને એ બધી દોલત તેણે પોતાની પેટંટ દવાઓમાંથીજ ભેગી કરી હતી.**

**પેટંટ દવાઓમાંથી દોલત ભેગી કરનાર બીજો એક ભાગ્યશાળી મહરૂમ ન્યુકેસલવાળો જ્યૉર્જ હેન્ડીસાઇડ નામનો છે જે ત્રણ**

ચાર વર્ષની વાતપરજ મરણ પામ્યો હતો. આ ગ્રહસ્થ પેહેલાં એક સાધારણ મોચી હતો, પણ લક્ષ્મી દેવીનો માનીતો થવાનું તેના ભાગ્યમાંજ લખાયલું તે પોતાનો એ સ્વદેશી ધંધો છોડી દઈ તે એક નવું કિમીયું કાઢી બેઠો. ‘ કનઝમપશન કયોર ’ નામની તેની ખઈ માટેની દવા પ્રખ્યાત થઈ ગઈ અને જ્યારે તે મરણ પામ્યો ત્યારે ૧૪૭૮૬૦ પાઉન્ડ મેળી ગયો. એક મોચી માટે કેટલી ગંજાવર દોલત?

વૉલટર ટૉમ ઍાબ્રોજ નામનો ગ્રહસ્થ પણ એક પેટંટ દવાના પ્રતાપે છ આંકડાની દોલત ભેગી કરી શકયો હતો. આ ગ્રહસ્થનું “ લંગ ટોનિક ” ફેફસાનાં દર્દોપર વખણાવા માંડયું અને તેના પ્રતાપે ૨૧૧૨૧૪ પાઉન્ડની મોટી દોલત તે ભેગી કરીને મુઓ.

જાતજાતની દવાઓ અને ગોળીઓથી લાખ્ખો રૂપિયા કમાયલા સાહાસિક ગ્રહસ્થેના દાખલાઓ વેરવિખેર થઈ પડેલા ઘણા મળશે, પણ આપણે તો જુદા જુદા વિભાગના એકાદ બે જાણીજ સંતોષ પકડીશું.

દાંતના મંજનોમાંથી કેટલાકો તડાકો મારી ગયા છે. બાથ ખાતેના રૉબર્ટ ડાયર કૉમન્સ નામના રસાયણીએ “ ઍરેકાન્ટ તુથ પેસ્ટ ” માં મોટી દોલત ભેગી કરી હતી. તેનાં મરણ વેળા તે આ ધંધાના નફા તરીકે ૧૧૯૭૭૭ પાઉન્ડની નાદર દોલત સાચવી ગયો હતો.

“ બૅનજર્સ ફુડ ” નું નામ અત્રે સારી પેઠે જાણીતું છે. આ ખોરાક બનાવનારી પેઢીનો એક ભાગ્યો ફ્રેડ બોકન બૅનજર ત્રેસઠ વર્ષની વયે મરણ પામ્યો ત્યારે ૪૨૭૮૦૭ પાઉન્ડની મોટી દોલત મુકી ગયો. આ સઘળી દોલત તેણે પોતાના બાબાદ ધંધામાંથીજ મેળવી હતી. એક ગંજાવર રકમ અત્રે સર્વ ઠેકાણે પુરતા બાહેરાત પામેલા “ મેલીન્સ ફુડ ” બનાવનાર પેઢીનો એક ભાગ્યો જોહાન કાર્લ ગેસ્ટેવ મેલીન મુકી ગયો છે. તે જ્યારે થોડા વર્ષની વાતપર ૭૨ વર્ષની વયે મરણ પામ્યો, ત્યારે તેની દોલત ૧૧૪૨૧૮ પાઉન્ડની અંકાઈ હતી.

બીજાં અનેક વસાણુઓમાંથી સાહસિક વેપારીઓ મોટો હાથ મારી ગયા છે. લી અને પેરીન્સનો 'સૅાસ' બનાવનારી પેઢી એ વર્ગમાં આગેવાન જગા ધરાવે છે. આ પેઢીનો. એક આગેવાન ભાગ્યો જેમ્સ ડાયસન પૅરીન્સ ૬૬૪૩૧ પાઉન્ડ મેળી ગયો છે, અને બીજો એક ભાગ્યો ૧૨૯૯૨૦ પાઉન્ડનો ફાળો પોતાના વરસોને આપી ગયો હતો. આ તેઓની ફ-તેહ અને દોલતનું મૂળ 'વુસ્ટરશાયર સૅાસ' નો નુસખો તેઓએ હિંદુસ્થાનમાં મુસાફરી કરી આવેલા એક લશ્કરી અમલદારના બાવરચી પાસેથી અર્ધી ગીની આપીને પડાવી લીધો હતો, જે નુસખા પરથી તેઓએ આટલી ગંજાવર પેદાશ ઉપજાવી હતી અને હજુ ઉપજે છે. ટાર્કવે અને વૅલથેમસ્ટોવાળો જ્યૉર્જ બૅારવીક પણ 'પેટંટ' વસાણુઓમાં મોટી દોલત ભેગી કરનારા ભાગ્યશાળીઓમાંના એક તરીકે જાણીતો છે. આ ગ્રહસ્થના "બોરીક બેકીંગ પાઉડર" ની મોટી માંગણી થાય છે અને તે ભઠિયારાઓ વગેરેને ઘણોજ ઉપયોગી જણાયો છે. ૧૮૮૯ માં ૮૨ વર્ષની વયે તે ૨૫૯૭૪૦ પાઉન્ડની ગંજાવર દોલત મેળી મરણ પામ્યો, જે સઘળી દોલત પોતાના વસીહતનામામાં "કમર્સિયલ ટ્રૅવલર્ઝ સ્કુલ," "કમર્સિયલ ટ્રૅવલર્ઝ બૅનીવોલંટ ઇનસ્ટીટયુશન," બચ્ચાંઓ માટેની "નૉર્થ-ઇસ્ટર્ન હૉસ્પીટલ, "યુનાઇટેડ કીંગડમ બૅનીફીશંટ ઇનસ્ટીટયુશન" અને "મીસ સૅરમેન્સ હોમ" તથા વૉલથેમસ્ટોની હૉસ્પીટાલ દરેકને ૫૦૦ પાઉન્ડ, જ્યારે વૉલથેમસ્ટો ખાતેની બચ્ચાંઓની હૉસ્પીટાલ અને સરકારી દવાખાનાં દરેકને ૨૫૦ પાઉન્ડ આપવા ફરમાવી ગયો હતો. આવી રીતે તે લગભગ ત્રેપન હજાર રૂપિયા સખાવતમાં આપી ગયો છે. બુટને લગાડવાની ક્રીમ અને પૉલીશમાંથી ઘણા કમાઇ ગયા છે. પ્રૉપર્ટ કું૦ ની જાહોઝલાલી અને આબાદી જાણીતી છે. એવીજ એક બીજી પેઢી કે જે "નગેટ પૉલીશ" વેચે છે તેના બે ભાગ્યા થોડા વખતની વાતપર મરણ પામ્યા હતા, તેઓ મોટી દોલત મેળી ગયા છે. એક ભાગ્યો પીયેર પૉલરીટ જે ૧૯૦૬ ના જુલાઇ માસમાં મરણ પામ્યો તે

૧૫૨૯૦૭ પાઉન્ડ મેળી ગયો છે અને બીજા ભાગ્યા ડબલ્યું રોબર્ટ લેનની દોલત ૧૦૦૩૭૩ પાઉન્ડની હતી.

આટલા દાખલાઓજ પુરતા થશે. 'પેટંટ' વસાણુઓથી કેવી કમાણી કરાવે છે તે આપરથી જણાઈ આવશે. હિંદુસ્તાનને એવી સોનાની ખાણો ઝાઝી હાથ લાગી નથી, તોપણ "એચ્યુ મીક્ષચર" વાળા ડૉ૦ હોરમજી બાટલીવાળાને બનાવી શકાશે. એવા ડજન બંધ દાખલાઓ આપણે કયારે રજુ કરીશું?

"જ્ઞાન–વર્દ્ધક."

## રૂશોની બીજી સદીની જયંતી.

દુનિયાના સુધરેલા દેશોમાં મહાન નરોના જન્મ યા મરણનો દિવસ ધામધુમ અને છાજતી ગંભીરાઈથી પાળી ભવિષ્યની ઓલાદમાં તેઓનાં મહાન કાર્યો તાજાં રાખવાનો નિયમ પડયોછે. પશ્ચિમની સુધરેલી પ્રજા પોતાના મહાન બેટાઓની કેવી ઉમદા કદર બુજેછે, ને તેઓની વહાલી યાદ કેવા ભક્તિભાવથી જાળવેછે તે હવે આપણાંથી અંજાણું રહ્યું નથી. કેળવણી અને અજવાળાંનાં વધવા સાથ હવે આપણેબી એ શુભ દાખલાઓની નકલ કરી આપણા નામવર શેહેરીઓની જયંતી ઉજવવા માંડીછે, મગર એ જાતની શુભ હિલચાલ હજી આપણા વચ્ચે કેટલી બચગીમાં છે તેનો ખ્યાલ સ્વીટઝરલાન્ડના જીનીવા શેહેરે પોતે પેદા કીધેલા એક મહાન બેટા રૂશોની બીજી સદીની ઉજવેલી ધામધુંમ આપેછે. આ નામવર નરનો જન્મ તા૦ ૨૮ મી જુન ૧૭૧૨ માં થયો હતો અને તેની બીજી સદીની યાદ શનીવાર તા૦ ૨૯ મી જુન ૧૯૧૨ ના દિવસે જબરા ઉત્સાહ સાથ ધરવામાં આવી હતી. દિવસો આગમચથી તરેહવાર ચલવલ વ્યાપી રહી હતી. રૂશોના પ્રસિધ ખેલો "ધી વીલેજ સુથસેયર" અને "પિગમેલીયન" જાહેર ચોગાનમાં હજારોની હાજરીમાં દિવસો આગમચથી બડેખાં મંડળોએ જાહેર આલમ આગળ મુફ્ત કરી બતાવ્યા હતા. રૂશોનાં માનીતાં "પેરિવિંકલ" ફુલ અને તેની

સભી સાથના લફ્ખો ચાંદો બહાર પાડયા હતા, જે સર્વેએ છાતીએ પેહેડયા હતા. આખું શેહેર વાવટાઓ, તોરણો, ફુલપાનો, મંડપોથી પરેસ્તાનમાં ફેરવી નાખ્યું હતું. ગોયા સારાં ગામમાં સાજવારી વ્યાપી રહી હતી. નાનાં ભુલકાંઓ વટીક સમજતાં હતાં કે રૂશો કોણ હતો અને તેની બીજી સદીની યાદ શા માટે ઉજવાતી હતી! દરેક કામદાર પાસે તેનાં લખાણોની નકલો હતી, જે તે પોતાનાં કુટુંબનાં કુંડાળામાં બેસી માન, મોજ, મગરૂરીથી વાંચતો હતો. સહુવારના પોહોરમાં તોપોના ધડાકા ને ઘાંટોના મધુર અવાજથી તે બખ્તાવર દિવસની આમદ સારી આલમમાં પોકરાઈ. હજારો નિશાળ્યાઓ ને નામાંકિત શેહેરીઓ, ઓધેદારો અને ખાસો આમનું એક અજબ દમામદાર સરઘસ રૂશોનાં પુટળાંને નમન કરવા આખા શેહેરમાં ફરવા નિકળ્યું. પ્લેં પાલેનાં મેદાનમાં આ મહાન બેટાનાં પુટળાં આગળ એ સઘળાં આતુર ભાવિકો થોભ્યાં. ઓ તે દેખાવ! શું મરદ કે ઓરત, જવાન કે બુઢાં, રંક કે રાય, ખાસ કે આમ–બધાં–સઘળાં તે મહાન મૂર્તીને ચરણે પડયાં! રૂશો, શું તારી-બી મહાન સરજત હશે! એક મહાન નરની કેવી ઉમદા કદર! ઓ દળીદ્ર હિંદ, કયારે–રે–કયારે તારા બેટાઓમાં પોતાના મહાન જીવો માટે આવું હેત અને માન ભરપા થશે?

હાં "રૂશો" નાં નામ તળે કેવો મહાન જીવ ઝળકી ગયો હતો, ખાકી શરીરમાં કેવું નામવર જીગર ધપકી ગયું હતું, તેનાં કીરતણો નામાંકિત વકતાઓએ હવે શરૂ કર્યાં. "કૉલેજ ડ ફ્રાન્સ" ના **પ્રતિનિધિ પ્રૉ૦ રનાર્ડ, ઝયુરીચ તરફથી પ્રૉ૦ પૉલ સીચેપેલ, "ક્ષાસબર્ગ યુનીવરસીટી"** વાળા પ્રૉ૦ સ્કુલ્ટઝ–ગોરા, **"ટૉલ-સ્ટોય સોસાયટી"** વાળા પ્રૉ૦ **આલેકઝાન્દ્ર ઝીનગર, "જીનીવા યુનીવરસીટી"** વાળા પ્રૉ૦ બરનાર્ડ બુવીયેર વગેરે વિદ્વાનોએ વિદ્યાર્થી આલમને બોધ દીધો. હવે સઘળાં "રૂશોના ટાપુ" તરફ વળ્યાં. હાં રૂશોને લગતી યાદગાર ચીજોનું એક સુંદર પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. રૂશોની બાર વર્ષની ઉમરે પડાવેલી સબી આ ઠેકાણે ખાસ ધ્યાન ખેંચતી હતી, જેમાં એક ખિલતો, હુશીયાર, મસ્તીખોર દેખાવનો છોકરો, કેજે પાછલથી મહાન બેટો થયો તે બિરાજેલો

હતો. હજારો ભાવિકોએ આ પ્રતિમાને ચુમીઓથી ભરી નાખી. નાનાં બચ્ચાંઓને તેની માતા ત્યાં પગે પડાવતી, ગરભવંતીઓ હોઠ દાબતી કે સારી આલમને ત્યાં એવા પણુના પુત્રો અવતરે! એ ઉપરાંત તેના માવતર સમાન વહાલી પુઇ જેના આસરામાં તે ઉછર્યો હતો અને વળી જે એક હલકા પુરૂષ સાથ પરણી ગરીબાઇ અને કંગાળીયતમાં ડુબી ગઇ ત્યારે તેનીજ મદદપર જઈ પડી હતી, તેણીનો ચિતાર પણ રજુ કરવાંમાં આવ્યો હતો. લોકપ્રિય દંતકથાઓ અને અસલી સંગીતો સમજાવી તેણીએજ રૂશોનાં મનપર મોહોટાઇ અને મોતેબરીનો છાપ માર્યો હતો અને ત્યારે આ બાનું તરફ દુનિયા કાંઇ ઓછી આભારી બની નથી. રૂશોના માનીતા મિત્ર **મારશલ કીથનું** ચિત્ર, તેનાં **"કનફેસન્સ"** માં ખગં ચિતારેલાં અગર પાત્રો, **માડામ ડ વારેન, માડામ ડેપીનેં, ડીડેરાટ, ગ્રીમ** વગેરેની સબીઓ ને ચિતારો ની હારો ત્યાં ગોઠવી હતી. રૂશોના પોતાના દેખાવોબી નામાંકિત ચિતારાઓએ મેળયા હતા. દાખલા તરીકે રૂશો નાનાં બચ્ચાંઓને મીઠાઇ વેંહેચે છે, ફુળફુલાદી ખરીદે છે, ઝાડ પાનનો અભ્યાસ કરે છે, સગડી આગળ એક બીલાડીને રમાડે છે, **માડામ ડ હુડેતોતની** નજદીક ગુંઠણ મંડિયે પડે છે, **માડામ ડેપીનેંનો** હાથ ચુમે છે, વગેરે વગેરે તેની જીંદગીના સર્વે બનાવો દેખાતા હતા. ગોયા તે મહાન નર આ ખાકી હસ્તીમાં પાછો પોતાનો ભાગ બજવતો હજારો ભાવિકો સામે ખડો હતો! રૂશોનાં સઘળાં પુસ્તકોના હસ્તલેખો યા પેહેલી આવૃતીની નકલ પણ ખુલ્લી મેળી હતી, જેમાં **"La Nouvelle Heloise,"** જે નામાંકિત યોધ્ધા **નેપોલ્યન બેનાપાર્ટનું** માનીતું વાંચણ હતું અને જે તે પોતે પોતાની સાથ લડાઇઓમાંબી લઈ ગયો હતો તે, તેમજ તેની પેલા પ્રસિધ કલમકશ **નાસ્તીક વૉલટેરની** માનીતી **"કોન્ટ્રાટ સોસીયાલ"** ખાસ ધ્યાન ખેંચતી હતી. વળી તેણે વાપડેલી એક ચાહની કીટલી, એક ખાવાનો સટ, એક ઘડીયાળ વગેરે થોડીક વપડાસની ચીજો, જેની હવે હજારોની કિંમત થઇ હતી, તેપર પણ વહાલ અને વખાણથી હજારો આંખો ટીકાતી હતી.

રૂશોનાં માનમાં લગભગ બે ડજન મોટી જયાફતો થઈ હતી. આને માટે જબરૂં મોટું ફંડ ભેગું થયું હતું. ગરીબો તેમજ તવં-

ગરો સર્વેને ઇજન હતાં—રંક યા રાય, તવંગરીના તાપમાં બળી મરતો માલેતોઝાર ઉમરાવ કે ગરીબાઇના બોજા તળે દબાઈ જતો ભુરજીગર—તેઓ કે જેઓ બીજે આડે દિવસે એકેકથી સો ગાઉ દુર રહે—તેઓ સઘળાં રૂશોની પણુાની યાદમાં સાથે બેઠાં હતાં—તે બધાં તેનાં ભાવિકો !

પણ તે ખમાણુ નવુંજ હતું. સર્વે પોતાની રકાબીઓ, છરીકાંટાઓ તેમજ વળી સઉસઉની ગુંજાશ મુજબની હળ રોટી લઈ આવ્યાં હતાં. ખાતાં હતાં પોતાનું, પોતાની ગુંજાશનું—પણ **રૂશોનાં માનને ખાતર દુનિયા એક થઇ ગઇ હતી. જીનીવામાં એકજ જીગર ધપકતુ હતું-રૂશોનું !** મોજમજાહની સર્વેની મનગમતી હતી. સર્વેને પેશ પડે ને પાળવે તેનીજ હતી. ટુંકમાં તે **સમાજીક** જયાફત હતી.

આવી રીને મહાન રૂશોની બીજી સદીની જયંતી જીનીવાએ ઉજવી તે મહાન બેટાને માન આપ્યું હતું. રૂશોની જીંદગીમાં ભાગ ભજવી ગયલાં બીજાંબી સર્વે ગામડાંઓ અને સ્થળોએ આવી રીતેજ એ મહાન અવસર પાળ્યો હતો. આલમ સારી રૂશોને માન આપવા દિવાની બની હતી. તેની પોતાની હંયાતી દરમિયાંન તેની સાથે તેઓ બધાં કેવાં ઘાટકી થયાં હતા, મગર જયારે તે વખત પસાર થઈ ગયો—સ્વપ્નો ગણાઈ ગયો, રૂશોએ પોતાનું મહાન કાર્ય પુરૂં કર્યું હતું અને હવે ત્યારે આલમ તેને પુજતી હતી, બાળકો તેને આરાધતાં હતાં, ગરભવંતીઓ અને માતાઓ રૂશોને જન્મ આપવા માંગતી હતી! તખ્તે ફાનીની એજ તવારીખ છે! જે હોય તે–મગર તેની જયંતી કેવી મોતેબર, ગંભીર મહાન અદાથી ઉજવાઇ હતી!

**કયારે આપણે આપણા મહાન બેટાઓની યાદ એવી રીતે ભુજશું? આપણા કલમકશો—ફીરદોશી, શાદી, અકર, કાળશજી, મલબારી, દયારામ, અખોની જયંતીઓ કયારે એમ ઉજવાશે?**

**"રાસ્ત ગોફતાર"**

# જાણીતાં નરનારીઓ-કુતરાઓનાં શોખીન તરીકે.

આજે વખતે આ ફાની દુનિયામાં મિત્રો-ભેશી, સગાંવહાલાં સર્વે પૈસાનાંજ થાય છે ત્યારે પાળેલું એક જનાવર એક ખરા મિત્રની કે એક દિલસોજ ભેશીની જગા રાખી શકે છે, ને પોતાના માલીક ખાતર પોતાના જાનનું બળીદાન વટીક આપી આદમજાતને સોનેરી ધડો શિખવે છે તેના ઘણાક વફાદારીભરેલા દાખલા તવારીખમાં નોંધાયા છે. એ ધોરણે ઘણાંક નામાંકિત નરનારીઓએ પોતાની માયા હેવાનોમાં ભરી મેળેલી આપણે વારંવાર સાંભળ્યે છીયે, ને તેમાં કુતરાઓ આવા પ્યાર માટે મોટો હીસ્સો ધરાવે છે. આ પ્રાણીની વફાદારી ને પોતાના ધણી પ્રત્યેની વહાલભરી જાનફેશાનીના ઉમદા ગુણોને સબબે તેઓ ઘણાંક નામાંકિત નરનારીઓનો વિશ્વાસ અને વહાલ મેળવવા પામ્યા છે, અને એ રીતે કુતરાનાં શોખીનોમાં સાહિત્ય, હુન્નર, વિદ્યા, રાજકારોબાર વગેરેમાં જાણીતાં થયલાં ઘણાંક નામાંકિત નામો આવી જાય છે, જેઓ માંહેલા થોડાંક વિષે આપણે આજે અત્રે વાંચીશું.

લૅન્ડઝીયર, લેયટન, નામાંકિત લેખક ડીકન્સ, વખણાયલો શીલ્પી પ્યુજીન, પ્રસિધ ફીલસુફ રૂશો, જાણીતો લેખક સ્કૉટ, માજી રાજ-કવિ ટૅનીસન, આદમજાતની ઉત્પતિ વાંદરાને આભારી હોવાનું અનુમાન કાઢનારો પંડીત દારવીન વિગેરે કુતરાઓના ભારે શોખીન તરીકે જણાયલા છે, જ્યારે ઇંગ્રેજી કવિઓના પિતા ચૉસર, યુરોપયન વિદ્વાનોની મગરૂરી સર આઇઝાક ન્યુટન, જાણીતા નરો શ્યુબેન્સ અને હોગાર્થ એ નિમકહલાલ પ્રાણીને જીંદગીના સર્વેથી સાચ્ચા મિત્ર ગણી ગયલા છે. નામાંકિત ન્યુટન અને તેના પ્રસિધ કુતરા ડાયમંડની એક અતિ જાણીતી વાર્તાથી કોણ નાવાકેફ હશે? પોતાનાં એ પ્રાણી પ્રત્યેનો બેહદ પ્યાર ખુલ્લો કરનારી એ વાર્તા પોતાનાં બાળકોને કેહેવાની આજે દરેક ઇંગ્રેજ માતા ઉલટ બતાવે છે.

"**જીંદગીની મજાહ**" ની જગપ્રસિધ નિબંધમાળાના પેલા પ્રિય લેખક, આપબળથી ધનના ઢગલા અને કીર્તિ અને નામનાની નાવમાં લોટતા મહાન નર **લૉર્ડ ઍવબરી** ઉર્ફે **આગળા સર જૉન લબકનું** નામ તો દરેક કેળવાયલાં વાંચકે સમજ્યું હશે. આ પ્રસિધ નરનું નામ બી કુતરાએના શોખીનોની ગંજાવર ટીપમાં નોંધાવવું જોઈએ છે. '**બાયોલોજી**' ની જીવણુવિદ્યાના શાસ્ત્રમાં આ વિદ્વાનની સેવાઓ જાણીતી છે, અને જાતજાતના સુક્ષ્મ જીવડાઓનો જે એક ગંજાવર અને કવચીતજ મળતો સંગ્રહ તે ધરાવે છે તેથી તે એ વર્ગના વિદ્વાનોમાં તો મોટો સત્તાધારી ગણાય છે; પણ આજે આપણે તેની સાહિત્ય અને બીજી સેવાઓ માટે બોલતા નથી. આજે તો તેને **કુતરાના શોખીન** તરીકેજ આપણે અત્રે ખડો કર્યે છીએ. આ મહાન નર કુતરાઓનો મોટો રફીક છે, ને તેનો માનીતો કુતરો **વૉન** જાણીતો છે. આ જનાવર પ્રત્યે તેની બેહદ પ્રીતિ છે, અને પાનુંઓની નિશાની વડે તેણે મહા શ્રમે પોતાના આ માનીતાને જાતજાતનું જ્ઞાન આપ્યું છે. આ જનાવર પોતાની ઇચ્છા હવે પોતાના ધણીને સમજાવી શકે છે, અને તેટલીજ સેહેલાઇથી તેનો ધણી તે સહમજીને પાર પાડી શકે છે!

**બિશપ ઑવ રિપન** બી કુતરાઓપર જીવ કાઢી આપે છે. એ મહાન ધર્માધ્યક્ષનો માનીતો સાથી **જ્યૉર્જ** નામનો કુતરો છે. જ્યૉર્જ કાકા અમનચમનમાં જીંદગી ગુજારે છે તોબી ઘણીક વેળા પોતાની જાતની થોડીક હલકી ખાસ્યતો બતાવવા વિના રેહેતા નથી. પોતાના પાદરી શેઠની આગળ આવનારાઓની ટોપી યા પાઘડી લઈ પકડદાવ રમવામાં તે બહુ કુશળ છે, ને લાંબા વખતના પકડદાવ પછી પોતાની ગુમાયલી ચીજ પાછી મેળવતાં તે દોસ્તો પાદરી સાહેબને અને તેઓના આ અસીલ મિત્રને તરેહવાર સેલ ભરે છે; પણ ઘણું થતાં કાન ચીમટી એક લપડાક લગાવવા સિવાય વધુ સજા પાદરી સાહેબ એ જાનવરને કદી કરતા નથી, કારણ તેઓ જણાવે છે કે તેઓની કિંમતી જીંદગી બે ત્રણ વાર બચાવનાર આ તેઓનો મસ્તીખોર પણ વફાદાર મુંગો મિત્રજ હતો! તેઓ પોતાનાં આ જાનવરને ઘણાજ ખાસ પ્યારથી ચાહે છે.

પેલા પ્રસિધ રૉયલ એકેડેમીશીયન હબલ્ડ. પી. ક્રીથની પસંદગી પણ એક 'ફૉક્સ-ટેરીયર' પર ઉતરી છે. આ કુતરાનું નામ 'ગ્રાઇપ' છે. આ કુતરો બી બરો મવાલાપંચી છે. પોતાના ધણીની ગેરહાજરીમાં આસેપાસે ઉતરી પડી તે તરેહવાર મકરકુંદી કરે છે, પણ ધણીનો આવવાનો વખત થાય છે, એટલે દાહ્યોદોહરો અને સતનો હોરો બની ગુપચુપ બેસે છે, અને મી. ક્રીથનાં આવવા સાથ તેની ખીદમતમાં ખડેખુટ સામેલ થાય છે. પોતાના ધણીની ટોપી અને બુટ તેની બરોબર જગે મુકી આવે છે, અને બીજું બધું નેમી આપેલુ કામ ઘણી ચોકસાઈથી કરે છે. નોકરનફર, બચ્ચાં છોકરાંઓને તે તરેહવાર બુમ પડાવે છે, પણ પોતાના ધણીમા જીવ ભરી મેળે છે એટલે તે ખુશ ખુશ થાય છે.

'ક્લીઓપેત્રા,' 'શી' વગેરે જાણીતી વાર્તાઓનો પ્રસિધ લખનાર રાઈડર હેગાર્ડ જે થોડુંક પરજ મરણ પામ્યો છે તે પણ કુતરાનો ઘણો શોખીન હતો. આ લેખકની માનીતી કુતરીનું નામ પોચર હતું. આ પોચરની કહાણી એ લેખક પોતાના મિત્રો આગળ વારંવાર કેહતો હતો. આ કુતરીની માતા કાયદાની કૉર્ટમાં પણ નામ આમેજ કરી આવી છે. કહે છે કે વૅસ્ટ નૉરફૉક ખાતે પોતાની મીલકતોના વાંધાને લીધે તે એક વાર પોતાના એક મદદનીશ સાથ ગયો હતો. મજકુર મીલકતનો વાંધો એક પાસેના જમીનદાર સાથ પડયો હતો. પેલા જમીનદારે આ મારામારીનું મુળ મજકુર મદદનીશને ધાર્યો, અને એક દિને મજકુર કુતરીને અતિ ઘણી ઉશ્કેરીને તેના આંગપર છોડી દીધી, જેથી ગુસ્સાના અવેશમાં આવી તે પ્રાણીએ મજકુર મદદનીશને લોહીલુવાન કરી જમીનપર તોડી પાડયો. તે મરતો મરતોજ બચ્યો, અને લાંબે વખતે સાજો થયો. એ ઉપરથી મજકુર જમીનદારને ખુંનના વાંકની તજવીજ કરવાને માટે ઉભો કરવામાં આવ્યો, અને કોર્ટે તેને શિક્ષા ફરમાવવા ઉપરાંત પેલી કુતરીને પણ મારી નાંખવા ફરમાવ્યું. એ મુજબ થોડોક વખત મજકુર પ્રાણીને એક એકાંત જગે ગોંધી રાખવામાં આવી અને તે વેળા પોચરનો જન્મ થયો, કે જ્યારે બીજે ત્રીજે દિને પોતાની આગેની બંદોર સજાની ખાંત્રીમાં હોય વા ગમે તે સબબને લીધે તે પ્રાણી આ લોક જન્મ્યું

મેળી મરણ પામી. હૅગાર્ડને આ ખબર સાંભળતાં દિલગીરી લાગી. તે મજકુર બચ્ચાંને પોતાની સાથે લઇ ગયો, અને તેણે તેને પાળ્યું. તે પોચર હતી; અને કહે છે કે આ પ્રાણી બી પોતાના ધણીના બેહદ ઉપકારો સમજતું હોય તેમ પોતાના આ ધણીને મરણ સુધી સાચ્ચુંજ રહ્યું, ને હૅગાર્ડનાં મરણ પછી આ જાનવર પણ થોડાજ દિવસમાં મરણ પામ્યું.

જાણીતી સંગીતકાર **માડામ પાટી** બી કુતરાંઓની ઘણી શોખીન છે. **રીચી** નામના નાના કુતરા પર તેણીનો બહુ જીવ છે. આ કુતરો આ જાણીતી ગાયનકારને એક મેક્ષીકન મિત્રે આપ્યો હતો. આ રીચી બાદશાહી સુખમાં રહેલો છે—એટલે સુધી કે તેની શોખીન શેઠાણીએ ઉંચી જાતના રેશમનાં કિંમતી કપડાંઓ તેને શીવડાવી આપ્યાં છે, જેમાં સાત ભપકાભર્યા કોલરો બી છે! વળી સુવાને માટે એક કિંમતી ઝોળી તેને આપવામાં આવી છે, જેમાં આ લાડકવાયાજી બિરાજે છે. તે જ્યારે બહાર ગામ જાયછે ત્યારે મોટો ભાગ આ માની-તાને સાથેજ લઈ જાય છે.

આપણાં રાજ્ય કુટુંબમાં પણ કુતરાઓ પ્રત્યે શોખ વિશેષ છે. મરહુમ **શાહનશાહ એડવર્ડ** કુતરાઓના ખાસ કરીને શોખીન હતા. જેક નામનો એક **આઇરીશ ફૉકસ-ટેરીયર** એ નામદારનો ઘણો માનીતો હતો. મરહુમની પાયદસ્ત ક્રિયા વેળા પણ એક ખાસ ગાડીમાં તેમના માનીતા કુતરાઓને મરહુમનાં શબ પાછળ ચલાવ-વામાં આવ્યા હતા. આપણાં ભલાં **મહારાણીજી એલેકઝાન્ડા** પણ આ શોખમાં પોતાના ધણીનાં ભાગ્યાં છે. એ નામદારના માનીતા **સેન્ડ્રીંગામ પૉલ** અને **સેન્ડ્રીંગામ પેનઝી** નામના બે કિંમતી **'બુલ ડૉગો'** છે. આ જનાવરોપર રાણીજીનો ઘણો ભાવ છે, અને તેઓની સંભાળ લેવા તેવણે ખાસ માણસો રોકયાં છે. **પ્રિન્સેસ હેનરી ઓવ બેટનબર્ગ** પણ **'ફૉક્ષ-ટેરીયર'** જાતના કુતરા-ઓની ઘણી શોખીન છે. તે હંમેશ આવી જાતના બાર-પંદર કુતરા-ઓથી ઘેરાયલી જણાય છે. વળી આપણાં **શાહનશાહબાનું મેરી**

પણ " ફ્રેશી " નામની એક નાની કુતરીનાં ઘણું શોખીન છે, ને તેણીની સંગતમાં એ નામદાર પોતાનો ફુરસદનો ઘણો વખત પસાર કરે છે.

" ફુરસદ "

# " ધી ટાઇમ્સ " અને તેના અધિપતિ.

પેલા દુનિયામાં અમર થયલાં લંડનનાં " ધી ટાઇમ્સ " ની આબાદી, જાહેર કારકીર્દી, લાગવગ, અને ઓહોળા ફેલાવાથી કોઇબી થોડુંબી ભણેલું માણસ બિનમાહીતગાર હશે નહિં. આ પ્રસિધ પત્ર વિષે હજારો વાર હજારો ઠેકાણે હજારો વાત આવી ગઈ છે. તેનો અવાજ આજે સુધરેલી દુનિયામાં સનાસમાન થઇ પડયો છે. તેની કલમનો એકજ ગોદો ગમે તેવા તેહેકરાઇની હેંકારીમાં ફુગાયલા તવંગર ઉમરાવને શરમીંદગીની ખાકમાં લોટતો કરવાને પુરતો છે, જ્યારે તેની તરફની તારીફના સખુને એક મુફલેશને દોલતના ગંજ ઉપર બેસાડયો છે. તેના પત્રે જેટલી ઉઠલપાઠળ કરી છે તેટલી ઉઠલપાઠળ એક શાહનશાહ વટીક ભાગ્યેજ કરી શકે. એક લેખણ કાતીલ સમશેર કરતાં બી કેટલી જબુન છે અને એક લેખક તે વડે શું શું કરી શકે છે તેનો ઉત્તમ ખ્યાલ જોઇતો હોય તો " ધી ટાઇમ્સ " અને તેનો અધિપતિ પુરો પાડે છે. આ પત્ર ખાણગી માલેકીમાંથી બહાર પડી હવે એક મંડળીને હસ્તક ગયું છે તે વિષેની ખબર વર્તમાનપત્રોએ આપણને અજાયબીથી પુરી પાડી હતી.

" ધી ટાઇમ્સ " ની સેવાઓ વિષે વખતો વખત પુરતું લખાઇ ચુકેલું હોવાથી આજે તે વિષે લખવાની કશી જરૂર નથી. તેની હસ્તીની થોડીક વિગતો તેમજ તેના અધિપતિ રાજો વિષે થોડું જાણવાજોગ થઈ પડશે એવું ધારી આજે આ વિષય રજુ કર્યો છે.

" ધી ટાઇમ્સ " ની હાલની કુલના ચાલુ કારોબારી લૉર્ડ નૉર્થક્લીફ ( આગળ મી૦ હાર્મ્સવર્થ ) નું નામ આજે આપણ

કરેક વચ્ચે જાણીતું થઇ પડયું છે. તે જેમ પોતે માલેતોઝાર બન્યો છે તેમ વળી તેનાં પ્રયાસોએ સાહિત્યને અગત્યનો હિસ્સો આપ્યો છે. આજે તેનો કારોબાર એટલો તો બોહોળો થઇ પડયો છે, અને એવા ચુનંદા લેખકોને રોકવામાં આવ્યા છે કે તે કીર્તિ અને જરમાં વધ્યોજ જાય છે, પણ જાણવાયોગ્ય થઇ પડશે કે આ જાણીતો લેખક પોતે મગરૂરી લેય છે કે તેને પોતાની સાહિત્ય કારકીર્દીના પેહેલા પાઠો અને કિંમતી અનુભવ, પેલા દુનિયામાં પળોટાયલાં અને માનીતાં થયલાં અને હજુભી અતિ બોહેળો ફેલાવો અને પૈસે પૂર અને માલે તોઝારીમાં ટકી રહેલાં " ટીટ-બીટસ " ચોપાન્યાનાં લેખક "સ્ટાફ" માં નોકરી રહી મેળવ્યા હતા. તે આ તેના સહાસમાં હાલ પુર ઉમંગથી મંડયો છે. " ધી ટાઇમ્સ " ની હાલની ઓફીસવાળી જગ્યા તવારીખમાં જાણીતી છે, કારણ આ પુરાણી જગ્યા પર એક વેળા એક મજબુત **નોરમન** કીલ્લો આવ્યો હતો જે પોતાના અજીત-પણાં માટે તેમજ જુલમાત માટે પ્રસિધ હતો. આ કીલ્લાને માટે એક જુનો તવારીખનવેશ જણાવે છે કે એ ગરીબ અને નિરબળો ઉપર જુલમ અને હાંડેશા પાડવા માટે, લુટારાઓની લુટનું રક્ષણ કરવા માટે અને બદકારોને બચાવવાની ઉમદા નેમ માટે બાંધવામાં આવ્યો હતો. આ તો ટાઇમ્સ જેની વિરૂધ છે અને જેને માટે તે લડત ચલાવતું રહ્યું છે તેજ રૂઢી !

" ધી ટાઇમ્સ " ની છુટક નકલ ત્રણ પેનીએ મળે છે કે જે બીજાં વર્તમાનપત્રોની સરખામણીમાં આખાં " યુનાઇટેડ કિંગડમ " માં સર્વથી મોઘી કિંમત છે. જો કે તેને પ્રગટ કરવાને ૧૭૮૮ માં જે આપવું પડયું હતું તે કરતાં બમનો ખર્ચ હાલ થાય છે, તો પણ તેની કિંમત હાલ વધારવામાં આવી નથી. ૧૭૯૬ માં તેની કિંમત નકલ દીઠ સાડાચાર પેનીની કરવામાં આવી હતી જયારે ૧૭૯૯ માં તેજ નકલ છ પેનીએ વેચાઇ હતી. ૧૮૦૬ માં પાછો વધારો કરવામાં આવ્યો અને છુટક નકલ સાડા છ પેનીએ વેચવામાં આવી. જયારે ૧૮૧૫ માં તો તેના માલેકોએ નકલની કિંમત એકદમ સાત પેનીની કરી નાખી. ૧૮૩૬ માં કિંમત પાછી નિચી કરવામાં આવી અને પાંચ પેનીએ કાહવામાં આવ્યું. આ કિંમતમાં વધુ ઘટાડો

કરવામાં આવ્યો. ૧૮૫૫ માં ચાર પેની કરી નાંખવામાં આવી. થોડાં વર્ષો ગબડી ગયાં અને ૧૮૬૧ માં વળી પાછો ઘડાડો થયો. તે વર્ષથી આજ સુધી એક નકલની ત્રણ પેની ટકી રહી છે. "ધી ટાઇમ્સ" ને હસ્તીમાં લાવનાર દાખલ જૉન વૉલટર (પેહલો) કેહેવાય છે. તેની હૈયાતીનાં પેહેલાં વર્ષો દરમિયાંન તેની સામે ઘણો ધુમારો થયો, કારણ આ મહાન પત્રની નેમ તે વેળા એવીજ હતી કે ધાસ્તી વિના બધાનાં લોપાળાં બહાર કાઢવાં. તેનો અધિપતિ તો વધુ આગળ ચાલ્યો અને મોટાં મોટાં સ્ત્રી પુરૂષોની અનેક ખરી ખોટી નિંદાઓ કરવા માંડી. આથી તો મોટી હોહા થતી રહી અને કેટલેક ઠેકાણેથી તો માલેક સાહેબનાં કોઠાં રંગવાનીબી કોશેશ થઇ. ૧૭૮૯માં આખરે અધિપતિ રાજની ખબર લેવાઇ. આ વાલટર સાહેબને એ વર્ષમાં ડયુક આવ યોર્કની ખોટી બદનક્ષી કરવા માટે ૫૦ પાઉન્ડના દંડની, એક વર્ષના કેદખાનાની, તેમજ તે વેળાનાં પેલાં ઘાટકી "પીલરી" યંત્રમાં એક કલાક જકડાવાની સજા થઇ. અધુરાંમાં પુરૂં કેદમાંથી બહાર નિકળ્યા પછી સાત વર્ષ વેર સારી ચાલ ચલાવવા માટે હાથ મચકડા લખાવવામાં આવ્યા તે તો જુદા! ગરીબ બિચારા અધિપતિ રાજ! તેવણને યંત્રની સજામાંથી તો જેમ તેમ બાકાત રાખવામાં આવ્યા પણ કેદખાને તો શીધારવું પડયું. જ્યારે વોલટરને કેદખાને રાખવામાં આવ્યો હતો ત્યારેજ વળી બીજી બે બાબદોએ ઉશકેરાત ફેલાવ્યો. તેવણના પત્રમાં તે વેળાના પ્રિન્સ ઑવ વેલ્સની નીંદા કરવા માટે અને ડયુક ઑવ કલેરંશ રજા વિના પોતાનું વહાણ છોડી જવાથી બંદોબસ્તનો ભંગ થયો હતો તે માટે ઠપકો આપવા માટે બીજી બે બાબદો પ્રગટ થઇ. આ માટે વળી તેની કેદની મુદતમાં એક વર્ષનો વધારો કરવામાં આવ્યો અને બસો પાઉન્ડની બીજી ચાટળી ચોંહોટી! અંતે સોળ મહિનાના કેદખાના પછી તેઓને છોડી મુકવામાં આવ્યા. આવી રીતે જાહેર કારકીર્દીની શરૂઆતનાજ દાયકામાં આ કડવો અનુભવ મળ્યો. 'ધી ટાઇમ્સ' તોપણ પોતાની હિમતવાન રહીને વળગીજ રહ્યું અને ત્યાર પછી તો બીજી એવી ઘણીક આફતો ખેંચી આજે પોતાની બહાદુર, અપક્ષપાત રહીને લીધે તેને દુનિયાની પ્રીતિ ખેંચી છે. તેની જાહેર સેવાઓના ઘણા સુંદર દાખલાઓ વેર

વિખેર થઇ પડયા છે, પણ આજે તો આપણે તેના અધિપતિઓ વિષેજ જાણુવા માંગતા હોવાથી એ કોઇ બીજા વિષય માટે મુલતવી રાખીશું.

આ વર્તમાનપત્રોના શાહુ કે જેની ડાહુપણભરી સત્તાહુથી લડાઇઓ થતી અટકી છે, કાવત્રાંઓને ઠગાઇઓની વખતસરની શોધ કરી પ્રજાના લાખો પાઉન્ડ બચાવ્યા છે. અને એવીજ હજારો સેવા બજાવી શકયું છે, તેના બાબમાં જાણવાયોગ્ય એ છે કે તે જુવાન અધિપતિઓથીજ આવું રૂડું પરિણામ ઉપજાવી શકયું છે. દાખલા તરીકે જાણીતો અધિપતિ મી૦ જ્યોર્જ ઇ. બકલ છવીસમે વર્ષે આ પત્રના "સ્ટાફ"માં જોડાગો અને ત્રીસ વર્ષે તો તેનો અધિપતિ થયો. અત્રે ખુલાસો કરવો ઘટે છે કે આ પત્રના 'સ્ટાફ'માં જોડાવું એ એક મોટું માન છે અને એ માન મેળવવા માટે ચુનંદામાં ચુનંદા લેખકો તરેહવાર ફાંફા મારે છે. પ્રજામાં લખણુ કરીને અતિ ઘણા પકાયા અને જાણીતા થયા પછીજ એક કાબેલ કલમકશ માટે 'સ્ટાફ' માં દાખલ થવાનો કદાચ ચાન્સ મળે છે. 'સ્ટાફ' માં રહ્યા પછી અતિ ઘણી ચાલાકી અને બુદ્ધિ હોય તોજ કોઇજ ભાગ્યશાળી પુરૂષ તેના તંત્રીની સર્વેથી માનભરી ખુરસી પર બિરાજી શકે છે. ત્યારે આ અધિપતિ આટલી જવાન વયે આવો જોખમભર્યો ઓધો પામ્યો તેજ તેની બાહોશીની જામીનગીરી છે. મી૦ ડીલેન જેનુ નામ આ પત્ર સાથે સદા જોડાયલું રહેશે અને જેના ૧૮૪૧ થી ૧૮૭૭ ના શાલો દરમિયાંનના અધિપતિપણાં હેઠળ "ધી ટાઇમ્સે" કીર્તિ દેવીની સર્વેથી ઘણી દોસ્તી માંડી હતી, તે માત્ર ત્રેવીસ વર્ષની જવાન વયે આ પત્રનો અધિપતિ નેમાયો હતો. આ શખ્સ લેખક થવાને માટેજ જનમ્યો હતો. તેના રસરસતાં લખાણોએ જેવી ઉંડી અસર કરી હતી તેવીજ અસર કરવાનું ભાગ્યે કોઇપણ લેખકનાં નસીબમાં સરજાયું હશે. આ ભાગ્યે જીણી મુછ બી જોવા પામેલા લેખકના લખાણોથી મોટા અમીર ઉમરાવોબી ધ્રુજતા હતા અને તેની મેહેરબાની મેળવવા તરેહવાર યુક્તિઓ કરતા હતા. વાજબીજ કેહવાયું છે કે જો આ ડીલેન જનમ્યો નહિં હતે તો " ધી ટાઇમ્સ " આજની જેવી ચહતી જોવા પામત નહિં. તેના બાહોશીના અનેક

દાખલાઓ જણાવ્યા છે. તે જેવી યુક્તિથી ખાનગીમાં ખાનગી ખબર મેળવવા ફત્તેહ પામતો હતો તેવી એકેકી યુક્તિ કોઇ લેખકના સ્વપ્નમાંથી ભાગ્યેજ હશે. જરા રતી "હીન્ટ" તેને મળતી કે તેના અનુમાનોથી આબાદ તે ખરી વાત પ્રજા સનમુખ રજુ કરતો જેથી સત્તાવાળાઓબી દાંતમાં આંગળાં પકડતા કે આટલી છુપી વાત બહાર જવા વટીક કેમ પામી હશે! તેની ચતુરાઇ અને બાહોશીના દાખલાઓમાંથી અત્રે એકજ આપેલો પુરતો થઇ પડશે.

ડીલેન એક વેળા આખી દુનિયાની રૂતુથી માહીતગાર વિદ્વાન સાથ જમવા બેઠો હતો. તે શ્રહરથે વાતચીત કરતાં ઓચીંતુ કહ્યું, "મને સમજ નહિં પડતી કે લૉર્ડ નોર્થબ્રુકને હિંદુસ્તનાનની રૂતુ વિષે મત પુછવા મારી આગળ શું કામ આવવું પડયું હશે?" આ વાકય પછી વાત તરતજ ફેરવાઇ ગઇ, પણ ચતુર ડીલેનને સમજ પડી ગઇ. બીજીજ સહવારે "ધી ટાઇમ્સ" માં ખબર આવી કે લૉર્ડ નોર્થબ્રુકને હિંદુસ્તાનના વાઇસરોય નેમવામાં આવ્યા હતા. આ ખબરે હોહો ફેલાવી. પેલો વિદ્વાન પોતેબી ઘણોજ અજબ થયો. તેને પોતાને આ વિષેની ખબર હતી નહિં. સત્તાવાળાઓનીબી અજાયબી કાંઇ થોડી હતી નહિં, કારણ તેઓબી એ બાબદથી અંજાણા હતા. આ ખબર ખરી હતી, પણ તે માત્ર વડા વજીર અને લૉર્ડ નોર્થબ્રુક શિવાય કોઇનેબી ખબર હતી નહિં, બધાને ખબર તો 'ધી ટાઇમ્સેજ આપી હતી. ડીલેન ખાનગી ખબરો મેળવીને તે સમજી જવામાં અને તેપરથી અનુંમાનો ઉપજાવવામાં કેવો ચતુર હશે તેનો આ એક દાખલો છે.

"ધી ટાઇમ્સ" અધિપતિઓને પગાર આપવામાંબી અવ-ધીજ કરે છે. સર્વથી મોટા પગારવાળા કેબીનેટ મીનીસ્ટરોબી એથી વધુ પગાર ભાગ્યે મેળવતા હશે! દાખલા તરીકે ડીલેન અધિપતિ થયો ત્યારે તેને વર્ષે ચાર હજાર પાઉન્ડ મળતા હતા. તેની પછીના અધિ-પતિ થોમસચેનરીને તો તેથીબી વધુ મળતા હતા, કારણ કામ વધ-વાથી તે પગાર વર્ષે પાંચ હજારનો કરવામાં આવ્યો હતો. આ અધિ-પતિ રાજબી ઘણોજ બાહોશ હતો. તે બાબાઓ છિપી જવામાં તો ઘણોજ ચપળ હતો. તેને ક્રીમીયન લડાઇ વેળા ખબરપત્રી તરીકે

"ધી ટાઇમ્સે" કોનસ્ટનટીનોપલ મોકલ્યો હતો, જ્યાં થોડી મુદતમાં પોતાનાં કામ ઉપરાંત જરાસ્તી ફુરજત પડતા વખતમાં તે અરેબીક ભાષા શિખ્યો અને તેમાં એટલો બધો આગળ વધ્યો કે ઇંગ્લાન્ડ પાછો ફરતાં "ઓક્ષફર્ડ યુનીવરસીટી" એ તેને અરેબીકના હોડીયન પ્રોફેસરની જગ્યા આપી. તે ત્યાર પછી "ધી ટાઇમ્સ" નો અધિપતિ થયો, તોપણ સાથે સાથે પોતાની આ વધારાની ફરજ બજાવતો રહ્યા હતો. તેની પછી મી० જ્યૉર્જ બકલ અધિપતિ થયો. તેનેબી પાંચ હજાર પાઉન્ડજ વર્ષે મળે છે. આ ઑગસ્ટ માસમાંજ મી० બકલ 'રીટાયર્ડ' થયો છે અને "જોહાન્સબર્ગ સ્ટાર" ના માજી અધિપતિ મી० રૉબીનસને આ પુરાણું પત્ર અને તેની કીર્તિનો અખત્યાર લીધો છે.

"માસિક હિંદી–આફ્રીક."

# રાજવંશી રમકડાંઓ.

## (રાજવંશી બચપણુની રમતનો એક સંગ્રહ.)

ઇંગ્લાન્ડના રાજકુટુંબનાં બચપણનાં રમકડાંઓનો એક મોટો ઢગ બકીંગાહામના મેહેલના એક ખાસ ભાગમાં સંઘરવામાં આવ્યો છે. આ રમકડાંઓ વડે રાજાઓ અને રાણીઓ, શાહાજાદીઓ અને શાહાજાદાઓ રમ્યાં છે, અને તેથી તે એક ખાસ કિંમતી સંગ્રહ તરીકે ઘણી જેહમતે આજ તક જાળવી રાખવામાં આવ્યાં છે.

એ સંગ્રહમાં એક નાનો લાકડાનો હીંચકા ખાતો ઘોડો છે, જે આપણા મરહુમ શાહનશાહ ઍડવર્ડને તેવણના પિતાશ્રીએ એમની પાંચમાં વર્ષની સાલગરી પર ભેટ આપ્યો હતો. આ ઘોડાંના માથાપર આપણા એ શાહનશાહે પોતાને હાથે નાહનપણમાં "ઍડવર્ડ" કરી નામ કોતર્યું છે, જે પહેરાણાંઓને ખાસ ઉકેલખુબી આજે બી બતાવવામાં આવે છે. આ ઘોડા પછીની બીજી કિંમતી

ભેટ સ્ટીલની બનાવેલી એક સુંદર ગાડીપર લાદેલી અઢાર ઈંચ લાંબી ધાતુની બનાવેલી એક નાની ટોપ છે. આ ભેટ આપણા મરહુમ શેહેનશાહને મરનાર ડયુક ઑવ કૅમ્બ્રીજે આપી છે, ને એ નાનું રમકડું હુન્નરમંદીનું એક કીમતી પરિણામ કહેવાય છે. આ ટોપમાંથી સુંદર દેખાવની નાની ગોળી સો વાર દુર ફેંકી શકાય છે. આ ભેટ એવણને સાતમાં વર્ષને દિને મળી હતી, પણ માતુશ્રી વિકટોરીયાએ તે તેવણને દસમાં વર્ષ સુધી વાપડવા દીધી હતી નહિં. ત્યાર પછી એક જાણીતા સિપાહની હાજરીમાં આ રમકડાં સાથે તેવણને રમવા દીધામાં આવતા હતા, અને તે સુખવાસી બચપણના સુખી દિવસની યાદ આપતી આ સુંદર ચીજ હજી ઘણી સંભાળથી સાચવી રાખવામાં આવી છે.

ઈંગ્લાન્ડના માજી રાજા વિલ્યમ ચોથાએ પોતે ઉપજાવી કાઢેલા પ્લાનપરથી પોતાને હાથેજ બનાવેલું એક સુંદર નાનું વહાણ પણ એ સંગ્રહમાં આગેવાન જગ્યાએ ગોઠવવામાં આવ્યું છે. આ વહાણ રાજા વિલ્યમની કલ્પનાશકિતનુ એક સુંદર પરિણામ છે, ને તે એ નામદારની ઉંચી કરામતનો ખ્યાલ આપે છે. આ રમકડું રાજકુટુંબમાં અતિ માનીતું છે. એ ભાગ્યશાળી રમકડાં વડે રાજા વિલ્યમ ઉપરાંત મરહુમ માતુશ્રી વિકટોરીયા, શાહાનશાહ ઍડવર્ડ અને આપણા રાજપતિ જ્યૉર્જ તેમની બચગીમાં રમ્યાં હતાં. આપણા રાજપતિને તો એનો અતિ ઘણો શોખ હતો. વિંડસરના મેહેલ નજદીક આવેલાં 'વરજીનીયા વૉટર'નાં પાણીમાં એ વહાણને તેઓ ઉમંગથી તરાવતા મજકુર મેહેલમાંના વસવાત દરમિયાંન વારંવાર નજર પડતા હતા. હજી બી તે બચપણના સુંદર વખતની યાદ આપતાં આ રમકડાંને તેઓ વારંવાર વહાલથી તપાસેછે.

આ સંગ્રહમાં શાહાનશાહબાનું ઍલેકઝાન્ડ્રાની એક 'ડૉલ' પણ સર્વેનું ધ્યાન ખેંચે છે. આ ડાલી વતિ આપણાં રાજમાતા પોતાનાં બચપણના દિવસોમાં રમ્યાં હતાં, ને એ ઢીંગલીને પોતે સીવીને પેહેરાવેલો પોશાક બી ત્યાં જાળવી રાખવામાં આવ્યો છે. આ પોશાક સીવતી વેળા તેઓને ભાગ્યેજ ખ્યાલ આવ્યો હશે કે તેઓની દુનિયાના સૌથી મહાન અને ઉમદા રાજકર્તા સાથ જોડાવાની

સરજત હશે ? થોડા વખતની વાત ઉપર મરહુમ શાહનશાહ સાથ વાત કરતાં તેઓએ આ ઢાલ વિષે ઇશારો કર્યો હતો, જે પરથી તે નામદારે આ ઉમદા અને ભાગ્યશાળી ઇધાણીને ખાસ **ડેનમાર્ક** પોતાના રાજવંશી સાળાપર લખીને હુંડાવી મંગાવી હતી, ને હાલ તેને મજકુર સંગ્રહસ્થાનમાં એક ધ્યાન ખેંચતી જગ્યાએ મેળવવામાં આવી છે.

આગના **બુમ્બાનો** એક નાનો ‘ મૉડલ ’ બી ત્યાં નજર પડે છે, જે આપણા **શાહનશાહ જ્યૉર્જે** પોતે બનાવ્યો છે. એ એક ઘણો સુંદર નમુનો છે જે એ નામદાર બચપણમાં પણ કેટલા હુશીયાર હતા તેનો ખ્યાલ આપે છે. વળી ત્યાં રાખેલો નામદાર **ડયુક ઑવ કાનાટે** બનાવેલો એક સુંદર **લડાઇનો વાવટો**, અને **મરહુમ ડયુક ઑવ ઍડીનબરોએ** બનાવેલી એક હલકી **પવન–ચક્કી** પણ જોવા લાયક છે, અને **શાહનશાહ જ્યાર્જે** બનાવેલું એક **પતંગ** બી ત્યાં સારીજ જગો રોકે છે. **શાહજાદી વિકટોરીયાને મરહુમ ઍમપ્રેસ ફ્રેડરીકે** આપેલો **પૅરીસનાં એકઝીબીશન** ’ નો એક સુંદર રૂપેરી ‘ **મૉડલ** ’ બી હુન્નરમંદીની બેમુલ નિશાની છે. આ ભેટ અતિ ઘણી સુંદર છે, અને તેની કિંમત હજારો પાઉન્ડની અંકાય છે.

આપણા **મરહુમ શાહનશાહને માજી જરમન શાહનશાહબાનુંએ** ભેટ આપેલો દરિયામાં પોતાના લાયક પોશાક સાથનો ડુબકી મારનારનો એક ‘ મૉડલ ’ એથી બી કિંમતી ગણાય છે. આ હુન્નરમંદીના નમુના પાછળ એક સૌથી કીસબી પૉલીશ હુન્નરમંદને રોકવામાં આવ્યો હતો, જેણે મોટા ખર્ચ પછી વર્ષોની મેહેનતથી આ દિલકશ ચિતાર તૈયાર કર્યો હતો.

આવાં આવાં તો આ સંગ્રહસ્થાનમાં ઘણાંએક જોવા લાયક કિંમતી રમકડાંઓ છે, અને બાદશાહી કુટુંબનાં બાળકોને પોતાના આ રમકડાંઓની અતિ ઘણી સંભાળ લેતાં શિખવવામાં આવે છે. જ્યારે એક રમકડું તેના બાદશાહી વાપરનારને ગમત આપતુ બંધ પડે છે ત્યારે તેને નામદાર શાહનશાહબાનું તપાસે છે, અને જો

રાખવા યા સંઘરવા લાયક દીસે છે તોજ મજકુર ઓરડામાં તેને પાછી જગા આપવામાં આવે છે. જો એટલું બધું સુંદર તે હોતું નથી તો શાહનશાહી કુટુંબ સાથ સગાઇથી જોડાયલાં કોઇ ઉમરાવી કુટુંબનાં બાળકને ભેટ આપી દેવામાં આવે છે.

આ સંગ્રહસ્થાનની શરૂઆત નામદાર શાહનશાહ ઍડવર્ડેજ કરી હતી, અને અતિ ઘણી સંભાળથી ચુટેલાં કંઇક પાંચસો રમકડાંઓજ ત્યાં ગોઠવવામાં આવ્યાં છે, જેમાંનાં થોડાંક વિષે આજે આપણે ઉપર વાંચ્યું.

આ ઓરડો શાહનશાહી કુટુંબને અતિ ઘણો પ્યારો છે, કારણ ત્યાં તેઓનાં બચપણના રમત્યાલ દિવસની ઘણીક સુંદર યાદો જોડાયલી મળી આવે છે, અને તે સર્વે બાદશાહી પહરોણાંઓને ખાસ ઉમંગથી દેખાડવામાં આવે છે.

"ફુરસદ'

---

# પાક ફર્જની સેવામાં જાનનું બળીદાન ધરનારા થોડાક વિરલા તબીબો.

આપણા ઉંચા ધંધાઓમાં સર્વેથી ગંભીર, ઉપયોગી અને આશીરવાદભર્યો વૈદક ધંધો છે. એક કાબેલ અને ભલો તબીબ પોતાની એકાંત પણ ઉપયોગી ને ઉદ્યોગી જીંદગીભર જેટલી જન સેવા બજાવે છે તેટલી બીજા કોઇબી ધંધાનો શાગેર્દ બજાવતો નથી. એક ભાઇબંધ મનુષ્યનું કાતેલ દરદ દૂર કરી તેને રાહત બખ્શતાં જે સંતોષ તે પોતે મેળવે છે, તેજ તેને મનથી મોટો બદલો છે. કુટુંબો ને રાંડી રાંડોનો કોઈ પરમાર્થી પાળનાર મુરબ્બી, યાતો નિરદોષ બચ્ચાંઓનો કોઇ બચરવાલ બાપ, કોઇ હેતાળ દીલસોઝ માતા, વહાલી બેહેન યા ઉમદા ભાઇ, પ્યારી પરણેતર યા વહાલથી વીંટીટો પડનારો સરતાજ ભરથાર જ્યારે પોતાના કાતેલ દરદથી સરબસર હેઠી બનેલો પાછો

તંદુરોસ્તી મેળવવા પોતાના જેવાજ પણ એક ફરેસ્તાઇ એલમ હાંસલ કરનારા તબીબ તરફ જે આશા ભરી, વિશ્વાસ ભરી, દયાવંત કાકલુદીની નજર ફેંકે છે, તેની આસપાસનાં જે ઉમેદથી પોતાના બચાવનાર તરીકે તેને નિહાળે છે,—ઓ, તે દેખાવમાં સારી દુનિયાનો દયાજનક અને લાગણી ઉશ્કેરનારો કીસ્સો સમાઇ રહયો છે!—અને વળી જ્યારે તે બાઇબંધ મનુષ્ય પાછી પોતાની દેહ મેળવે છે ત્યારે તેજ મંડળની આભારી આંખોના તેજમાંજ ઇશ્વરી સુખ વ્યાપી રહયું છે! અય તબીબ, તારા પોતાનાં અંતઃકરણના ખરા સંતોષમાંજ, કકળતી આંતરડીઓના ખરા દુવા ને આશીરવાદમાંજ તારૂં સઘળું સુખ આવી રહયું છે! તે સુખ શું છે તેનો ખ્યાલ તો તેનેજ આવશે જેને આય ખરો ફરેસ્તાઇ હુન્નર હાંસલ કર્યો હશે!

મગર એક તબીબ થવું તે શું છે તેનો ખરો ખ્યાલ કેટલો થોડો ફેલાયલો છે? જાણે તબીબપર ખુદાએજ હાટયો હોય તેમ હમેંશ બિન હાંસલની સેવા આપવા તેનીપર પોકારો ને ફરિયાદોજ ઉભરી નિકળે છે. એક તબીબ થયો એટલે તેને પ્રજા સેવા મુફતની બજાવવીજ જોઇયે. એક ધરમનું પવિત્ર મકાન બાંધવાની ફી તરીકે એક મોટી રકમ તેનો ઇજનેર લેવા ચુકતો નથી અને તે માટે કદી સવાલ ઉઠાવવામાં આવતો નથી. ધાર્મીક ક્રિયાઓમાંથીબી મોટી મલાહી હાઉ કરી જનારાઓ યા ખરા લાયકોને ગરીબ ગુરબાંઓનીબી ચરબી ઉતારી લેનારૂં "બીલ" કરનારા વકીલ-બારીસ્ટરો માટે કદી ચુનોચેરા થતી નથી, જ્યારે એક તબીબ જાણે પોતાની મુફત સેવા આપવા કાયદાથી બંધાયલોજ છે! તેમાં જરાબી ગફલતી થઇ કે માર્યો ઠાર—મહા ચકચાર ઉઠેલીજ છે. અલબતાં એ ફરેસ્તાઇ ધંધાના ઉમદા સભાસદો પોતાના બાઇબંધોનું દુઃખ ટાળવા પોતાના એલમથી, જ્ઞાનથી, સેવાથી બહાર પડવા કદી અચકતા નથી, મગર આપણેબી જાણવું જોઇયે છે કે એબી એક પેટનું પુરૂં કરવાનો ધંધો છે, "એટલે સખાવત ઘરથી શરૂ થવાનો" નિયમ તેમાંબી મોજુદ છે.

પાંચ-સાત વર્ષની માથાઝીક પછી, ખરચ ખુંટણની તરેહવાર ફીકરો પછી, કાતેલ દુઃખદરદોના રાત દિવસના સમાગમથી જીંદગી-

નોની જોખમ ઉપાડીને એક તબીબને એ એલમ હાંસલ કરવાનો છે અને ત્યારે એ સઘળી મુશ્કેળીમાંથી બહાર નિકળતાં તેને પોતાના ભવિષ્ય તરફથી જોવાનું છે, તે સાથે વળી તે પોતાના પાક જ્ઞાનની બિનહાંસલ સેવા આપવાબી સદા તૈયાર છે! ઘણા તબીબોએ પોતાની પાક સેવામાં પોતાના પ્યારા, જવાન, આશાવંત, કાચગરા જાનબી ખોહ્યા છે, અને ત્યારે દુનિયાએ તેઓની શી કદર બુજી છે?

એકાદ કાતેલ દરદને મહાત કરવાની રાત-દિવસની જીવતોડ કોશેશો કરતાં કમનસીબે તેઓ પોતે તેના ફાંદામાં સપડાયા છે અને પરિણામમાં એલમના ગુલજારપર પોતાના કિંમતી જાનનું બળીદાન ધર્યું છે. એવા થોડા વિરલા તબીબોના સ્વભોગથી આજે તમને વાકેફગાર બનાવવાની નેમ રાખી છે.

થોડા માસની વાત ઉપરજ આપણે વર્તમાનપત્રો મારફતે આપણાજ દેશમાં ડૉકટરો પેનલ અને બારનેટના દુઃખભર્યા અંજામો જાણ્યા છે. એક ઝેહેરી દરદના કમનસીબ બિમાર પર વહાડ-કાપ કરતાં એક પછી એક આ બંને વિરલા તબીબો તેના ભોગ થઇ પડયા અને પરિણામમાં તેઓની ઉપયોગી હસ્તી બંધ થઇ ગઈ.

નોટીંગહામ ખાતે ગયે વર્ષે નિપજેલાં ડૉ૦ આરથર શાર્પનાં મરણેબી આ વિષય માટે એક પાત્ર પુરૂં પાડયું છે. આ તબીબે લોહીના ઝેહેરની બિમારીથી મરણ પામેલાં એક બાળકની લાશની તપાસ લેતાં એક અતિ ઘણો બારીક જખમ મેળવ્યો. કમનસીબે આ છીદરમાંથી તે કાતેલ ઝેહેર તેનાં પોતાનાં શરીરમાં ફેળાઇ ગયું અને અંજામમાં તેબી એજ દરદના ભોગ તરીકે આશાવંત મુઓ.

થોડા વખતની વાત ઉપર પારિસમાં આવોજ એક દિલગીરીભર્યો બનાવ બન્યો હતો. મેનીલમોંતનાં નામનાં ગામમાં વસતી બે બાઈઓ-મા-દિકરીને ગળસુણાનું દરદ લાગુ પડયું હતું, જેમની સારવાર માટે ડૉકટર રાણુએલ નામના એક જવાન ફ્રેન્ચ તબીબને બોલાવવામાં આવ્યો હતો. દરદ એટલું બધું જડ ઘાલી બેઠું હતું કે સાધારણ ઉપચારોથી તે સમી જાય એવું આ તબીબને લાગ્યું

નહિં. તાકીદે ઝેહેર બહાર કાઢી નાખવાનો એકજ ઉપાય હતો. પોતાના પવિત્ર ને ફરેસ્તાઇ ધંધા તરફની પાક ફર્જ બજા લાવવા અને પોતાના બંને દરદીઓનો જાન બચાવવા તે પોતે આ ઝેહેર મોંઢા વતી ચુસી બહાર કાઢી નાંખવા તૈયાર થયો. તે જાણતો હતો કે આમ કરતાં તે પોતે પોતાનો જવાન જાન ભયમાં મેળતો હતો.—મગર તે ડગમગ્યો નહિં—પાછળ હઠયો નહિં. આ સેવટનો ઉપાય અમલમાં મેળ્યો. પરિણામમાં પેલાં મા-દિકરી સાજાં થયાં ખરાં, પણ ધાસ્તી રાખવા મુજબજ, બિચારો આ જવાન તબીબ તે બુરા મરજનો ભોગ થઇ પડયો અને પોતાના આશીરવાદ ભર્યા એલમના ચરણે પોતાના જવાન અને એમુલ જાનનું બળીદાન દીધું ! કયો ધંધો આવી રીતે પોતાના બેટાઓનો સ્વભોગ રજુ કરે છે ?

તબીબી વિદ્યાને વધુ આગળ વધારનારી 'ઍક્સ-રેઝ' નામનાં કીરણોની શોધેબી ઘણા કાબેલ જિરલાઓને જમદેવને સોંપ્યા છે.

૧૯૧૦ માં આ રૂઢીના બારીક અખતરાઓ કરતાં એક યંત્ર અકસમાતિક પોતાના ચેહેરાની બહુજ નજદીકમાં ધરતાં જાણીતો **પ્રોફેસર હેરી કોક્ષ** એક ઘણાજ જબુન દરદમાં ઘેરાઇ ગયો. બિચારાની જીંદગી ધૂળ વળી ને રીબી રીબી 'Xray Dermatitis' ના ભોગમાં ખલાસ થઇ ગયો. ડૉ૦ હૉલ્લ ઍડવર્ડસની કરૂણારસિક કહાણીથી મારા વાંચકો માહીતગાર હશે. માણસનાં શરીરને આરપાર દેખાડનારાં ને દરદો સારાં કરનારાં રૅન્ટજન યાને **Xrays** કીરણોના કાબેલ અભ્યાસી તરીકે આ તબીબરાજ પ્રખ્યાતીમાં આવ્યો. પણ એ કવિ કહે છે તેમ 'The path of glory leads but to the grave' ની કહેતી ખરી પડી. તેની પ્રખ્યાતીની ભૂમીએજ તેનું સત્યાનાશ વાળ્યું. એ ઉપાય સાથના રાત દિવસના સમાગમે તેના પોતાના બે હાથો બળી જળી ગયા અને અંજામમાં તે બિચારો દુનિયાથી ઉખડી ગયો છે. તેના નાશથી દાઝી મરહુમ રાજપતિ ઍડવર્ડે તેને એક ગુજારો બાંધી આપ્યો છે અને આજે તે એક તમામ ગમગીન, ગમખાર, જીંદગીએ સબડે છે.

૧૯૦૫ નાં સાલમાં બીજી એક ઉપયોગી જીંદગીની જોત બુજાઇ ગઇ. નામાંકિત ફ્રેન્ચ તબીબ મોં૦ રેડીગેટની જીંદગીના

સંકટોને વેદનાનો એ વર્ષમાં અંતે છેડો આવ્યો. ચાલુ ને જોખમ-ભર્યાં અખતરાઓમાં તે મંડયો–મચ્યો રહયો હતો. આ નવી શોધથી દુનિયાની રાહતમાં વધારો કરવાના પ્રયાસમાં તેની પોતાની જીંદગીની મોજ સમાઇ ગઇ હતી, મગર કુદરતના ખેલને કોણ સમજે છે ? તે બિચારોબી 'Xray dermatitis'ના બુરા મરજમાં સપડાઇ ગયો. મહીનાઓની વેદના તેણે ખમી. છેવટે દયાવંત મોહોતે અંતે તેનાં સંકટોમાંથી મૂકતી અપાવી.

"ઍકસ–રેઝ'ની શોધના અખતરાએ બીજાબી બે જાનો લીધા છે. મહાન શોધકરાજ થામસ એડીસનનો વડો મદદનીશ કલૅરંસ ડેલી અને ન્યુયોર્કવાળો ડાકટર લુઇ વયગેલબી પોતાના ધંધાની પાક અને પવિત્ર ફર્જમાં જાનથી જવાબ આવી ચુકયા છે.

ગુસાવાળા કીરણોના તાપમા લુઇનું શરીર સપડાઇ ગયું, જુદા જુદા ભાગો રદ થતા ગયા અને અંતે સાત સાત વખત વહાડકાપ કરાવયા છતાં ૧૯૦૮ માં તેની રદ થઇ ગયલી, દુખી ને ઉમદા જીંદગીની આખેરી આવી. ડેલીબી પોતાની પવિત્ર દેવીનાં ચરણે જાનના ભોગ સુધી વળગી રહયો. તેનો ડાબો હાથ પહેલો સપડાઇ ગયો. અંતે તેને વહાડકાપથી છુટો કરવામાં આવ્યો. હવે વારી આવી શરીરના બાલોની જેના પરિણામમાં મુછ, ભવાં વગેરે વગેરે કોહી ગુમ થવા માંડયાં. અહીંજ તેના દરદનો છેડો આવ્યો નહિં. આખો જમણો હાથ હવે સપડાયો, ચાર આંગળાં કાપી કઢવામાં આવ્યાં, તોપણ તેનું જણુન દુઃખ કમતી થયું નહિં. આખરે તે હાથબી સરજ્યનને હાથ અંજામ પામ્યો. હજીબી કીસમતનો કેહેર અટકયો નહિં. બાકીના આસબાબ સાથેબી તેને ગગડી રાખવા કુદરતે મન કર્યું નહિં. ૧૯૦૪ માં અંતે મહીનાઓની વેદના પછી તે બિચારો ગુજાર પામ્યો.

ડૉ૦ સેનેકા પૅાવેલે કારબૉલીક ઍસીડના ઝેહેરના ઉતાર તરીકે કામયા "ઑલકોહોલ" માટે અખતરા ચલાવ્યા, પોતે પેતાપરબી અજમાયી જોયું અને અંજામમાં બિચારાએ પોતાનો જાન ખોહયો.

**પારિસની "ઍકેડમી ઑાવ મેડીસીન"** ના જાણીતા ઉસતાદનું મરણબી પોતાના ધંધાની બજાવણીમાંજ નિપજ્યું હતું. આ તબીબ **ડૉ૦ જાકસ આનટોઆન રેગનીયરે "નેકર આસ-પીટલ"** માં એક દરદીની લાશ ચીરતાં પોતે એક બુરો રોગ પકડયો, જેના ભોગ તરીકે તે અમર થયો છે. પોતાના દિલગીર થતા ગોઠયાઓને મરણનાં બિછાનાંપર તે નસીહત દઈ ગયો છે કે "તમે ગમ કરોના, કારણ જેમ રણક્ષેત્રમાં પોતાની પાક ફર્જની જાળવણીમાં એક સિપાહ બચ્ચો ખુશાલ પોતાનો જાન આપે છે તેવાં દલેર મોહોતને હું આધીન થાવું છું. હું મારા પાક એલમની ફેશાનીમાં મારા જાનનું બળીદાન હાજર કરૂં છું. જ્યારે તમે આ ખરો ફરેસ્તાઇ પણ જોબમભર્યો હુન્નર હાંસલ કરો છો ત્યારે એવાજ એકરારથી દાખલ થાઓ છો કે તેની બજાવણીને ફર્જમાં તમારા મોટામાં મોટા સ્વભોગબી આપશો અને હરકોઈ પળ જાનના બળીદાનથીબી તૈયાર રહેશો." કેવો ઉમદા સબક! મારા ભાઈબંધ તબીબ, એ તારી જીંદગીની નેમ છે—એ તારી હસ્તીને છેડો છે.

૧૯૦૮ માં **ડૉ૦ ઍલન મેકફેદનનાં** લંડનમાં નિપજેલાં મરણે આ દાસ્તાનમા એકનો વધારો કીધો છે. આ તબીબ "**ટાઇફૉઇડ**" અને "**મેલેરિયા**"ના અટકાવ માટે તરેહવાર ઉપાયોમાં પોતાની જીંદગી ગાળતો હતો, મગર તે પોતેબી આ દરદોના બસમાંથી બચ્યો નહિં. તેની પર બેઉના સખત હુમલાએ ગલબો કીધો અને "**પ્રયોગશાળાના શિરલા**" તરીકે તેનો જાન લીધો.

આપણા શેહેરમાં કયાં આવા દુઃખભર્યા કીસ્સાઓ નથી બન્યા? "**જે. જે. આસપીટલ**"ના માજી લોકપ્રીય બાહોશ તબીબ **મેજર મૅનસર** મરકીના દરદોની સારવાર માટે જાહેરમાં આવ્યો હતો. એક દરદીની સારવાર વેળા તે બિચારો પોતે તેમજ બે 'નર્સો' એ બુરા દરદના ભોગ થઈ પડયાં અને પોતાની પાક ફર્જમાં પરદેશમાં વહાલાંઓથી દૂર પોતાના જાન તે કીરતારને હવાલે સોંપ્યા. આ દુઃખભર્યા મોહોતના કમનસીબ કીસ્સાની તખ્તી એ મોટી આસપીટલના એક વોર્ડમાં મારેલી છે, જે અને તેને મઠાળે મેલેલી એ ભલા તબીબની સબી આજેબી જાહેર આલમનું ધ્યાન ખેંચેછે અને દરેક વિદ્યાર્થીને તેના પસંદ કરેલા ધંધાના જોખમોપર વિચાર કરે છે.

**ખા૦ બા૦ ડૉ૦ ચોકસી**, જેઓ **મરકી** વગેરેના એક નામાંકિત ઉસ્તાદ તરીકે સારી વૈદક દુનિયામાં જાહેર થયા છે, તેઓ પોતેબી એકવાર આ બુરા મરજના ભોગ થઇ પડયા હતા, પણ કૃપાવંત કીરતારની કરમ બક્ષેશથી વખતસરના તાકીદના અને ચાંપતાં ઇલાજોથી એ ભલા, દયાળુ, ઉમદા ને કોમને ખરેખર મગરૂર બનાવે એવા નામાંકિત તબીબ પોતાની ઉમદા કારકીર્દી ફ-તેહ સાથ ચલાવવા સાજા થયા અને હજારો દરદીઓનાં આશીશો મેળવતા રહયા છે. ખોદા સોને મારજે, પણ સોના પાળનાર-બચાવનારને સદા હયાત રાખજે! બીજા ઘણાક તબીબો આ બુરા મરજથી જીંદગી ખોહી બેઠા છે. **ડૉ૦ કેખુશરો ફીરોઝ હોશંગ દસતુરનું** દિલગીરીભર્યું જવાન મરણ યાદ કરી શકાશે. દુષ્ટ મરકી સાથ બાથોબાથ લડી, પોતાની વહાલી કોમનું રક્ષણ કરનારા વિરલા **સખીવજુદ** ડાકટર **સાહેબ કેખુશરો બહાદુરજીની ઝેરી તાવની** ગમખાર માંદગીથીબી કયો **જરથોસ્તી** અંજાણ છે? પોતાના ફરેસ્તાઈ ધંધાને તેના ખરા આશીરવાદપણામાં ઝળકાવનારા એ બેહસ્તે-રોશનમાં વાસો પામેલા તબીબ માટે જોડાયલી કરૂણારસિક નિચલી ગરબી "**બહાદુરી તું કરીને ગુમાયો, લઇ ગયો જશ તું માતાનો જાયો.**" એ નામવર જીંદગીનો દિલગીરીભર્યો અંજામ હજારો કુટુંબોમાં આંસુની ધારો **જોડાવે છે.**

બહાદુરી તું કરીને ગુમાયો
લઈ ગયો જશ તું માતાનો જાયો.
હતા ડૉકટર બહાદુરજી તો એવા,
દુઃખી-દરદીઓની કીધી તેં સેવા.
તેના ચાખી ગયા મીઠા મેવા.
શુભ કીર્તિમાં તું તો સમાયો.
લઈ ગયો જશ તું માતાનો જાયો-બહાદુરી તું કરી૦
દુઃખ વેઠી કીધાં ઘણાં તે કીર્તિનાં કામ,
બહાદુર તું બહાદુર ખરો દીપાવ્યું આ નામ.
ગાળો ખાધી, ન દિલમાં તું લાયો
લઈ ગયો જશ તું માતાનો જાયો-બહાદુરી તું કરી૦

મુશીબતમાં ન મરકીથી બોહીધો,
બોજો મહેનતનો માથે તેં લીધો,
પ્યારો જાનબી આપી તેં દીધો.
તારો ગમતો હજુ ન ભૂળાયો
લઈ ગયો જશ તું માતાનો જાયો–બહાદુરી તું કરી૦
બહાદુર તું બહાદુર ખરો–ગયો બેહેસ્તને બાર
નામ અમર રાખી ગયો–જગમાં તું સદા.
અંતે ફીરોઝે ગુણ તારો ગાયો
લઇ ગયો જશ તું માતાનો જાયો–બહાદુરી તું કરી૦

જુઓ, ત્યારે પ્રજા સેવા બજાવવા વઈદક દુનિયાએ કેવા ઉમદા, બાહોશ, આશાવંત બેટાઓનાં જાનનું બળીદાન આપયું છે! તમે વકીલ–બારીસ્ટર સાહેબો ને ઇજનેર મેહેરબાનો બતાવો–તમારા બેટાઓના એવા સ્વભોગો અને તોબી દુનિયા "સુખે સોની અને દુઃખેજ વઇદ" ને યાદ કરે છે.

"જામે જમશેદ."

---

# ઘસેલા રાજપતિઓ.

એક ઇનશાનને હેવાનમાં ફેરવી નાખનારાં કમબખ્ત ઘેલા-પણાંનાં અભાગ્યાં છટકાંમાંથી આલમપર રાજકરનારા રાજપતિઓ પણ છટકી શકયા નથી. જ્યારે કુટુંબમાં માત્ર એકજ પાગળ હોવાથી સારો સંસાર ધૂળ મળે છે તો જે દેશનો માલીક પોતે મગજ ખોહી બેઠો હોય તેની પ્રજાની શી હાલત થવી જોઈએ તે સહેજ કલ્પી શકાશે. હિંદુસ્તાનની તવારીખમાં પેલા ઘેલા તગલખના ચક્રમ રાજઅમલના હાસ્યરસિક સફાથી કોણ અંજાણું છે? આજે આપણે સુધારા–વધારામાં આગળ વધેલી ને ભણેલી પ્રજાઓપર હાકમી કરનારા પશ્ચિમ તરફના થોડાક "બુધવારના ત્રાંધા" વાળા રાજાઓપર નજર પુગાડીશું.

એક કાતર્યાંના ખસેલા રાજાને બસ પડેલા દેશ તરીકે બવેરિયા આજે યુરોપનું ધ્યાન ખેંચી રહ્યું છે. તેનો ખરો હકદાર રાજપતિ હાલમાં બિચારો મગ્જ ગુમાવી બેઠો છે. સારી દુનિયાની ચલવલથી દૂર અને વિખુટો ફુરસ્ટેનરીયડના એકાંત મેહેલમાં તેને તબીબી દેખરેખ હેઠળ હાલ રાખવામાં આવ્યો છે. રાત અને દિનના તેની પર ચોકી પાહરા રાખવામાં આવ્યા છે. તેના ખાનગી તબીબો સિવાય કોઇને પણ અંદર દાખલ કરવામાં આવતાં નથી. તેનાં દરદથી કંટાળી અંતે નાચારીએ તેનાં કુટુંબીઓ પણ તેની આગળ જઇ શકતાં નથી.

રાજા ઓટોના વડા ભાઈ બીજા લુઇ રાજાને પણ એજ બિમારીએ ગુલામ બનાવ્યો હતો. આ રાજવંશી પોતાનાં અભાગ્યાં દરદના સબબે દેશપર બોજો થઇ પડયો હતો. તેના ચક્રમપણાંથી અંતે કંટાળી આજે પચીસ વર્ષની વાત ઉપર તેને ગાદીએથી ઉઠાડી એકાંતમાં નજર-કેદ કરવામાં આવ્યો, ને ગાદી ઓટોને મળી. લુઇ દિવસો જતાં વધુ બગડતો ગયો, ને ઇનશાનીયત છોડી હેવાન્યત તરફ જાસ્તી ઢળતોજ ગયો. આખરે તે પોતાનાં કાતેલ દરદના કમબખ્ત ભોગ તરીકે લેક સ્ટારેમબર્ગના મોટા તલાવમાં કુદી પડી માર્યો લાગ્યો. કહે છે કે આ બે ભાઇઓનો બપાવો પેહેલો લુઇ રાજાબી ખસેલોજ હતો, અને ત્યારે બવેરિયાને આજે વર્ષો થયાં ઘેલા પ્રજાપતિઓનેજ સમાલવા પડયા છે, જેથી એ રાજવંશી દેવાનાઓને બદલે પ્રિન્સ લીયોપોલ્ડ પર રાજ્યની સઘળી જોખમદારીઓ નાખવામાં આવી છે. અફસોસ, શું કામની એ હાકમાઈ? શા ખપનો એ મહાન દરજ્જો! મહાન શેક્શપીયરે ખરૂંજ કહ્યું છે કે "Uneasy lies the head that wears a crown!"

હાલ એક ખુનખાર લડાઇમાં રોકાયલાં ઇસલામી રાજ્ય ટરકીની સરજતને પણ એક પાગળ રાજાને ગાદી આપવાની એક વેળા ફરજ પડી હતી. ૧૮૭૬ ના મે માસમાં ગાદીએ આવતાં વાર સુલતાન મુરાદ પાંચમાંએ પ્રજાને પોતાનાં ચક્રમપણાંના પુરાવાઓ આપવા માંડયા, ને હકીમોએ તેને આયંદા સરબસર દેવાનો ઠેકવ્યો. તેનું દરદ તે પછી વધતુંજ ગયું, અને અંતે તેને એકાંતમાં રાખવાની જરૂર જણાઇ. એ મુજબ ત્રીસ વર્ષ

સુખી એક તમામ દેવાનાની બદતર જીંદગીએ તે કેદખાનાની કંગાલીયતમાં કોનસ્ટેન્ટીનોપલ ખાતે રીબ્યો, અને એજ દરદે તે આખર થયો. ખરેખર રાજપતિ છતાં કેવો દુ:ખી! શાંત અને સાબુત મગજની એક સુખી ને સંતોષી બુરજીગરની જીંદગીને એથી તો કરોડો ભલાઇ!

હાલના જરમન કૈયસરના બાપના કાકા રાજા ફ્રેડરીક વિલ્યમ ચોથાનું બી પોતાનાં રાજ્યની અશાંતી અને એક લોભી ભાઈના દાવપેચના તરેહવાર ઘસારાઓથી મગજ ખસી ગયું, ને એ પણ બિચારો દુનિયામાં એક દેવાના રાજા તરીકે અમર થયો છે.

એક કુશળ, કેળવાયલી ને નમુનેદાર રાણી તરીકે અમર થઇ ચુકેલી હોલન્ડની રાણી વીલેહમીનાના પિતાએ બી મરણ આગમચ મગજ ગુમાવી દીધું હતું. હલકી જીંદગીના બોજાએ તેનાં ભેજાંપર ગલબો કીધો, ને કુદરતનો ગેબી ફટકો મોડે યા વેહેલે પડયા વિના રેહેતો નથી તેનો પ્રત્યક્ષ પુરાવો આ કમબખ્ત રાજાના બાબમાં ખરો પડયો. તે પોતાની તમામ તાકાત ગુમાવા સાથ પાગળ થઇ ગયો. આદીએથી તેને તેજ વેળા ઉઠાડી મેળવામાં આવતે, પણ તેની ભલી રાણી એમાએ તેને અને રાજ્યને સંભાળી રાખ્યાં. કાંઇ નહિં તો એક નમુનેદાર દિલસોઝ પરણેતર ને કાબેલ, માયાળુ, ઉમદા બેટી ધરાવવામાં તે ભાગ્યશાળી હતો. અંતે ૧૮૯૦ માં તે પોતાનાં દરદની વેદના હેઠલજ મરણ પામ્યો. થોડાં વર્ષો રાણી એમાએ એ પછી રાજ્ય સંભાળી રાખ્યું, ને ૧૮૯૮ માં પોતાની બેટી રાણી વીલેહમીના ઉમરમાં આવતાં તેને તે તેણીએ સંપુર્ણ્દ કર્યું, જેણીએ પોતાની ફર્જ કેવી ઉમદા રીતે બજાવી છે તે તવારીખમાં પુરતું જાણીતું છે. આ નામાંકિત લેખક રાણીની કારકીર્દીથી કોણ અજાણ્યું છે?

આપણું ઈગ્રેજી તખ્ત પણ નબળાં મગજના રાજાને બેઠક આપી ચુકયું છે. દેવાના રાજાઓનાં લીસ્ટમાં ત્રીજો જ્યૉર્જ પુરતી સામેલગીરી આપે છે. તેની આ કમનસીબ બિમારી કહે છે કે તેની સર્વેથી નાની અને વહાલી બેટી શાહાજાદી એમીલીયાની પ્રાણઘાટક માંદગીને આભારી હતી. તે નબળાં મગજનો તો હતોજ તેવામાં આ

ફટકાએ તેને વધુ બેતાકાત બનાવ્યો, ને સર્વેથી માનીતાં ફરજંદના ગજબનાક મોહોતે તે બાપને બેમગ્જ કીધો. હવે રાજા તરીકે રાજ્ય કરવાને પ્રજાએ તેને સલામત ધાર્યો નહિં, તો જોકે તેને ઉઠાડી મેળવાનું તો તેઓએ વાજબી વિચાર્યું નહિં. ઇંગ્રેજબચ્ચો પોતાના રાજાને (એક કમબખ્ત રાજા ચાર્લ્સના અપવાદ સિવાય) પોતાનો ખુદાઈ અધિકાર બજાવતો કદી બી રોકતો નથી. તેની સતા તેઓએ ઓછી કરી, ને ગંભીર અગત્યની ફર્જોમાંથી મોકળો કરી તેને રાહત કરી આપી; મગર મગ્જની શાંતી વિના આ દુનિયામાં રાહત મળેજ કયાંથી! એક દુઃખ બીજાં દુઃખને ખેંચી લાવ્યું. એ કમબખ્ત રાજા પોતાની આંખની રોશનીબી પાછળથી ખોહી બેઠો, ને એ દયાજનક અવતારમાં આ રાજવંશી ખોખું વિંડસરના મેહેલમા અંતે સદાની રાહત—આરામ માટે આખેરી પામ્યું.

રાજા જ્યૉર્જ ચોથા માટે કેહેવાય છે કે તેને પણ વારંવાર ઘેલાપણાંના હુમલા થઇ આવતા હતા. દેવાનાપણું એ તે બદબખ્ત બેમારીઓમાંની એક છે કે જે ઓધે ઉતરે છે, ને તેથી મનાતું હતું કે તેનો બાપ પોતાના બેટાને બીજા વારસા ભેગો એબી આપી ગયો હતો. તેની ચાલચલણથી તવારીખમાં તે "એક ખરાબ બેટો, એક ક્રુર ભરથાર, એક નઠારો બાપ, એક બુરો માણસ, એક અણુગમનો રાજા, એક નકામો મિત્ર અને દેવાનો શેહેરી" ગણાઈ ગયો છે.

હાલના સેકસનીના માલીકનો બપાવો રાજા જૉન પણ તમામ કાલર્યાનો ધસેલો હતો. તે દરબાર અને કુટુંબ પાસ એવાં એવાં ઘેલાં કહાવતો હતો કે બિચારાં બધાં તેને લીધે બારે માસ ધાસ્તીમાં રેહેતાં. તબીબોએ તેને ઘેલોજ જાહેર કર્યો હતો.

સબળા રશિયનોનો રાજા ઝાર પૉલ જે ઓગણીસમી સદીની શરૂઆતમાં રાજ્ય કરી ગયો છે તે તો સાવ ગાંડોજ હતો, ને તેની રૈયત આ દિવાનાથી છટકવા તરેહવાર વળખાં મારતી. દરબારીઓ વટીક તરેહવાર નાહસાગોસા રમતા, ને કુટુંબીઓ બિચારાં તેનાથી ભરાતાં છુપાતાં ફરતાં. અંતે બહુજ કંટાળો આપવાથી તેને કાવાદાવાથી પુરો કરી નાંખવામાં આવ્યો!

"કુરસદ"

---

# યુરોપના થોડાક પ્રસિધ પીય્યાંદાસો.

આ કટારો મારફતે યુરોપના ઘણાએક મહાન નરોને લગતું આપણે ઘણું જાણી આવ્યાં છીયે, ને આજે થોડા એવા નવા પ્રખ્યાત બેટાઓપર નજર કરશું કે જેઓની પોતાની જાહેર, જગપ્રસિધ ઝળકતી કારકીર્દીઓની સાથે સાથે બાતેનની ખાનગી જીંદગી **દારૂ** અને એવાં બીજા **કેફી પાણીંઓનાં વ્યસનને** સબબે કંગાળ અને બોજા સમાન થઈ પડી હતી. અફસોસ, **શરાબને** ખાનેખરાબ જાહેર કરનારા એ મહાન બેટાઓ પોતે એ બુરી ટેવથી બાકાત રેહેવા પામ્યા હતા નહિ! વધુ દિલગીરી અને તાજુબીભર્યું તો એ છે કે એ બલાને "**બેહેસ્તની બારી**" તરીકે પિછાણનારા નામાંકિત બેટાઓમાં મોટો ભાગ **સાહિત્યદેવીના પુંજારીઓ છે**, ને આજનાં દાસ્તાનમાં તેની પુરવારીમાં ઇંગ્રેજી સાહિત્યના મોટા **ગુરૂરાજ** * **શેકસપીયરથીજ** શરૂઆત કરીશું. પ્રસિધ પીય્યાંદાસોનાં મંડળમાં આ કવિશ્વર આગેવાન જગ્યા ભોગવે છે! **લંડનનાં ઘણાંખરાં પીઠાંઓમાં** આ મહાન લેખકરાજ વારંવાર જણાતો હતો, ને તેમાં તેનાં ગોઠયાઓ તરીકે તેની લંડનના બીજા જાણીતા પુરૂપોની બી સામેલગીરી હતી. **બોમંટ અને ફલેચર, કેરીયું, ડોન, ડ્રેયટન અને બેનજૉનસન** વારંવાર ઉબરીયા અને એ **લાલમલાલની મજાહમાં** જણાઈ આવતા હતા. **કહે છે કે શેકસપીયરનાં મરણમાં આ પીણાંનોજ** મુખ્ય હાથ હતો. તેનાં **મરણની થોડાજ** દિવસ આગમચ "મરમેડ" નામના તે વેળાનાં **જાણીતાં પીઠાંમાં** આ કલમકશ પોતાના **બૅન જૉનસન** મિત્ર સાથ **એક દિવસ એટલો ચીકાર** થઇ આવ્યો કે તરતજ બિમાર થઇ ગયો, **અને થોડા દિવસ પછી** દુનિયાએ અને સારી **આલમે સાહિત્યના આ દુરરાને સદાનો ગુમાવ્યો. ખાકી શરીર ખીટ્ટીમાંથી આવેલું ખીટ્ટીસે મળી ગયું, મગર તેની કલમની મહાન બક્ષેશ દુનિયામાં અમર રહી ગઇ. આ વાત આગળ ઘણી જોરમાં ચરવાતી હતી, પણ ચાર્લ્સ નાઇટ અને બીજા ટીકાકારોએ તે ખોટી પાડવા ઘણી લડતો ચલાવી છે.**

**મારલો મેહેરબાન** પણ "ગટર માપવાનો" વારંવારનો અનુભવ ધરાવતા હતા. તેની બાતેનની જીંદગી આ બુરી આદતથી તમામ નાશ પામી હતી. એજ ટેવે તેને દુનિયાથી અને નામનામાંથી અધવચ્ચે ખેંચી લઇ સદાનો દૂર કર્યો હતો. ત્રીસ વર્ષની જવાન વયે આ બદીની ગુલામી હાલતમાંથી તે સદાનો છુટો. એક દિને તે દારૂની નીશામાં તમામ ગાયબ હતા તે વેળા હલકાં લોકો સાથ ત્હારીમ્હારી પર આવ્યો, ને પરિણામમાં હાથોહાથપર વાત આવી. લોહી રેડવાની શરૂઆત થઇ, અને એ કજીયાની કંગાળીયતમાં **મારલો** જાનથી ગયો. અરે રે અભાગ્યા, કુદરતની ખરી બક્ષેશના આશીરવાદનો લાભ લેવા કરતાં તું કયે માર્ગે ઘસડાઇને ચાલ્યો ગયો !

પેલો **નાટકકાર ગ્રીન** નાટક તખ્તાને માટે અમર ખોરાક મેળી ગયો છે, પણ તે પોતે બી એક કરૂણારસિક જીંદગી ગુજારી ગયો છે. તે બી આ બદીમાં પાયમાલ થયો. તેની ખાનગી જીંદગી એ બુરી ટેવને લીધે તમામ કંગાલ્યતભરી અને જંજાળી થઇ ગઇ હતી. તે પોતે એક વાર લખી ગયો છે કે "શરાબ મારી જીંદગીની એકલી લેહેજત છે. જો કોઇ એક ચીજ આપણી સાથ ઘોરમાં લેવાઈ શકતી હોય તો હું તો એક દારૂની બાટલી લઇ જવાનુંજ પસંદ કરૂં !!" અફસોસ, એ આફતકારક દોજખનાં કેટલાં નિચાં પગથયાંપર તે ગબડી ગયલો હોવો જોઇએ ! એ બુરાં વ્યસનને લીધે તે ગરીબીના ગારમાં ગબડતોજ ગયો, અને જયારે આલમ સારી તેનાં લખાંણોથી દિવાની બની તેને માટે વાહવાહનો પોકાર ઉઠાવતી હતી ત્યારે તે અભાગ્યો તેને લાયક થવાને બદલે આપઘાતિક હદ સુધી બગડતોજ ગયો. અંતે આવી જીંદગીનો અંજામ બી બુરોજ આવ્યો. તે તમામ છેલ્લી કંગાળીયતમા ઉતરી પડયો, અને જયારે ભુખમરાથી આજેજ થઇ મારે લાગ્યો ત્યારે તેની પાસ દિલ ઢાંકવા એક કપડાંની પુરી જોડ પણ રહી હતી નહિં ! ઓ દારૂની બદી, તારી લલચાવનારી મોહીનીની જાળમાં સપડાતાં પંખેરાંઓની ગજબનાક કહાંણી પુરી રવેસે વર્ણવવાની કેઇ કલમ શક્તિ ધરાવી શકશે !

મહાન કવિ કાઉલી પણ પોતાની કલમની જાદુઈ બક્ષેશો છતાં આ બદીમાંથી છટકી શકયો નથી. પોતાની સારી જીંદગી તેણે

એજ વ્યસનના ગુલામ તરીકે ગુજારી છે, અને તેને માટે છેવટે જાનની પણ કિંમત આપી છે! તે એક વેળા એક મિત્રને ત્યાં જમવા ગયો ત્યાં તેણે એટલો તો પીધો ને એવો તો ચકચુર બન્યો કે તેને બિચારાને આ કવિરાજને બહાર ઢકેલી કાઢવાની અંતે ફર્જ થઇ પડી. કવિરાજ રસ્તામાં એકલા પડયા, ને કયાં જવું તે સુઝ પડયું નહિં. ચાલવાની, બોલવાની યા સમજવાની શકિત બી રહી નહિં. તેવણુ એક એકાંત રસ્તાપર સુઇ રહ્યા. સહવારે પોલીસની નજર પડી, ને તે અમલદાર તેને મુકામે લઇ ગયો. તે પછી એક ગંભીર તાવના તેઓ તરત ભોગ થઈ પડયા, કારણ આખી રાત બહાર પડવાને લીધે ઠંડીથી બુરી અસર થઈ હતી. આ બિમારીમાંજ કવિ કાઉલી એ બુરાં વ્યસન-ને પોતાની જીંદગીની કિંમત આપી આખર થયો.

લવલેસે સારી જીંદગી શરાબ પીવામાં અને તેની તારીફ કરવામાં અને સેફ્ત ગાવામાં ગુજારી. તે એજ મજાહમાં ચકચુર હતો તેવામાં તે એક પીઠામાં ઓચીંતો મરણ પામ્યો. એક લડવઇઆનું મરણ રણક્ષેત્રમાંજ ધ્યાન ખેંચે છે, એક નાટકી ઘણું કરીને નાટકના તખ્તા-પર છેલ્લો દમ ખેંચે છે ત્યારેજ પ્રજાની ખરી દિલસોઝી મેળવે છે, તેમ આ બદીનો આશક પોતાની લયલાની સેવામાંજ સદાની શાંતી પામ્યો તેજ ખરો ધડો શિખવે છે. ઓટવેનું મરણ પણ એક જાહેર બદીનાં ધામમાં દારૂની બાટલી હાથમાં રાખવા સાથેજ નિપજ્યું હતું. ઑાઇસ એક વેલા એવો ચકચુર બની ગયો કે એક ગાડીવાળાની ગમે તેટલી બુમ છતાં પણ રસ્તામાંથી હઠયો નહિં, ને ઘોડાની એક લાતે તેને પંદર ફીટ દુર ઉડારી મેલ્યો, જે અકસ્માત પ્રાણઘાતક નિવડયો. તે એ મારની અસર તળે ખલાસ થયો. એન્દ્રુ મારવેલ, પારનેલ, ચર્ચીલ, પ્રાયર, શેરીડન અને શેડવેલ્ટ પણ ઓછાવધતા એજ નાશકારક બદીમાં ફસેલા હતા. કવિ સોમરવીલ જ્યારે મગજની વેદનાઓથી ફાયર બનતો ત્યારે શરાબની જામપર જામ ઉડાવી બેફામ બનવામા રાહાત માનતો.

ડૉક્ટર જોન્સન મહારાજ જ્યારે પોતાની "હાથની ધરતી" થી "રેસ ભીન્ને હમારો આસ ઓળી હારા અહિરતસે" ની ફેરેની પ્રમાણે બેજાર બનતો ત્યારે એક ખાનગી પીઠામાં "નાક લીંજ-

વવા" જઇ પોતાની કલમ સાથ દોસ્તી માંડવામાં સંતોષ લેતો. "હોલેન્ડ કાઉસ" નામનું તે મકાન હતુ જ્યાં તે પોતાનાં લખાણો રચતો જતો દારૂનો ઘાણ કાઢતો હતો. હજી બી તેનો ઓરડો તેની ટેબલ અને ખાલી દારૂની બાટલીઓના એક ઢગ સાથે એ મહાન લેખકરાજના વખાણનારાઓને દેખાડવામાં આવે છે. સ્ટીલને માટે પણ કહેવામાં આવે છે કે તેણે "ધી ટેટલર" ને માટે કીધેલાં પ્રસિધ લખાણોનો મોટો ભાગ જાહેર પીઠાંઓમાંજ જન્મ પામ્યો અને લખાયો હતો. ધમધોકાર તે પીચ્યે જતો હતો, અને એ મજાહમાં ઉત્પન્ન થતા વિચારો ટપકાવી લેતો હતો. "એસ ઑન મૅન" અને "હોમરની ઇલ્યડ" ને અમર બનાવનાર મહાન પોપ બી દારૂનો દિલદોસ્ત હતો. પાછળનાં છેક અતેરાંએજ તેનો અંજામ લાવવામાં મુખ્ય ઉતાવળ કીધી હતી. પેલો વિચિત્ર રમતયાલ કવિ ગોલ્ડસ્મીઠ જેની નામદાર જીંદગીની દરેક વિગત એક લંબાણ વિષયમા આપણે આ કટારોમાં વાંચી આવ્યાં છીયે તે બી આજની બાબદમાંથી છટકતો નથી. આ માહાન લેખક દુનિયાના થોડા મિત્રોમાં શરાબને બી એક માનતો હતો. આ પીણાં પ્રત્યેનો તેનો કેટલો બધો ચુસ્ત શોખ હતો તેનો ખ્યાલ આપણને એ પરથી આવે છે કે ઘણી જંજાળમાં સપડાયાથી તેના મિત્ર ડૉ૦ જૉનસને ઘેરવાળીનું ભાડું ચુકવવા આપેલી એક ગીની બી એઓ નામદાર મદીરાની એક બાટલી પાછળ વાપડી ચુકયા હતા. આખરે નવસો રૂપિયે "વિકાર ઑવ વૅકફીલ્ડ" વેચાઈ તેમાંથી ઘરવાળીનું કરજ ચુકવવા ઉપરાંત તેણે તેની સાથ "પંચ પાર્ટી" ની બી મજાહ ભોગવી! "તાઢ જાય રૂવે ને આદત જાય મુવે!"

કીટસની "અનેડાઇમીયન" પર ટીકાકારોના વિરૂધના જબરા હટોડા પડયા તેથી રાહત મેળવવા તેણે શરાબની પનાહમાં પેહેલાં કદમ મેલ્યાં, તે જલદીથીજ તેનો વખાણનાર બન્યો. તેના જાની મિત્ર હેયડને તેને એ બદીથી તારવા બનતું કરયું, પણ તે અટકયો નહિં અને પરિણામમાં આ હારમાળામાં નામ નોંધાવી ગયો.

પોતાની અજબ વહાલથી વાહેલી અને જીગરેજાન બેહેન મેરીની આફતોથી બળીજળી તેણી સિવાય સારી જેહાન

અને આલમ તજી બેસનારો દિલસોઝ અને નમુનેદાર ભાઈ ચાર્લ્સ લેબ પોતાનું દુઃખ ટાળવા અંતે આ બુરી એબનો ગુલામ બન્યો હતો. તેની જીંદગીની ત્યાર પછી એજ મજાહ રહી હતી, પણ નબળાં પીણાંઓને લીધે ધાસ્તીભરીને આફતકારક હદ સુધી તે જતો અટકયો હતો. ડી. કીનઝી. કોલરીડજ અને એડગર એલન પોનો એ બદી પ્રત્યેનો શોખ તો અત્યાર આગમચનો જાહેર થઈ ગયો છે.

આ બદીના પ્રસિધ ગુલામોના વધુ દાખલાઓ જાણવાની અગત્ય નથી. સર્વેથી જાણીતા થોડાઓને આપણે આજે હાથ ધરી ચુકયા છીએ.

અફસોસ, જયારે પોતાની ઉંચી બક્ષેશ, કીર્તિ, નામના ને નામ છતાં બી કેટલાક નામાંકિત બેટાઓ આ બુરી બદીના ગારમાં ગબડતા અટકયા નથી તો એ એબથી પોતાનું, કુટુંબનું, કોમનું અને દેશનું નખોદ વાળી નાંખનારા બીજા નહિં જણાયલા લખ્ખો કમબખ્તોનાં દાસ્તાંનો કેટલાં ભયાનક, કેવાં ક્રુર, કેવા દયામણાં હશે! અરે, એ બદકારોને બસ પડેલી ગરીબ ભારજાઓ ને કુમળાં બાળકોનાં દુઃખ અને કંગાળીયત કેવાં હૃદયભેદક હશે!

"ફુરસદ"

# નસીબવંત હેવાંનો.

## [તેમને મળેલા કિંમતી વારસા!]

આ દોરંગી દુનિયામાં જયારે ઘણીક વાર મિત્રો દગાખોર અને વિષારી નિવડે છે, ત્યારે હેવાંનો યા પશુઓ કોઈક વેળા પોતાના ધણી ખાતર એવી હિંમતથી પોતાના જાનનું બળીદાન આપે છે કે આપણે આદમજાત તે ખરા બનેલા હેવાલો વાંચી ઘડીભર અકલથી હેરત રહીયે છીયે. એવા ઘણાક નોંધ લેવા જોગ દાખલાઓ તવારીખમાં જાહેર થઇ ચુકયા છે. વળી તેજ મુજબ એવાં મનુષ્યો બી ઘણાં થયાં કે જેઓ પોતાનાં આ મુગાં મિત્રોની એ જાતની વફાદારી અને જાન-ફેશાનીની ઉમદા કદર બુજી શકયાં છે, અને આ નિચલા દાખલાઓ

પરથી માલમ પડશે કે પોતાનાં માનીતાં ને પ્યારાં જનાવરોને એવાં ઘણાંક આસામીઓ મરણ વેળા પણ મુતલગ ભુલ્યાં નથી :—

લંડનનાં એક પેહેલે વાંધેનાં કુટુંબની બાનું થોડાંક વર્ષોની વાતપર મરણ પામી ત્યારે જુદાં જુદાં કુટુંબીઓ અને સખાવતી ખાતાં-ઓને મોટી મોટી રકમો આપવા ઉપરાંત પોતાનાં એક માનીતાં ટટ્ટુના નિભાવખરચ માટે હર વર્ષે ૬૦) પાઉન્ડ અને એક પળોટાયલા શિકારી કુતરા પાછળ વર્ષ દહાડે ૫૦) પાઉન્ડ ખરચવા તે પોતાના ટ્રસ્ટીઓને ફરમાવી ગઈ. તેણીએ વીલમાં ખુલ્લું લખ્યું હતું કે "આ મારાં પ્રાણીઓ ઘણી નિમકહલાલીથી મારી સેવા બજાવી મને હરઘડીએ સંતોષ આપવા કોશેશ કરતાં હતાં, ને તેઓની તે રૂડી સેવા બદલ જો તેઓને હું એક 'પૅનશન' આપતું નહિં કરૂં તો તે ખરેખર નગુનાપણું ગણાય !"

ચીકાગો ખાતે વસ્તા સીત્તેર વર્ષની વયના એક ખલાસીએ તો પોતાની હૈયાતીમાંજ એવું એક વીલ કરી મેલ્યું છે. આ વીલમાં તેણે ફરમાવ્યું છે કે "જો મારા કુતરાની હૈયાતી દરમિયાંન હું મરણ પામું તો મારા કુતરાની જીંદગી સુધીના નિભાવ પાછળ ૧૭૦૦) ડૉલર મારા ટ્રસ્ટીઓએ ખરચવા; પણ જો ખોદા ન કરે ને મારી જીંદગી દરમિયાંનજ એ મારો માનીતો મિત્ર મરણ પામે તો પછી એ પૈસા મારી બેહેનને મળે." આવું વીલ કરવાનું તેણે એ કારણ બતાવ્યું છે કે એક વેળા તે જે વહાણ પર હતો ત્યાં તેને સખત તાવ લાગુ પડયો, અને વધારે કમનસીબી તરીકે વળી તે વહાણ ખરાબે લાગ્યું. પરિણામમાં સર્વે ખલાસીઓ સાથ તે આખી સ્ટીમર ડુબી ગઈ, કે જ્યારે તે પોતે આ એક વફાદાર કુતરા સાથ એક તરાપાપર નિકળી ગયો. તેની બિમારી તે પછી વધતીજ ગઈ, પણ તે છતાં આ નિમકહલાલ પ્રાણીએ એક દિલસોઝ માવતર કે એક સાચાણુ મોહોબતદારની અદાથી તેની અજબ જેવી સમાલ કરી. અંતે સારે નસીબે એક વહાણે તેઓને જોયા ને પાછળથી ઉપાડી લીધા, અને તે [illegible] પછી ચીકાગો સહીસલામત પાછો આવી પુગ્યો. એ રીતે તે કુતરાની આ સેવા પછી તે પ્રાણીને તે જીવથી જ્યાદા ચાહતો હતો.

ખરેજ, આવા બેમુલ પ્રાણીને ન ચહાવા જેવું સંગદીલ કોણ બતાવી શકે?

**ગ્લોસ્ટરશાયર** ખાતે એક કુંવારી **બુઢ્ઢા** મરણ પામી, જે પોતાની બે માનીતી બિલાડીઓ મેળી ગઇ છે. આ બે બિલાડીઓને તે પોતાની ભાણુજી અને ભાણેજના હવાલામાં મેળી ગઈ છે, ને તેણીએ એવી સરત કરી છે કે જેની બિલાડી વધુ વખત જીવે તેનેજ તેની દોલતમાંથી દસ હજાર પાઉન્ડની એક રકમ મળે. આથી તે બે ભાઇ બેહેન વચ્ચે અતિ ઘણી રસાકસી ચાલી. બેઉએ તે લાડકવાયાં પ્રાણીઓને અતિ ઘણી સંભાળથી પાળ્યાં કે રખે ને તે મરી જાય, અને આવી બાદશાહી દોલત હાથ આવતી હાથમાંથી જતી રહે! આ યુક્તિથી તે બિલાડીઓની સરસ જતન લેવાની રહી, પણ ભાણુજીનાં નસીબમાં આ પૈસા લેવાનું સરજાયલું હશે નહિં. એક દિવસે તે કાંઈ અગત્યનાં કામ સર પેલી બિલાડીને ઘરમાં એકલી મેળી બહાર ગઈ, ને તેની એ ગેરહાજરીનો લાભ લઇ પેલાં બિલાડીજી ફરવા નિકળ્યાં, કે જ્યારે નસીબમાં અવડુંજ લખ્યું હશે તે પાસેના પડોશીના કુતરાની તેના પર નજર પડી. એથી પરિણામ જે થવું જોઈતું હતું તેજ થયુ. તે "વાઘની માસી" તરફ કુતરાજીની નજર ખેંચાતાં થયું એમ કે જ્યારે ભાણુજીજી પાછાં ઘર પધાર્યાં ત્યારે આ "સોનાની ચલ્લી" ને તેણે લોહીનાં એક ખબોચ્ચાંમાં મુવેલી પડેલી જોઈ! તેવણ રડયાં—તતર્યાં—પણ પેલી દોલત તો પેલા ભાણેજનેજ ફાલે આવી. હવે તેણે જોયું કે પેલીની કાસર પતી ગઇ ને દોલત તો હાથ આવી, એટલે તેને હવે તે બીજી બિલાડી મરે કે જીવે તેની લગારબી દરકાર ન રહી. સારાંશ, બીજાં બિલાડીજી બી પોતાની સગીનાં ગમમાં હોય કે કેમ તે તેની પાછળ જલદીથીજ સધાવી આવ્યાં, અને ભાણેજજીએ—મોટાંમાયો કહે તેમ—ખાધું પીધું અને મોજમજાહ કીધી!

**એબરડીનના એક ડોસાંને** બી એવુંજ વીલ કરી જવાનો શોખ થયો હતો. તેવણ પોતાનાં એક માનીતાં બિલાડીજીને એક ભત્રીજાની સંભાળ હેઠળ ૩૦ હજાર રૂપિયાની રકમ સાથ એવી સરતે મેળી ગયાં કે તે પ્રાણીની તેણે પુરતી જતન લેવી, અને વળી અધુ-

સામાં પુરૂં—દર નવાં વર્ષને દિને તેને સાથેજ લઈને જમવા બેસવું! ટેબલપર સાથે ગગડાવવાનાં, અને તેવણ વળી શરમાય નહિં વાસ્તે બેહોસ કરી સમસોગંદ ખાઈ જોભરાવાનાં! ભત્રીજીજીને ચીડ તો બહુ ચડે, પણ કરે શું? ગરજ મોરી બાપડી! ડોસાંબી નખ્ખોદ ગીયાં નવાં વર્ષને દહાડેજ સાથે બેસાડવા ફરમાવી ગયાં તે એ બિચારાને બહુ ભારી લાગ્યું. પેલાં મરનાર ડોશાંજીને આ બિલાડીજી-પર બહુજ પ્યાર હતો. તેઓ એમ માનતાં હતાં કે નવાં વર્ષને દહાડે આ પ્રાણીને સાથેજ બેસાડીને ખવાડયાથી તેવણનું આખું વર્ષ સારૂંજ જતું હતું અને તેથી આ રીવાજ તેવણે પાડયો હતો, જે પોતાનાં મરણ પછી બી કાયમ રહે એવા ઇરાદાથી તેઓ પોતાનાં વીલમાં મજકુર કલમ ફરમાવી ગયાં હતાં.

"રોમીયો અને જુલીયટ" આજે બી પેરિસમાં આવી રીતનાં વીલથી જાણીતાં છે; પણ તે રોમીયો—જુલ્યત કોણ? એ વર્ષની વાત ઉપર વિચિત્ર વીલ કરી ગયલી એક વિધવાની બેટીનું નામ જુલીયટ છે, જ્યારે રોમીયો તો એ વિધવાના ઘણા માનીતા ને લાડકવાયા એક કુતરાજીનું નામ છે. આ વિધવાનું નામ માડામ કુલૅરી છે, અને તે પોતાની ગંજાવર દોલત એ બે જણ વચ્ચે વેહેંચી ગઈ છે—એક તો જુલીયટ અને બીજા પેલા રોમીયોજી!

સારાં નસીબે રોમીયો અને જુલીયટ બહુ મોટાં મિત્રો છે, અને એકેક વિના તેઓને બેઉને જરા એ ચાલતું નથી,—તે એટલા સુધી કે જુલીયટ રોમીયોને પાસે લઇનેજ ખાવા બેસે છે, અને માણ-સાઇ અને જનાવરી આ જાતના પ્યારની કેફીયતથી એ "રોમીયો-જુલીયટ" પેરિસમાં ઘણાં જાણીતાં છે.

ઇંગ્લાંન્ડમાં ઇસેકસ ખાતે વસ્તો મી૦ ટૉમલીંગ બૅમટ નામનો એક ગ્રહસ્થ પણ પોતાના એક અતિ માનીતા પોપટ માટે ખસો પાઉન્ડનું સાલીયામણું મેળી ગયો હતો. તે પોતાનાં વીલમાં લખી ગયો કે "આ પછીતાં પંખેરાંએ મારી અશાંતી અને વિપતીથી ભરેલી દુ:ખી જીંદગીને પોતાની મધુર પટપટથી આનંદી અને શાંતી-

ભરી બનાવી હતી. તેની મધુર બકવામાં બાજે વખતે હું મારી જંજાળો પણ વિસરી જતો હતો.”

એવુંજ એક વિચિત્ર વસીયતનામું ઓહીયો ખાતે વસતો એક ગ્રહસ્થ કરી ગયો હતો. બિલાડીઓની ઑસ્પીટાલ અને 'સૅનેટોરીયમ'નાં એક ફંડમાં તેણે મોટી રકમ આપી—એવી સરતે કે તે આરામઘાહમાં બિલાડીઓની રમુજ અને મજાહ ખાતર ખાસ ઉંદરના દરો ખોદાવવા અને તેમાં ઉંદરો વસાવવા, કે આવી રીતથી બિલાડીઓને પોતાની રીત મુજબની ગમત પડે. અધુરામાં પુરૂં વળી તે એજ આરામઘાહ માટે એક મોટું 'ઍકૉરડીયન' ભેટ આપી ગયો છે! તેણે ફરમાવ્યું છે કે આ વાજીંત્ર દર માસે એક વેળા તે ઑસ્પીટાલમાં વગાડવું, કે જેથી ત્યાંના માનીતાં પ્રાણીઓને ગમત પડે. આ સઘળી બક્ષેશ તેની પોતાની માનીતી 'રંડર' નામની મરણ પામેલી બિલાડીની ગમખાર યાદમાં તેનાં અશો રૂહની શાંતી માટે આપવામાં આવેલી કહેવાય છે!!

“ ફુરસદ ”

---

# અજલની આગાહી.

ફાંટાબાજ કુદરતે કાળાં માથાંનાં માનવીની ચાર દિનની આ ફાની જીંદગીની ચાંદણી માટે નિરમાણ કરેલા પેલા ત્રણ મહાન ફેરફાર કરનારા અસાધારણ બનાવો—જન્મ, લગ્ન અને મરણની વિચિત્રતાને હજી આપણે પોહોંચી શકતાં નથી. દાદારે બક્ષેલો અમર આત્મા પાછો તેની જનાબમાં સોંપી આપવા અને તેને લપેટવા આપેલું આ ખાકી બદન નાશ માટે હયાંજ ઠર પાડવાનો વિચિત્ર સંજોગ ને બનાવ તે મરણ છે. તે મરણ આત્માને માટે નથી, તે મરણ મરનારને માટે નથી, પણ તે મરણ આપણે માટે છે, સંસારની સાંકડી સાંકળમાં જકડાયલાં વહાલાંઓને માટે છે, કારણ આ ફેરફાર એક વહાલાને આપણી માયાવી ચશમોથી સદાનું દુર કરે છે. વળી, એમ છતાં, આ સંજોગ,—મોહેંતનો આ કરાંમણો જમ તેની

આમદમાં કાંઈ થોડો વિચિત્ર નથી. તેના શિકારને પકડવાની ચુંટણી અને રીતમાં, સંજોગ અને વખતમાં તે બાજે વખતે એવાં હેરતભર્યાં ને આફ્રરતકારક ચેડાં કાઢે છે કે તે જીવતાંની નજરમાં સતત સીતમગારીજ થઇ પડે છે. એક ભર જવાન હોંસ અને આશાઓથી ભરપુર નિરદોષ જીવ યા સો રાંડીરાંડોને અને દરજનબંધ ન મા-બાપાં કમબખ્તોને રોટી ને આસરાની છાયા અપનારો કોઇ પેહેલવાન જીવ જ્યારે તેના સપાટામાં પકડાઇ જાય છે ત્યારે, ઓ હેબત! ઓ ગમગીની! ઓ નાચારી! તેની સખ્તાઇ ને સીતમગારીની સીમાજ કયાં છે? વળી તેની આમદ જ્યારે કોઇ કમનસીબની જીંદગીની ખરી જરૂરની અને અગત્યની પળોએજ આવી ચઢે છે ત્યારે તો આ અવનીને આદમની હસ્તી માટે ડરામણું દોજખજ બનાવી દીએ છે. એ મોહોતની હાલત છે, ને આપણી સર્વેની એ કમબખ્ત સરજત છે. નામ તેનો નાશ છે.

મગર કોઈ કોઈ એવાં બી ભાગ્યશાળી ને મહાપ્રતાપી મનુષ્યો મળી આવે છે જેઓ પોતાનામાં થનારા આ અનિવાર્ય ને અચળ બનાવની અગાઉથી આગાહી પામે છે, ને આવી પુગનારા નાશવંત છેડા માટેની વખતસરની ચેતવણી મેળવી ધારે છે; અને ખરેખર તો આ વિષય રજુ કરનારની એક ભર જવાંન, આશાવંત ને નિરદોષ પિત્રાણના સબંધમાં બનેલા એવા એક દાખલાએજ આ બાબદને જન્મ આપ્યો છે. એક ખાનગી મેળાવડામાં એક કાઉન્ટ, ઉંચા વર્ગના ઇંગ્રેજ ઓધેદાર જેવણે ભવિષ્યવાણી ભાખવાની અદભુત શક્તિ ધરાવવા માટે જાણીતા છે તેવણે બે બાંનુઓને હસ્તાં હસ્તાં કહ્યું હતું કે એકનું મરણ બે માસમાં નિપજશે, જ્યારે બીજી ચાર વર્ષ પછી આખર થશે. આ ચેતવણી, અલબતાં, એક રમુજ તરીકે ભૂળાઇ ગઇ, પણ બે માસ પછી એક નાની માંદગીમાં પેલી બાઇઓમાંની એક પટકાઇ પડી. ઓચીંતી તણીને આગાહી થઇ કે તે તેણીની છેલ્લીજ માંદગી હતી, અને ત્રણ દિવસમાં બિચારી આખર થઇ. આ વાતને વળી ચાર વર્ષ થવા આવ્યાં ત્યારે નજીવી તાવની બિમારીનો પેલી બીજી બાનું પણ ભોગ થઇ પડી. તેણીને ઓચીંતી એ વખતે પેલી ભવિષ્યવાણી યાદ આવી, ને હસ્તાં હસ્તાં સર્વેને તેણીએ એ બાબદ જણાવી. અફસોસ,

બિચારીને થોડીજ ખબર હતી કે તે ખરીજ આગાહી હતી, કેમકે ફક્ત થોડા દિવસની બિમારી પછી તેણી પણ અંતે તે દુખકારક આગાહીને ખરી પાડી આપી પુલગુલજાર પામી. હવે એ દુ:ખદાયક સંજોગને આપણે ભેજાપરની અસર યા ગમે તે ઉપમાં આપીએ, મગર મને તેથી ઘણા વિચારનો ખોરાક મળ્યો, ને જમ-રાજની ચઢાઈની આગાહી પામનારા મહાન નરોના થોડાક ખરા બનેલા દાખલાઓ તવારીખમાં ગોટી કાઢવાની મારી કોશેશનાં પરિણામમાંજ આ દ્રષ્ટાંતો રજુ કર્યાં છે.

નામાંકિત ગણીતશાસ્ત્રી એઝાનમ પોતાની પ્રસિધતાની ટોંચે હતો ત્યારે એક વેળા ઓચીંતો ચમકી ઉઠયો. તેને એક દિવસ કાંઈ કુદરતી બસારત થઇ કે તેનો વખત આવી લાગ્યો હતો, ને આ દુનિયાની તેની કારકીર્દી પુરી થઈ હતી. તે એ ઉપરથી ગમગીન બની ગયો. તેણે વિદ્યાર્થીઓને લેવાનું બંધ કીધું, જાહેર ખાતાંઓથી છુટો થયો ને પોતાના અંત માટે તયાર થઇ બેઠો, જે પછી ત્રણ દિવસે માથે લોહી ચઢી જવાના હુમલાનો તે શેકાર થયો, જે પ્રાણઘાતક પુરવાર થયો.

પ્રસિધ ધર્માધ્યક્ષ ને ફીલસુફ ફ્લેચરે બી એક સ્વપ્નો જોયો હતો કે આ દારે-ફાનીમાંથી કુચ કરવાનો તેનો વખત આવી લાગ્યો હતો. આ બસારત માટે તે ખુદાનો હેસાનમંદ બન્યો. તેણે તરતજ એક ઘોર બનાવનારને તેડી મંગાવી તેને 'કૉફીન' અને સુંદર કારીગીરીની ઘોર તાકીદે ચણાવવાની વરદી આપી. "તારૂં કામ તરતજ શરૂ કરજે, બેટા," તેણે તાકીદ કરી, "વખત હાથમાં નથી." તે ઢાંડફાડો હેરત થયો. એ પાદરી સાહેબ જીવતાંજીવત શાંની ઘોર કરાવતા હતા? તે સમજી શકયો નહિં—પણ થોડા દિવસમાંજ સમજ પડી. પાદરી સાહેબ ઇશ્વરભક્તિ કરતા કરતાજ સ્વર્ગે સિધાર્યા, ને ઘોર અને 'કૉફીન' તરતજ કામ આવ્યાં.

સંગીતના મહાન પિતા મોઝાર્ટની યુરોપિયન સંગીત દેવીને અર્પણ કરેલી છેલ્લી નજર તેના "રીકવાયમ"ની હતી. મરણ પામેલા આત્માને શાંતી મહાવાનું તેનું આ છેલ્લું મહાભારત

ગાયન લખતાં લખતાં ખુદરતને ખુદા પર તેના વિચારો જવા લાગ્યા. તેને ઓચીંતું લાગી આવ્યું કે મહાબળી કુદરતની તેની પાસે આ લખાણ લખાવવાની એ નેમ કાં નહિં હોય કે તે સંગીત તેનાજ આત્માને શાંતી ચહાવામાં કામ લાગે! તેનો એ ખ્યાલ જલદીજ ઘર ઘાળી બેઠો. ઝડપથી તે પોતાનું એ મહાભારત કામ પુરૂં કરવા મંડી ગયો, ને તેની જીંદગીની જોત પણ પછીથી જલદીજ બુઝાતી થઇ. અંતે તે કામ પુરૂં થયું ને તેણે ખુશાલીથી પોકાર્યું, "મારીજ કલમનું પરિણામ મારાંજ 'કોફીન'ની પાછળ ગંભીર નાદ પોકારવા કામ લાગશે." —અને તે તેમજ કામ લાગ્યું. તે આગાહી ફળી. મોઝાર્ટ તરત આખેર થયો, અને તેના આત્માને શાંતી ચહાવા તેનુંજ સંગીત પેહેલવહેલું ગવાયું

મહાન શીલ્પશાસ્ત્રી હોગાર્થ પોતાની યાદગાર ફતેહો પછી એક નવાં કામપર મંડયો. તેને એક દિવસ તેવામાં ઓચીંતી ભસારત થઇ કે હવે તેણે પોતાની આખેરી માટે તૈયાર થવું, કારણ તે થોડા વખતનો પહરોણો હતો. તે પોતાનાં કામપર વધતી ઉલટથી વળગ્યો, કે જ્યારે તેના મિત્રો તે શું કામ કરતો હતો તે આતુરતાથી પુછવા પડયા. "આખેરી—નામ તેનો નાશ—સમાપ્તી—સર્વેનું સેવટ," તે જવાબ દેતો. "ત્યારે સો તે તારૂં બી સેવટ હોવું જોઇએ?" એકે એક વાર કહ્યું. "રાસ્ત છે," તે હુન્નરમંદે ગંભીરાઇથી પોકાર્યું; "હું તેથીજ ઉતાવળમાં છું." આખરે તેનું કામ પુરૂં થયું, ને તે પુરૂં થતાં "આખેરી" નાં નામ હેઠળજ માર્ચ માસમાં તે જાહેરમાં આવ્યું, ને એપ્રીલમાં તેના મહાન કર્તાએ બી આખેરીનો દમ ખેંચ્યો.

જૉન હંટર એક વેળા એક સભામાં જતાં પોતાની બાયડીને કેહેતો ગયો કે તેને લાગેછ કે આજ તે છેલ્લીજ જાહેર સભામાં જાય છે. તે ત્યાં ગયો, તકરારમાં ખુબ રસપર ચઢયો, ઓચીંતું "હાર્ટ" બંધ પડી ગયું ને મોહોતને શરણ થયો. ખરેજ તે તેની છેલ્લીજ સભા હતી.

લોખકે ફુટ એક વેળા ગુજર પામેલા કલાકાર વૈદ્યની છબી જોતાં પટપટમાં, "ગરીબ વૈસ્ટ!" થોડા વારમાં તે ઓચીંતો મૃત્યુ

જેવો થઈ ગયો, ને પછી શુધમાં આવતાં બોલ્યો, "થોડા થોડા વખતમાં એમ બી બોલશે કે ગરીબ બિચારો ફુટો" તેનાં મિત્રો આ સાંભળી અજબ થયા, પણ ખરેખર થોડાજ વખત પછી પ્રજાએ આ મહાન કલમકશ માટે ગમગીની જાહેર કીધી.

સારી ધરતી માથે લઈ રહેલા પેલા તવારીખમાં યાદગાર જગ્યા ધરાવનાર કારડીનલ વુલઝીનું બી મરણ પણ એવાજ સંજોગોમાં નિપજ્યું હતું. તેનાં મરણની આગળે દિવસે સહવારે તેણે વખત પુછયો. "આંઠ થયા" જવાબ મળ્યો. "નહિં હોય, એ નહિં હોય; ઇશ્વરની મરજી થઇ છે કે આંઠનો ટકોરો પડતાં આ જાન તે બાપની હજુરમાં જવો જોઈએ," તે બજીદ થયો. અંતે જયારે તેને ખાત્રીજ મળી કે કશી ભુલ હતી નહિં, ત્યારે તે વિચારમાં પડયો. તેને તો કોઇ જાતની એવીજ આગાહી મળી હતી કે આંઠના ટકોરે તેની વિચિત્ર લીલી—સુકીવાલી જીંદગી બી આખેર થવીજ જોઇએ. એ પછી વળી બીજી સહવારના આંઠનો ટકોરો થયો ને વુલઝી તે ગુરૂઓના ગુરૂ હજુર જવા ઉપડી ગયો. તેને વખતની બસારત નક્કી મળી હતી, પણ દિવસમાં ભુલ થઇ હતી. તેના કમબખ્ત છેડાનુ કવિરાજ શેકશપીયરે આપેલું આ ટુકું બયાન વાંચવાજોગ થઇ પડશે:—

At last, with easy roads, he came to Leicester,
Lodg'd in the abbey; where the reverend abbot,
With all his convent, honourably receiv'd him;
To whom he gave these worlds,—" O father abbot,
An old man, broken with the storms of state,
Is come to lay his weary bones among ye;
Give him a little earth for charity!"
So went to bed, where eagerly his sickness
Pursued him still; and three nights after this,
**About the hour of eight (which he himself**
**Foretold should be his last),** full of repentance
Continual meditations, tears and sorrows,
He gave his honours to the world again,
His blessed part to heaven, and slept in peace.

કેવી વિચિત્ર જીંદગી! નસીબદેવીનાં કેવાં વિલક્ષણ નખરાં! ક્યાં જનમ્યો, ક્યાં અને કેવો વૈભવ ભોગવ્યો અને ક્યાં અને કેમ આખેરી પામ્યો!

આ વિષય પ્રગટ થતાં તેની નિચે એવીજ રીતનો પોતાનાં કુટુંબમાં બનેલો એક ગમખાર દાખલો "ફુરસદ" ના કાબેલ અધિપતિરાજ **મી૦ બહેમનજી કાબરાજી** ખુલ્લાં નામ ઠામ સાથ ટાંકે છે જે તેઓનાજ શબ્દોમાં ઉતાર્યો છે :—

" આ જાતની મરણની બસારતના દ્રષ્ટાંતો બેશક દરેક જ્ઞાતમાં બનતા હોવા જોઈએ, ને નેકીભર્યાં મોહોતને એ પાક ઈજ્જત અવારનવાર મળતી હોવી જોઈએ. આ લખનાર (અધીપતી) નાં ભાણેજ **મીસ મેહેરબાનું હોરમજજી પ્રીન્ટર** જેવણ અત્રેની **ગોકુલદાસ તેજપાલ કન્યાશાળાનાં વડાં શીક્ષક** હતાં તેમનાં અતી દુઃખકારક મરણના સંબંધમાં એ બનેલું છેલ્લા પાંચ મહીનાની વાત પર સાક્ષાત પુરવાર થયલું છે. મરનાર એંટરીક તાવથી હેરાંન હતાં, ને બુધવાર તા૦ ૧૧ મી મેને દિવસે તેવણની વધુ જીવવાની આશાજ ન હતી. એમ છતાં તે દહાડે બપોર થતાં મરનારે ખુલ્લા શબ્દોમાં આ લખનારને પોતાને પુછયું કે " મામાજી, આજે શો વાર થયો?" જવાબમાં કેહવામાં આવ્યું કે "**બુધવાર**" તેણીનો વળતો જવાબ એ હતો કે "ત્યારે હું આજે જાઉં?"—અને "એમ કોઈ બોલે?" વિગેરે ધમકાવામાં આવતાં તે બાંનુએ વિચાર ફેરવવાની ઢપે તેવાજ ખુલ્લા શબ્દો ને ઠરાવવંતી અંદાએ જવાબમાં કહયું, "ત્યારે આજે હું નહીં જતી; હું **સુકરવારેજ જવશ.**" પછીથી રહાંજ થતાં તે બાઈનો જીવ આખર થવાની તદન તૈયારી માલુમ પડી, પણ કેહવાને અજબ જેવું છે કે ચાંપતા ઉપાયોથી તે બેહેન પાછી સજીવ અને હુશીયાર થઈ, ને ને ત્યાર કેડે તે વાહલી મરનારે, **આગમચથી કહી મેલ્યું ને જાહેર કરયું હતું તે મુજબ, બરાબેર તા૦ ૧૩ મી ના સુકરવારે સાહવારે ૭ ને ટકોરે** પોતાનો નોજવાંન જાન પોતાના પેદા કરનારને સપુર્દ કર્યો.—અધીપતી, "ફુરસદ."

"ફુરસદ"

# થોડાક પ્રસિધ્ધ કુંવારાઓ.

તમે પરણેલી બાનુંઓ હંમેશાં વડાઇ લેવો છો કે "હમે છીયે તો બધું છે. હમારે લીધે ને નમીએ તો હાથ ધરતો ધાન ખાય છે. દુનિયાનાં બધાં મોટાં માણસો પોતાની ચઢતી હાલત માટે તેમની બાયડીઓનેજ આભારી છે." તો જરા આય દાખલાઓ પર નજર નાંખજો. ત્રીયારાજના અમલમાં રહ્યા વિના ઘણા નામીચા નરો કીર્તિ દેવીના માનીતા થઇ ગયા છે. આબાદી, જાહેરાત ને લોક-પ્રસંશાની ઉપલી સીડીએ ચઢયા છે અને દુનિયાની તવારીખમાં અમર થઇ ગયા છે. લોર્ડ બેકન એક ઠેકાણે કહે છે કે "બાયડી અને બચ્ચાંવાળો પુરૂષ દોલત અને નામનાનો અંજાણ્યો હોય છે, કારણ સાહાસકર્મો. સદગુણો અને બીજાં અમર કાર્યોમાં તેઓ મોટી નડ સમાન છે. સારી આલમનું કલ્યાણ કરનાર ને અમર થઇ ગયલાં ઉપયોગી કામો કુંવારાઓ અને બચ્ચાં વિનાના વાંઝીયા ગૃહસ્થોથીજ થયાં છે, તે શખ્સો કે જેઓએ પોતાનું સર્વ ધ્યાન, તમામ લાગણી ને અંખર પ્યાર પોતાનાં કામોને અને આલમનેજ અર્પણ કર્યાં હતાં—તેઓ તેમની સાથેજ પરણ્યા હતા." (જો, જો, હંબા, આ શબ્દો બેકન નામદાર ઉચ્ચારે છે. બંદાની ગરદન ના માગતાં!)

આ શબ્દોને ખરા પાડી આપનારા મહાન કુંવારાઓનાં આજનાં દાસ્તાનમાં પેલા પ્રસિધ્ધ ફીલસુફ ન્યુટનથી શરૂઆત કરશું. કહે છે કે આ પંડીતજી પેલી સારી દુનિયાને જળાવનારી મહાન લાગણીથી તમામ અંજાણ હતા. તેઓની તમામ એકાંત અને અભ્યાસી જીંદગીને સબબે અબળા જાતીથી તેઓ હંમેશ દુરજ રહયા હતા. કદરત તેઓની માશુક હતી અને તેને ઓળખવાની મહાભારત શોધો તેઓનાં બાળકો હતાં. પરિણામમાં તેઓને શાદીરામમનીનાં ખયાલો ઉત્પન થયાજ ન હતા અને અંજામમાં આજે દુનિયામાં અમર નામ મેળી ગયા છે.

હોબ્સ સાહેબ પણ "પાવરે પગ દેવા" વિના આ ફાની અવની છોડી ગયા હતા.

**ઍડમ સ્મીથે** પણ "હયમનના રાજ્ય" માં દાખલ થવાનો કદી વિચાર કર્યો નહિં હતો. તેઓની મોજો પફ્પાઉડરની મિત્રો કરતાં બેશકી બાંધણીમાં સજ થયલી ચોપડીઓની સંગતમાંજ સમાયલી હતી અને એજ વહાલા શોખમાં જીંદગીની સાંજ સુધી મચ્યા રહયા હતા.

**સેમફોર્ટ** જે મનુષ્યને ધિક્કારનાર પંતુજી તરીકે નામના પામી ગયો છે તે તો વળી લખી ગયો છે કે "જો માણસમાં અક્કલ હોય અને તેની સલાહ લેતો હોય તો પરણેજ શું કામ! હું તો બા કદીજ નહિં પરણું, નહિં તો મારાજ જેવો દિકરો અવતરે ને તેમાં વળી મારા જેવા વિચારને લીધે સારી જીંદગી હાડમાર થાય" ખરેખર ઘણુંજ નેક કામ કર્યું બિચારાએ! નહિં તો અમથો સુઝ્યો જીવ દુખમાં તાણુતે!

કુંવારા નામાંકિત નરોની હારમાળામાં એ ઉપરાંત નિચલા વિરલાઓબી સમાયલા છે. **ગેસેનડી**, દુરબીનની શોધ કરનાર જગ-પ્રસિધ વિદ્વાન **ગેલીલીઓ. ડેસકારતીસ, લૉક, સ્પીનોઝા, ફીલસુફ કૅન્ટ, આઈઝાક બેરો, બીશપ બટલર, બેલી, લોયલ**, નામાંકિત રસાયણ શાસ્ત્રી **કેવનડીશ, બ્લેક**, અને **પંડીટ ડાલટન.**

**કેવનડીશ** કાકા તો એકદમજ "ઍકસટ્રીમીસ્ટ" હતા. એવણ તો "સારી ઓરત જાતનેજ બેવફા" માનતા. તેઓનાં મકાનમાં કામ કરતી સ્રી નોકરો માટે તો તેઓએ દાદરબી જુદોજ રખાવ્યો હતો અને કોઇએબી પરવરની હજુરમાં દેખાવ દેવોજ નહિં એવો વળી મનાઈ હુકમ કાઢયો હતો! સાહેબની ઘરમાં આમદ હોય ત્યારે બધી બિચારીઓ ભરાતી છુપાતી ફરતી કે રખેને "મહાદેવ" ના દર્શન થઈ જાય, અને ભોગ જોગે ભૂલચુકમાં નજરે બજરે પડી જવાય કેની તો ચપ કરતો કે પેડો મળી ગયલોજ સમજવો!

**જી. વીલસન** નામનો એક લેખક તેઓ સાહેબની જીંદગી લખતાં તે કેતાબમાં ૧૭૦ મે પાને એક વાત ઉમેરે છે કે એક સાંજે જગ-પ્રસિધ "ધી રૉયલ સોસાયટી" માં થોડા આગેવાન નામાં-

કિત નરો એક બારી આગળ ઉભારહીને ગપ્પાં મારતા હતા, તેવામાં સામેની બારીએ એક અતિ ખુબસુરત કન્યાએ દેખાવ દીધો, તેપર સઘળાઓનું ધ્યાન ખેંચાયું. તેઓ સઘળા વખાણનાં ટીકકાઓ સાથ તે ખુબસુરત આકારને ટીકવા મંડયા. કેવનડીશ કાકા એક ખુણામાં ગગડયા હતા, તેવણું સમજ્યા કે એ બધાઓ કાંઇ શુંએક જોતા હશે કરી તે ટોળામાં આતુરતાથી હોમાયા, પણ જેવું તેઓએ જોયું કે તે લોકની વખાણને ટીકકાઓનું મૂળ એક પરીસુરત ચહેરો હતો કે ધિકકાર અને કમકમાટથી ફરી ગયા અને મહા ગુસ્સામાં પોકાર્યું, “ફીટકાર છે, તમો મુરખાઓપર” આટલો ગુસ્સો ઓછો હોય તેમ તરત સાહેબે ટોપી માથે લટકાવી ચાલું મુકયું.

બાનુઓના હેટના આ કટકાને છોડી હવે બીજા વિભાગમાં ડાકયું નાંખશું. તવારીખનવેશોમાંથી ઘણા મહા પુરૂષો નજરે પડે છે કે જેઓએ લગ્નના મહા દુઃખમર્યાં ને અપજસ્યાં બજારમાંથી સદા દુર રેહેવાનું દહાપણ વાપડયું હતું. એવા દહાપણવંતા નરોમાં હયુમ, ગીબન, બકલ, થરવાલ અને મેકોલેનાં નામો ધ્યાન ખેંચે છે.

કામડને પોતાના અભ્યાસ સાથજ સંસાર માંડયો હતો. ગીબન સાહેબ કુંવારા તરીકે જણાઇ ગયા છે, પણ એક વેળા તેઓબી પ્યારની મહાન લાગણીને વશ થયા હતા. કસીપંથકના પાદરીની માડમોઆઝેલ કરશાદને તેઓએ “લયલા” બનાવી હતી. આ “લયલા” તે વેળા સ્વીટઝરલાન્ડનાં લુઝાન ખાતે મંડળોમાં અતિ ઘણી જાણીતી હતી. ગીબન લખે છે કે “કુદરતની આ દરેક રીતની સંપુર્ણ માનસિક અને આત્મીક કારીગીરીએ મારૂં ધ્યાન ખેંચ્યું. તેણીની વખાણે મારી ઉલટ ઉશ્કેરી. મેં તેણીને જોઇ, હું ગુલામ બન્યો તેણીનાં પ્યારનો, એકાંતવાસની સર્વોતમ મજાહમાંને સુખના મહાન સ્વપ્નામાં મેં થોડો વખત ગુજાર્યો, સચ્ચાઇ અને લાગણીના જુસ્સાઓના મહાન સરોદો મેં તેણીમાં રેડયા ને મને લાગ્યું કે એક સદગુણી અને સાચ્ચાં જીગરનો મેં કબજો મેળવ્યો હતો.” ગીબન તે પછી ઇંગ્લાન્ડ પોતાના પિતાની મરજી પુછવા આવ્યો. આ વેળા તેની ઉમર વીસ વર્ષની હતી, તે પિતા આ

"લયલા" ની સામે મજબુતાઈથી થયો અને એ કાર્જથી હાથ ઉઠાવવાની સલ્લાહ આપી. આખરે બેટાએ તે સલ્લાહ કબુલ કરી દીધી, જે બતાવે છે કે તેની પ્યારની લાગણી ધચુપચુ અને નબળાં મનની હતી.

કાજ તોડયું, વેહેવાર બંધ કીધો, દુખથી લખ્યું કે "એક દુઃખ ભરી કોશેશ પછી હું મારા નસીબને તાબે થયો. એક આશક તરીકે મેં દુઃખથી હાયમારી, એક અદબવંત અને તાબેદાર બેટા તરીકે ફર્જ બજાવી." તે દિવસથી તવારીખના અભ્યાસ સાથ તેઓએ દોસ્તી પાડી અને સારી જીદગી સુધી તેમાજ ગાયબ રહી આ વિષયમાં જગ્યા મેળવી.

**જેરીમી બેનઠમ**ની શાદીના ગાંઠથી કદી જોડાયો નહિ હતો. જીદગીની જવાનીમાં એક ઠેકાણે તેને પોતાનું જીગર અર્પણ કર્યું અને સંજોગોને સબબે એક વેળાના મહાન પ્યારનેજ તે સાચવ્યો રહ્યો. તે કાર્જ થયુ નહિં અને તેને લીધે તેને કુવારી જીદગી ગુજારી પોતાના પવિત્ર પ્યારને તેણે સદા સાચવ્યો. "એકજ ખુદા ને એકજ જીગર" એ તેનો નિયમ હતો. વર્ષો સુધીના તેને તેણીનાં પ્યારનો વિયોગ ભોગવ્યો. સાઠ વર્ષના ઉમરે તે પાછો તેણીના સમાગમમાં આવ્યો. પાછી તેણીને પોતાની કરવાની કોશેશ કીધી. તેણી પણ હજી કુમારીજ હતી. હજી આ જવાન (?) જોડાને નસીબે યારી આપી નહિં. આ પ્યારનું લોહચુંબક ચોરાસીની ભરતીમા આવ્યો તો પણ મક્કમ રહ્યું. એ ઉમરે તેને તેણી પર લખેલુ એક કાગળ જાહેરમાં આવ્યું છે, જેમાં આ વરરાજા પોતાની લાગણી ગરમ શબ્દોમાં ઉચ્ચારે છે કે "હવે હું ચોરીયાસીની ભરતીમાં આવ્યો છું, પણ હજી દાયકાઓની વાત ઉપર તારાં મકાનની મુલાકાતવેળા તેં આપેલા ફુલો સ્વિકારતાં તારા માટે મારા જીગરમાં જે જુસ્સાઓ અને હેત ઉછળતાં હતાં, તેવીજ લાગણીઓને વહાળ હજી આ વાર જોતાં અને ઠાકેલાં જીગરમાં કાયમ છે. તે દિવસો પછી હમણા સુધીમાં એવો એકબી દિન ગયો નથી કે જ્યારે તું મારા વિચારોમાંથી ખીસી હોય. છેલ્લે સુધી હું તારા પવિત્ર માનમાં સદા કુંવારોજ રેહેવશ, કારણ એક મ્યાન એકજ તલવાર

સમાવી શકે છે, એક ક્રિશચીયન એકજ ખુદા અને એકજ રાહબરને માને છે, તેમ એક સાચ્ચો પ્યાર એકજ ને માત્ર એકજ જીગર મેળવી શકે છે"–અને પરિણામ તરીકે મોહોતના કાસદે તેને તેડયો ત્યાં સુધી તે એકજ તરફ સદા સાચ્ચો રહ્યો અને આખરે નામના મેળી ગયો.

ફીલસુફો પછી રાજદવારીઓમાંથી ઘણુા તૂરરાઓ કુંવારીજ જીંદગી ગુજારી ચયાછે. બેજ અગત્યનાં નામોપર નજર કરશું. પીટ અને ફ્રોક્ષ પોતાની જાહેર કારકીર્દીની ફ-તેહમાં એક મોહોરદારને ભાગ આપવાની સરજતથી બાકાત રહ્યા હતા.

પીટને માટે કહે છે કે તે બહારથી જેવો ઠંડો અને કરડોને અળગો માલમ પડતો હતો તેવો બાતેનમાં નહિ હતો. તેની ખાણુગી જીંદગી એક પણુ દાઘ વિનાનીને નિરદોષ અને નિશકલંક ગઇ હતી. તેની મુખ્ય મોજ નાનાં બાળકો સાથની સોબત હતી. ઘણીવાર કલાકો સુધી તે પોતાની એ મોજમાં આરામ પામતો નજરે આવતો હતો. તેને બી એકવાર લેડી એલીનોર ઇડન નામની બાનુને વરવાનો વિચાર કર્યો હતો, મગર તેને લાગ્યું હતું કે તેનો સઘળો પ્યાર, બધું ધ્યાન ને તમામ શેવા પોતાની જાહેર ફર્જ અને દેશ અને પ્રજા શેવાનેજ તેને અપર્ણ કરવા જોઇએ અને ત્યારે સંસારથી દૂર રેહેવામાં તેને ડહાપણ માન્યું. પરિણામમાં આ બાનુંથી ધ્યાન છોડી તેણે રાજદ્વારી જીંદગીની બાથોબાથ લડતમાંજ કુંવારી જીંદગી પુરી કીધી.

નામાંકિત ચિતારાઓનીબી એક મોટી સંખ્યા સ્ત્રી-સંગથી દૂર રેહેનારાઓ તરીકે જાણીતી થઇછે.

લ્યોનાર્ડો વીંચી, રાફેલ અને માઇકલ એનજેલો જેવા મહાન વિરલાઓએ પોતાની પ્રિયા તરીકે પોતાના ઉંચા હુન્નરનેજ પસંદગી આપી હતી. માઇકલ એનજેલો તો વળી લખી ગયો છે કે "હમારો હુન્નર એવી અદેખી દિલદાર છે કે તે એક સોકની હાજરી કદીબી સાંખી શકેજ નહિં. એ હુન્નરનેજ મેં મારા સુખ અને દુઃખનો ભેદીદાર બનાવ્યો છે—તેની સાથેજ વિવાહ કર્યાછે અને તેની જંજાળજ મારા મનથી કદુખી નહાળી રેહાણુ છે. મારાં ચિત્રો અને

પુટલીઓ મારે મનથી મારા બચ્ચાંજ છે. મારૂ ખાનદાની નામ અને કામ એ મારા વહાળાં બાળકોજ જાળવી રાખશે ને આવતી ઓલાદ આગળ ધરશે".

દહાપણવંતા રેનોલ્ડઝે પણ પોતાની ખુશીથી સદા કુંવારીજ જીંદગી ગુજારી હતી. કહે છે કે તેનો જાણીતો મિત્ર ફ્લેકસમેન પરણ્યો તેની ખબર સાંભળી તે પુકારી ઉઠયો હતો કે "અરે ફ્લેકસમેન, તુંને એ શું ઘેલછા લાગુ પડી! આજથી એક ચિતારા તરીકે તું મરણ પામ્યો છે. આજથી તારો નાશ થયોછે." ટરનર અને ચેતી બો કુંવારા બહાદુરખાંઓમાં જગ્યા લેછે. બેઉ વારંવાર પ્યારમાં પડયા હતા, પણ "સાસુ લેજેરે સોપારો" જેવા સંજોગોમાં આવતા મરણ સુધી દૂર રહ્યા હતા.

હવે પ્યારથી ઉતરતી પેલી બીજી નામાંકિત કુદરતી બક્ષેશ—સંગીતના પુંજારીઓની ખબર લઇશું. હેનડેલ, રોઝીની, મેનડલસૉન, મેયરબીયરની ચોકડી "એકીલા રેહેના હય બડા મજેહદાર" માંજ માનતા હતા અને એજ મુદ્રાલેખમાં જીંદગી ગુજારી અમરતા પામ્યા હતા. બીથોવન પણ કુંવારોજ મરણ પામ્યો, મગર તે શાદી રામસનીનાં ખ્યાલમાંથી દૂર રહી શકયો ન હતો. બીથોવન પોતાની દેવતાઇ શકિત સાથ ઓરતની મોહીનીથી બાકાત ન હતો. તે એક ખરા ફીરેસ્તાની શોધમાં સદા આતુર હતો. તેનું પેહેલીવાર ચિત ચોરનાર માડમોઆઝેલ હોરોક નામની મધુરી હતી, પણ આ બાઇએ તેની સાથ જોડાવા કરતાં એક ઑસ્ટ્રિયન અમલદારને પસંદગી આપી. આ પેહેલા અનુભવેજ તેને એ તકદીલી લાલચોથી દૂર રેહેવાની ચેતવણી આપી નહિં. તે બીજી વાર પણ એમજ મુર્ખ બન્યો. ત્રીજી વાર તેનાં જીગરમાં વાસો કરનારી બાનુ તેનાં કરતાં ચઢતી હાલતની કાઉનટેસ ગુલીયા ગુસીઆરડી નામની હતી. આ લયલાએબી સાહેબને કાંકુ આપ્યું નહિં. તે બીચારો પોતાની બલી લાગણીમાં તવાયો ગયો, ગાયનો અને સંગીત મારફતે તે યાદગાર જુસ્સાઓને બહાર પાડયા, પણ એવી ખાલી ખુબીઓનાં બાણો તે મહીલાના જીગર પર કશી અસર કરી શકયા નહિં. તેની અંતંત નાચીપાસી વચ્ચે કાઉનટેસે પોતાને સમાળવાનું મહાન

" લાયસન્સ " કાઉન્ટ ડ ગ્લેન્બર્ગને લખશ્યું. તે દિવસ પછી આ સંગીતકારે સંસારના ખ્યાલ સદાને માટે તજ્યા અને પોતાની માનીતી દેવીને જીંદગી અર્પણ કીધી જેના સબંધમાંજ તે દુનિયામાં આવી અમરતા પામ્યો છે.

પેલો નાસ્તીક **વૉલટેર**ની રખડેળ, બટકેળ, વિચિત્ર, બુરી નીતિવિનાની પણ કુંવારી જીંદગી ગુજારી ગયો છે.

હવે આપણે આ લંબાણ થઇ ગયલા વિષયને સમાપ્ત કરતાં થોડા કાવ્ય દેવીના માનીતા બેટાઓપર નજર કરી લઇશું.

" કુમારૂં રહેવું એહેની ઘણુંજ સારૂં, બળી ગયું પણવાનું "ના સરોદો કહાડી તે નિયમ પર ચાલનારા નામાંકિત બેટાઓમાં **કાઉલી, ઓટવે, પ્રાયર, કાંનગ્રેવ, ગે, સ્વીફ્ટ**, " હોમર્સ ઇલ્યડ " ને અમર કરનારો **પોપ**, કબ્રસ્તાનની એકાંત છાયાને મોજમાં મજાહ લેનારો "ઍલીજી" નો પ્રસિધ લેખક **ગ્રે** અને શેહેરી અને ગામડેની જીંદગીનો નમુનેદાર સબક શિખાડનારો પેલો વિચિત્ર, રખડેળ, પણ હાતમ અને દુલ્લા દિલનો, બડબડિયો **ગોલ્ડસ્મીથ** જગ્યા ધરાવે છે.

**કાલીન્સ** એક વેળા પ્યારમાં હતો, પણ તેમા નાશીપાસ થવે સદા દૂર રહ્યો હતો. **કાઉલીની**બી એજ હાલત હતી. Faint Hearts never win Fair Ladies નો દાખલો તે પુરો પાડતો હતો.

**સ્વીફ્ટ મેહેરબાન પણ વેરીના, સ્ટલા અને વેસ્રીનાને સમજાવવામાં મશગુળ હતા, પણ સારૂં થયું કે તેમાં ફાવ્યા નહિં અને પરિણામમાં સાહિત્ય-દેવીએ અમર બનાવ્યા. પોપ સાહેબ પણ બે** મરતબે પ્યારના શરીક થયા હતા. પેહેલીવાર પોતાની નેમમાં ફાવવા મનની મુર્તીપરથી તરેહવાર પત્રો અને કાવ્યોનાં નઝરાણા સવડકે કર્યાં, પણ ફેંકટ ! આ સઘળાં લખાણો છાપામાં આવ્યાં અને ઉલટા બિચારા હસી પામ્યા. બીજીવાર તેઓનું ધ્યાન **લેડી મેરી વોટલી મૉનટેગે** ખેચ્યું. એ બાનું તે વાર આખા યુરોપમાં જાણીતી હતી. આ બાનુંએ પણ કવિ સાહેબને વજન આપ્યું નહિં. અંતે પોપ સાહેબનો પ્યાર ધમકીમાં અને છેવટે ધિક્કારમાં બદલાયો અને જે કલમ તેણીને દુરે-

સ્તો ચિતારતી હતી, તે હવે નિંદાના બાણુ છોડવા રોકાઈ. અંજામમાં તો પોપ કુંવારા વિરલાઓની હારમાળામાં બેઠક પામ્યા.

કાઉપર કવિએ એકવાર પોતાની પિત્રાઈ થીયોડોરા સાથ પ્યારમાં હતો. તેઓ બેઉ રાજી હતાં, તોપણ "કોટવાલ અને કાજી" માટે ટક આવી નહિં. મગજની પેલી ભયંકાર બિમારી, જેની પિડાથી આ કમનસીબ કવિ સારી જીંદગી હેરાન હતો અને તેને સબબેજ તેણે એકાંત અને બચ્ચાં જેવી રીતે વખત પસાર કીધો છે. તેને સબબે આ લગ્નમાં બાધ નડી. તેઓ બેઉએ સદા કુંવારી જીંદગી ગુજારી. તેની નાશીપાસી અને ગમમાં રાહત આપનારી મુખ્ય મોજ તેને કુદરત તરફની કલમની બખ્શેશ હતી. ડ્રાઇડન લખી ગયો કે તેમ "પ્યાર એક માણસને કવિ બનાવે છે," તે મિસાલ કાવિપર કવિ તરીકે અમર થયો. હનટીંગડન ખાતેના વસવાટ દરમિયાંન તેને પેલી ભલી અને ઉંચા વર્તનો વાળી મીસીસ ઉનવીન સાથ દોસ્તી પડી જે સારી જીંદગી નિભી. મી. ઉનવીનના મરણ બાદ એક હેતાળ માવતર અને દિલસોઝ બેહેનની અદાથી બાલની ખાતે તેણી તેને લઇને રહી, તેની દુઃખી જીંદગીને આરામ અને શાંતીમાં ફેરવી અને તેણીની સમજાવતથી "ધી ટાસ્ક-સોફા" જેવાં સાહિત્યનાં ઝવાહીરો જાહેર રોશની પામ્યાં. તેની દિલગીરી અને ગમખારી વચ્ચે તેની હાજરીમાંજ તે ભલી સ્ત્રી તે દાવરની દરગાહમાં જવા આ અવની છોડી ગઈ અને ત્રણ વર્ષ પછી કવિરાજ કાઉપર કુંવારાપણાનાંજ અવતારમાં તદન નિરદોષ, ભલી અને કલંક વિનાની જીંદગી ગુજારી, લખાણો અહીં મેળી, હંમેશગીમાં ચાલતો થયો.

કવિરાજ ગોલ્ડસ્મીથ સાહેબે લગ્નનાં બજારમાં દાખલ થવાની માગણી યા કોશેશ કીધી હતી નહિં. તેની વિચિત્ર ને વિલક્ષણ જીંદગી અને ખરચાળુ અને મારવાડીઓની ફીકરથી ભરપુર, "બાવા નહાય ને તાપે પડે" જેવી હાલતને લીધે શા'દી રામશનીના વિચારો કરવાનો વખતજ તેને કયાં મળ્યો હતો! "Satan finds mischief with idle hands to do" વાળી ઇંગ્રેજી કેહેવત પ્રમાણે તેઓ નવરાજ કયાં થયા હતા કે પ્યારનો ચેલો દેવ તેવણુસે વેલાં કાઢવાની ટક લેય!

— —

**ચાર્લ્સ લેંબ** પણ કુંવારોજ માર્ગે લાગ્યો હતો. તેની પ્રિયા, માશુક, મોજ-મજાહ ને દુનિયા તેની પેલી કમનસીબ બેહેન **મેરી**-માંજ સમાઇ ગઇ હતી. નમુનેદાર ભાઇઓની સોનેરી સંક્રમાં આ મા જાયાને આગેવાન જગ્યા ઘટે છે. કમનસીબ મેરીએ મગજના ઘેલાપણાંમાં પોતાની માતાને છરી મારવા પછી પોતાનું ભાણુ સદાનું ગુમાવ્યું હતુ. આ દુઃખભરી કહાણી મશહુર છે. કહે છે કે એકવાર લેંબે વરવાનો વિચાર કર્યો હતો, પણ પોતાની પ્રાણપ્રિયા વહાળી બેહેનની આ આફત પછી તે તેણી શિવાય સારી આલમની તમામ ઓરત જાતનો ખ્યાલ છોડી બેઠો હતો.

અને ત્યારે કુવારા વર્ગે દુનિયાની નાની સેવા બજાવી નથી. કીર્તિદેવીના સર્વેથી માનીના બેટાઓ તેઓએ પણ કેટલી મોટી સંખ્યામાં પુરા પાડયા છે તે આ પરથી માલમ પડે છે.—અને ત્યારે, તમે હવે શિખજો, વાંચનારી બેહેનો, કે તમારા વગર કાંઇ મરદોની દુનિયા તદનજ અટકી જતી નથી જો!—હું કે?

"જામે જમશેદ"

